વિજયધર્મસૂરિ-સ્મારક ગ્રન્થ ૧ લો.

# વિજયધર્મસૂરિ—

# સ્વર્ગવાસ પછી.

—વિદ્યાવિજયજી.

વિજયધર્મસૂરિ-સ્મારક ગ્રન્થ ૧ લો.

# વિજયધર્મસૂરિ—સ્વર્ગવાસ પછી.

સંપાદક

મુનિરાજશ્રી વિદ્યાવિજયજી.

પ્રકાશક

વિદ્યાભૂષણ પં. ચુનીલાલ શિવલાલ ગાંધી.

લીંબડીવાળા.

भाद्रे सिते चतुर्दश्यां
नवागाङ्केन्दुवत्सरे ।
सूरिर्विजयधर्माख्यः
शिवपुर्यां शिवं ययौ ॥

—पं. गिरिधर शर्मा।

## फारसी

ॐ

यक हजार व न्हसद व हफ्ता दो न बूवद ऐ 'मुनीर'।
१९७९
बसत व यक मरदा दो सह शन्वा 'धर्मविजय' बरफ्त ॥
२१ भादा

१२ मुहर्रम सन् १३४१ मुहम्मद मुनीर कुरैशी
नारोवाल–पंजाब

સાલ ઓગણી અઠ્ઠોત્તરની, ને ભાદરવો માસ હતો,
અનન્ત ચતુર્દશી મંગળને દિન, સૂર્યોદય જ્યાં થતો હતો.
શાસન ચિંતા કરી અહર્નિશ, મન-વચ-કાયા યોગ ધર્યો,
વિજયધર્મસૂરિરાજ ગુરૂએ શિવપુરીમાં શિવવાસ કર્યો.

ग्रामे शिवादिकपुरे प्रवरे शिवाऽऽकुले
सूर्याद्धि सिद्धिमुनितो नवचन्द्रवत्सरे ।
भाद्रे चतुर्दशमघस्रयुते सुपक्षके
वारे कुजे स्वरगमद् गुरुधर्मसूरिकः ॥

—हिमांशुविजयः

# અનુક્રમણિકા.



મહારાજાધિરાજ શ્રીમાન્ જીવાજીરાવ સિંદે
આલીજાહ બહાદુર—ગ્વાલિયર

# समर्पण ।

## महाराजाधिराज श्रीमान् जीवाजीराव सिंदे आलिजाह बहादुर ग्वालियर ।

**श्रीमन्महोदय,**

सात वर्ष हुए, आप के पूज्य पिताश्री श्रीमान् स्वर्गीय महाराजा साहेब माधवराव सिंधिया को, मैंने मेरा 'सूरीश्वर और सम्राट्' नामक ऐतिहासिक ग्रन्थ 'समर्पण' किया था। बाद में आज इस ग्रन्थ का 'समर्पण' आप श्रीमान् को करते हुए मुझे हर्ष होता है।

**राजन्,**

आप के राज्य और राज्य कुटुंब के परिचयमें मैं करीब १०–११ वर्षोंसे आया हूं। और जिस शिवपुरीमें, स्वर्गीय महाराजा साहेबने राजमाताश्री श्रीजीजामाता की अद्भुत छत्री बनाकर मातृभक्ति का एक आदर्श खड़ा किया है, उसी शिवपुरीमें हमारे जगत्पूज्य महात्मा श्रीविजयधर्मसूरि महाराज का स्वर्गवास होना, और वहाँ 'समाधि मंदिर' बनकर 'गुरुतीर्थ' का धाम बनना, इस अपूर्व संयोग को देखते हुए उसी जगत्पूज्य महात्मा

विजयधर्मसूरि का ' स्मारक ग्रन्थ ' आपको ही ' समर्पण ' करना समुचित मालूम होता है।

महाराज,

जिस स्वर्गीय महाराजा साहेबने हमारे गुरु महाराज के स्वर्गवास के दिन, बिना किसी प्रत्यक्ष परिचय के अग्नि-संस्कार के लिये अच्छे मोकेकी एक बीघा जमीन और बादमें और भी काफी जमीन तथा आर्थिक सहायता दे कर के अपनी उदारता का परिचय दिया था, तथा जिन्होंने शिवपुरी के टौन होलमें ' २५०० वर्ष पहले हिन्दुस्थानकी धर्म–भावना ' इस विषय पर मेरा व्याख्यान सुनने के पश्चात् हम लोगों के प्रति प्रेम, भक्ति और सम्मान अधिकाधिक दिखलाया था, उसी महाराजा की प्रतापी राजगद्दी को आप सुशोभित कर रहे हैं, उस दृष्टिसेभी हमारे गुरुदेव का यह ' स्मारक *ग्रन्थ* ' आपही को समर्पित करना योग्य प्रतीत होता है।

श्रीमन्,

ग्वालियर के फूलबागमें लगभग सभी धर्मों के देव-स्थानों को, एवं किसीभी धर्म के उत्सवोंमें श्री दरबार की सहायता व सहानुभूति को देखनेवाला आप के राज्य की, सम्राट् अकबर के जैसी, धार्मिक उदारता की प्रशंसा किये

विना नहीं रह सकता। धार्मिकनामें ऐसे उदार राज्या-
विपति को, जैन साधु होते हुए भी अपनी उदारतासे जो
सब धर्मानुयायिओं के पूज्य महात्मा हुए, उन का 'स्मारक
ग्रन्थ' समर्पित करना अधिक शोभादायक दिखता है।

सरकार,

स्वर्गीया श्रीमती महाराणी साहेबा चिंकूराजा सिंदे
तथा आप की पूजनीया मातोश्रीने मुझे जो अनेकवार
मुलाकात का मान देकर मेरे उपदेश को श्रवण किया है,
उसको मैं कभी नहीं भूल सकता। उन मुलाकातोंमें
राजमातोश्री के विचारों को सुनने का जो मुझे अवसर प्राप्त
हुआ है, उस परसे यह कहना अतिशयोक्ति युक्त न होगा
कि श्रीमती महाराणी साहेबा सचमुच एक आदर्श राज-
माता के गुणों को धारण करतीं हैं। उन के, सदाचार,
सादगी, शिक्षण संबंधी उच्च विचार, शान्ति, गंभीरता,
प्रजाप्रेम, मानसिक स्वतंत्रता, और आप श्रीमान् के
भविष्य के लिये उत्तम भावनाओं को सुनकर मुझे अत्यन्त
खुशी हुई है। ऐसी उत्तम माता के उत्तम संस्कारोंमें आप
और राजकुमारी बहन कमला राजा साहेबाका जो जीवन
बन रहा है, यह न केवल आपकी तीस लाख प्रजा ही के
लिये, किन्तु सारे भारत वर्ष के लिये सौभाग्य की बात

है। ऐसे सौभाग्यदायक महाराजा को यह ग्रन्थ 'समर्पण' करना शोभादायक ही है।

**महोदय,**

यद्यपि अभी आपने राज्यतंत्र की डोरी हाथमें नहीं ली है, तथापि इस लघुवयमें भी आप की मायालुता, प्रजाप्रेम, विनय, मातृ–पितृभक्ति, उदारता, दयालुता एवं अनेकविध विद्याओंमें कुशलता आदि गुणों का जो परिचय होता है, उस को देखते हुए यह कहना अनुचित न होगा कि–सचमुच आप 'पिता वै जायते पुत्र' इस श्रुतिवाक्य को ही चरितार्थ कर रहे हैं। और अतएव यह ग्रन्थ आपही को समर्पण करना मैं अपना कर्तव्य समझता हूं।

अवन्तिका (उज्जैन)<br>चैत्र शुक्ल १३,<br>२४५८<br>धर्म सं. १०<br>ता. १८–४–३२

राज्य और राज्य कुटुंब की सब प्रकार की शान्ति, उन्नति और कल्याण चाहता हुआ<br>मैं हूं आप का<br>**मुनि विद्याविजय।**

# પ્રકાશકનું નિવેદન.

આ ગ્રંથના સંયોજક સિદ્ધહસ્ત લેખક અને પ્રસિદ્ધવક્તા મુનિરાજ **શ્રી વિદ્યાવિજયજી**નો પરિચય આપવાની જરૂર છે શું ? જેઓ ગુરૂદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજના વિદ્વાન્ અને કાર્યકર્તા શિષ્યોમાંના એક પ્રસિદ્ધ છે, જેમણે લગભગ બે ડઝનથી વધારે ન્હાના મ્હોટા લોકપ્રિય ગ્રંથોની રચના કરી છે, જેઓ પોતાની વક્તૃત્વ શક્તિ, લેખનકળા અને કાર્યકુશળતા માટે વિખ્યાત છે, જેમણે કેવળ ગુરૂભક્તિ અને શાસન સેવા માટેજ શિવપુરીમાં કેટલાંક વર્ષો સુધી રહી રાજ્યદરબારમાં જૈનધર્મ અને જૈન સાધુઓ માટે માન વધાર્યું છે, જેમણે **વીરતત્ત્વ પ્રકાશક** મંડળને અતિ પરિશ્રમ પૂર્વક સ્થાયી રૂપ આપ્યું, એટલું જ નહિં પરંતુ એક જગદ્ વિખ્યાત સંસ્થા બનાવી; જેમણે ગ્વાલીયર રાજ્ય તરફથી સંસ્થાને માટે ઘણા વીઘા જમીન, હજારો રૂપિયાની નગદ મદદ અને માસિક સો રૂપિયાની ગ્રાન્ટ મેળવી, જેમણે પોતાના ગુરૂના સ્વર્ગવાસ દિનને રાજ્ય તરફથી **લોકલ હોલી ડે** તરીકે મંજૂર કરાવ્યો, જેમની વિદ્વત્તાની અને લોકસેવાની ખ્યાતિથી ગર્વમેન્ટ ઓફ ઇંડિયાએ ભારતવર્ષના ગણ્યા ગાંઠ્યા અતિપ્રસિદ્ધ વિદ્વાનો અને કાર્યકર્તાઓના લિસ્ટમાં જેમનુ નામ દર્જ કરી માન આપ્યું છે. જેમણે શિવપુરીમાં આવતા અનેક યૂરોપીયન કે દેશી વિદ્વાનો ઉપર

## પ્રકાશકનું નિવેદન.

પરન્તુ જૈનધર્મના વર્તમાન ઇતિહાસમાં એક અગત્યનો ભાગ ભજવતો ગ્રંથ છે. વિજયધર્મસૂરિ, એ એક સામાન્ય સાધુ કે આચાર્ય નહિં પરન્તુ મહાન્ પ્રતાપી, સાહિત્યના પ્રચારક અને સમયને ઓળખી શાસનનું વિધાન કરનાર નવયુગ પ્રવર્તક આચાર્ય હતા, એ વાત આ ગ્રંથથી સહજ સમજી શકાશે.

આવા એક હિમ્-હિમન્ત વ્યાપી કીર્તિવાળા પુરૂષના સ્મારક ગ્રંથના જે ત્રણ ભાગોની યોજના મુનિરાજશ્રી વિદ્યાવિજયજીએ કરી છે, એ ખરેખર પ્રશસ્ય છે, આશા છે કે મહારાજશ્રી બાકીના ભાગો જેમ બને તેમ જલદી તૈયાર કરી જનતાની સમક્ષ લાવવાનો પ્રસંગ પ્રાપ્ત કરી આપશે.

આ ગ્રંથ બહાર પડે તે અગાઉજ કેટલાક ગુરૂભક્ત, સાહિત્યપ્રેમી, ઉદાર મહાનુભાવોએ મુનિરાજશ્રી વિદ્યાવિજયજી તથા શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજીના ઉપદેશથી એક કે અનેક નકલો ખરીદી છે, તે બદલ હું તે ખરીદનારાઓનો તેમજ ઉપદેશક મુનિરાજશ્રીઓનો આભાર માનું છું. પહેલેથી ગ્રાહક થનારાઓનું લિસ્ટ પુસ્તકની અંતમાં આપવામા આવ્યું છે.

અંતમા આ પુસ્તકને પ્રકાશિત કરાવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત કરાવવા બદલ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનો આભાર માનવા સાથે સુહાસ્મિત્ર સ્ટીમ પ્રેસ-વડોદરાના માલીક ભાઈ અંબાલાલ વિ. ઠક્કરનો પણ આભાર માનુ છુ કે જેમણે મારી ઇચ્છાનુસાર જેમ બને તેમ ગ્રંથની સુંદરતા લાવવામા મદદ કરી છે. પ્રકાશન કાર્યમાં થયેલો વિલંબ અને રહેલી ત્રુટિયો માટે ક્ષમા યાચું છું.

ગુરૂદેવનો નમ્ર સેવક

તા. ૧-૪-૩૨ **ચુનીલાલ શિવલાલ ગાંધી.**

ધર્મ સં. ૧૦ 'વિદ્યાભૂષણ' લીંબડીવાળા

अर्हं

श्रीविजयधर्मसूरि–गुरुदेवेभ्यो नमः ।

# સ્વર્ગવાસ પછીની પ્રવૃત્તિ.

ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજના સ્વર્ગવાસ પછી બનેલા બનાવોની નોંધ કરૂં, તે પહેલાં એક વાતનો ખુલાસો કરી લઉં. હતી તો આવશ્યકતા આ પાનાઓમાં, આવા એક બૃહદ્ ' સ્મારક ગ્રંથ 'ને માટે પ્રસ્તાવના લખવાની કે લખાવવાની, પરન્તુ તેમ નથી કર્યું, એનું ખાસ કારણ આ છેઃ

એકજ ધ્વનિ.

આ પુસ્તકમાં પ્રકટ થએલા તારો, પત્રો, ચરિત્રો, વર્તમાનપત્રોની નોંધો અને અભિપ્રાયો વાંચો. એકજ ધ્વનિ સંભળાય છેઃ વિજયધર્મસૂરિ એટલે એક સામાન્ય સાધુ કિંવા આચાર્ય નહિં. ત્યારે? વિજયધર્મસૂરિ એટલે જૈનસંઘનો કીર્તિસ્તંભ, જૈનસાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો પ્રકાશક, ભારતનું ભૂષણ, પાશ્ચાત્ય વિદ્વાનોનો સાચો સહાયક અને વિદ્વાન્ મિત્ર, ગંગા નદીનો કર્મયોગી, જિજ્ઞાસુઓનું શાન્તિ અને સમાધાનનું સ્થાન, જૈનધર્મનો એક યુગપ્રધાન પુરૂષ, ભક્તોનો રાહબર ને સાહિત્યનો સાચો પૂજારી, સંસ્કૃત–પ્રાકૃતનો મહારથી ને જૈનતીર્થોનો સંરક્ષક, સંસારજ્વરથી પીડાતા દરદીઓનો નેક હકીમ અને વિશ્વપ્રેમની મર્નિ-

સ્વર્ગવાસ પછીની પ્રવૃત્તિ.

-રૂઢિઓના નિકંદન માટે ભયંકર સ્થિતિ ચુસ્તોની સ્હામે લડત ચલાવનાર એક નિડર લડવૈયો અને વિજયધર્મસૂરિ એટલે અનેક સંસ્થાઓનો સ્થાપક, અને અનેક રાજાઓનો પ્રતિબોધક.

વિજયધર્મસૂરિ સંબંધી જગતના વિદ્વાનોની આ એકજ ધ્વનિ વાંચનાર-સાંભળનાર કબૂલ કરશે કે વિજયધર્મસૂરિનું સ્મારક આ એકજ ગ્રંથથી પુરૂં ન થાય. એમનાં કાર્યો, એમની સાધુતા, એમનું આંતર અને બાહ્યજીવન, એમનો યૂરોપ-અમેરિકામાં પણ સાહિત્યપ્રચાર, અને રાજ-દરબારોમાં પણ ધર્મભાવના પ્રવેશવાનો એમનો ભગીરથ પ્રયત્ન. એ બધુ ક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે જેને માટે જેટલા ગ્રંથો લખવા હોય તેટલા લખી શકાય, તેમ છતાં મેં, મારા મિત્રો અને સ્નેહિયોની સલાહથી, એ ગુરૂદેવના 'સ્મારક ગ્રંથ'ની આ પ્રમાણે યોજના કરી છે.

**સ્મારક ગ્રંથની યોજના.** આ સ્મારક ગ્રન્થના ત્રણ ભાગો બહાર પાડવા. જેમાં પહેલો ભાગ- **વિજયધર્મસૂરિ-સ્વર્ગવાસ પછી.** બીજો ભાગ- **વિજયધર્મસૂરિ-દુનિયાની દૃષ્ટિમાં** અને ત્રીજો ભાગ- **વિજયધર્મસૂરિ અને તેમના કાર્યો.**

આ ત્રણ ભાગો પૈકીનો પહેલો ભાગ, આજે ગુરૂદેવની અસીમ કૃપાથી જનતાની સમક્ષ ઉપસ્થિત કરવા ભાગ્યશાળી થાઉં છું.

ઉપર પ્રમાણેની મારી યોજનાના કારણે આ પ્રથમભાગમાં વિસ્તૃત પ્રસ્તાવના લખવા કે લખાવવાનું કામ સ્થગિત રાખવામાં આવ્યું છે. કારણ કે આ ભાગમાં તો માત્ર સ્વર્ગવાસ પછી તેઓશ્રીને માટે શું શું લખાયું ? વિદ્વાનોએ કેવા શબ્દોથી પોતાનું અર્ઘ્ય ચઢાવ્યું ? તેજ માત્ર આપવામાં આવ્યું છે. જ્યારે જીવનની ઘટનાઓ, તેઓશ્રીએ કરેલાં

કાર્યો, યૂરોપીયન વિદ્વાનો સાથેનો અગત્યનો પત્ર વ્યવહાર વિગેરે બાબતો અને આખુંયે જીવન ચરિત્ર, એ તો બીજા અને ત્રીજા ભાગમાં આવવાનું. અતએવ પ્રસ્તાવના લખવા કે લખાવવાનું કાર્ય હવે પછીના ભાગો માટે મુલતવી રાખવામાં આવ્યું છે.

હવે આ લેખના મથાળે કરેલા સૂચન પ્રમાણે ગુરૂદેવના સ્વર્ગવાસ પછી બનેલી કેટલીક અગત્યની બાબતો ઉપર આવું.

**સિંધિયા સરકારની ભેટ અને સમાધિમંદિરનું શિલારોપણ.**

ગુરૂદેવના અગ્નિ સંસ્કારને માટે ગ્વાલીયરના મહારાજા **શ્રીમાન્ માધવરાવ સિંધિયાએ**, શિવપુરીના કલેકટરને શિવપુરી સ્ટેશનની પાસેનો એક વીઘા જમીનનો ટૂકડો જૈનસંઘને ભેટ આપવાનો તત્કાળ હુકમ કર્યો. જો કે તે સંબંધી રીતસરનો ઓર્ડર તો પછી નિકળ્યો. આ જમીન ઉપર અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. અગ્નિસંસ્કાર થઇ ગયા પછી ત્હાંજે **શેઠ લક્ષ્મીચંદજી વેદ** શિવપુરી પહોંચ્યા. બીજા દિવસે એટલે ભાદરવા સુદિ પૂનમના દિવસે અગ્નિસંસ્કારવાળા સ્થાને શેઠ લક્ષ્મીચંદજી વેદના હાથે **સમાધિમંદિરનું શિલારોપણ** કરવામાં આવ્યું. ગુરૂદેવનું સમાધિમંદિર કેવું બનાવવું, તે સંબંધી પ્રારંભમાં ખાસ કંઇ નકશો તૈયાર કરવામાં આવ્યો ન્હોતો, તેમ તેના ખર્ચનું પણ કંઇ અંદાજ પત્ર ન્હોતું બન્યું, પરન્તુ શેઠ લક્ષ્મીચંદજી વેદે, જ્યાં સુધી બીજો બંદોબસ્ત ન થાય, ત્યાં સુધી જોઇતી રકમ આપવા માટે ઉદારતા બતાવી અને તે પ્રમાણે કામ શરૂ કરવામાં આવ્યું. નકશો વિગેરે પણ પાછળથી થયું.

પહોંચી વળવા માટે શેઠ **હિમ્મતમલજી**એ પોતાની જાતીય દેખરેખ નીચે કામ ચલાવ્યુ. અને બહુ જ જલદી પ્રતિષ્ઠા યોગ્ય મંદિર બનાવી દીધું.

**વિજયધર્મસૂરિ સ્મારક ફંડ.**

ગુરૂદેવના સ્વર્ગવાસનો ઘા આખીયે સમાજને ઊંડો લાગ્યો હતો. ગુરૂદેવની શાસન પ્રભાવકતાને સમાજ જાણતી હતી. પરંતુ **रज्जब साचे शूरको वैरी करे बखान** એ નિયમાનુસાર ગુરૂદેવના સ્થિતિચુસ્ત દુશ્મનો પણ ગુરૂદેવની દઢતા, વીરતા અને શાસન પ્રિયતાનાં વખાણ કરતા હતા. આ પ્રસંગે **શેઠ લક્ષ્મીચંદજી** વૈદના પ્રમુખપણા નીચે શિવપુરી મંડળની **સ્મારક કમીટી** મુકરર કરવામાં આવી અને **સ્મારક** ફંડ માટે અપીલો બહાર પાડી મુંબાઇ અને ગુજરાત કાઠીયાવાડના જુદાં જુદાં ગામોમાં સ્મારક ફંડમાં રકમો ભરાવવા લાગી પરિણામે થોડાજ વખતમાં હજારોની રકમો જમા થઇ. જૈન કે જૈનેતર, હિંદુસ્થાની કે યુરોપીયન-તમામ ભક્તોએ પોતપોતાની શક્તિ પ્રમાણે આ સ્મારક ફંડમાં પુષ્પ ચઢાવ્યું. કેટલાક ઉત્સાહી યુવકોએ અને બહેનોએ રકમો ભરાવવાની જાતીય મહેનત લીધી. મુંબઈમાં **ભાઇ મોહનલાલ ખોડીદાસ, રતિલાલ રૈલચંદ મ્હેતા, ભાઇ વૃદ્ધિલાલ મગનલાલ** અને તેમનાં સ્વ. ધર્મપત્ની, પાલીતાણામાં **સ્વ. બહેન હરકોર**, એમ જુદાં જુદાં ગામોમાં જુદા જુદા ભાઇ બહેનોએ અથક પરિશ્રમ કરી, રકમો ભેગી કરી અને કમીટી ઉપર મોકલાવી. આ સ્મારક ફંડ કમીટીએ એક રિપોર્ટ બહાર પાડેલો

પ્રદર્શિત કરી હતી. એ આપણે જોઇ ગયા તે પછી જ્યારે જ્યારે જેટલી જમીનની માગણી કરવામાં આવી, ત્યારે ત્યારે તેટલી તેટલી જમીન શ્રી દરબારે બક્ષિસ આપી; આ ઉપરાન્ત એક પ્રસંગે એવું બન્યું કે ગ્વાલીયર સ્ટેટના જાવદ ગામમાં કોઇ બે જૈનોને આપસમાં કલેશ

**ગ્વાલીયર દરબારની લાગણીનું એક વધુ ઉદાહરણ.**

થયેલો. તે દરબાર કોર્ટમાં ગયો. દરબારે એક પક્ષવાળા ગૃહસ્થનો એક હજાર રૂપિયા દંડ કર્યો, અને તે દંડની રકમ સ્મારક ફંડમાં આપવાનું ઠરાવ્યું. આ, દરબારની આંતર લાગણીનું પરિણામ નહિં તો બીજું શું કહી શકાય ?

ગુરૂદેવનો સ્વર્ગવાસ ભાદરવા સુદિ ચૌદશે થયો, અને પૂનમે સમાધિ મંદિરનું શિલારોપણું થયું. તે પછી બરાબર પાંચ મહિને એટલે મહા સુદિ પૂનમના દિવસે સમાધિ મંદિરની પ્રતિષ્ઠા થઇ. આ

**સમાધિમંદિરની પ્રતિષ્ઠા**

પ્રતિષ્ઠા એટલે જૈન ઇતિહાસનું સુવર્ણાક્ષરે લખાતું એક પાનું. જૈનધર્મના એક ઉદ્ધારક, નવયુગના પ્રવર્તકનું આટલું વિશાળ સમાધિમંદિર બને, અને એની પ્રતિષ્ઠા વખતે ઇટાલીનો એક વિદ્વાન સમાધિ મંદિરમાં વિરાજમાન કરવા માટે ધાતુની એક વિશાળ મૂર્ત્તિ ભેટ મોકલે, જે પ્રતિષ્ઠા વખતે ન કેવળ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોજ, બલ્કે જૈન સમાજના સમસ્ત ફિરકાઓના અનુયાયિઓ, હિંદુ કે મુસલમાનો, પારસી કે અંગ્રેજો, સુધારકો કે સ્થિતિચુસ્તો, બધાઓની ઉપસ્થિતિ થાય, ભક્તિનાં પુષ્પો ગુરૂદેવના ચરણે ચઢાવે, અને મુક્ત કંઠે સ્વ. આચાર્ય દેવનાં ગુણાનુવાદ કરે, એ જૈનધર્મના આ વીસમી સદીના ઇતિહાસનું એક નવુંજ પાનું નહિં તો બીજું શું કહી શકાય ?

આ પ્રતિષ્ઠા મહોત્સવ ઉપર, ગુરૂદેવના પ્રધાન, વિદ્વાન્ અને ગુરૂભક્ત

શિષ્યો પૈકી જેઓ સ્વર્ગવાસ વખતે વિદ્યમાન હતા તેઓ તો હાજર હતાજ, ઉપરાન્ત ઠેઠ બનારસથી **પ્રવર્તક શ્રી મંગળવિજયજી** અને **શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી** પણ પોતાના શિષ્યો સાથે લાંબો અને કષ્ટસાધ્ય વિહાર કરીને પણ પધાર્યા હતા. તેમજ બનારસ તરફ વિચરતી સાધ્વીયો પણ આવી પહોંચી હતી. એ રીતે **ચતુર્વિધ** ( સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકા ) **સંઘનો** યોગ પણ અનાયાસ પ્રાપ્ત થયો હતો.

યદ્યપિ ઉપર કહેવામાં આવ્યું તેમ આ સમાધિમંદિરમાં વિરાજમાન કરવા માટે ઇટાલીથી એક વિદ્વાને ધાતુની મૂર્તિ ભેટમાં મોકલી હતી, પરન્તુ લોકોની બહુમતિ હિંદુસ્થાનનીજ કારીગરીની મૂર્તિ આ મંદિરમાં વિરાજમાન કરવાની થવાથી જયપુરથી આવેલી આરસની વિશાળ મૂર્તિ વિરાજમાન કરવામાં આવી.

પ્રતિષ્ઠા ઉપર દેશ-દેશાવરથી ગુજરાતી, કાઠિયાવાડી, મારવાડી, મેવાડી, માલવી, બુંદેલખંડી, મધ્ય હિંદુસ્થાની, દક્ષિણી, બંગાળી અને યુરોપીયન એમ જુદા જુદા દેશોના સેંકડો માણસો આવ્યા હતા. આઠ દિવસ અઠાઇ મહોત્સવ, પૂજા, પ્રભાવના, સ્વામિવાત્સલ્ય અને વરઘોડા આદિ ધૂમધામ થઇ હતી. આ આખાયે ઉત્સવ સંબંધીનું તમામ ખર્ચ **દાનવીર શેઠ લક્ષ્મીચંદજી વેદ** તરફથી કરવામાં હતું.

**શિવપુરીના શ્રીસંઘની ભક્તિ.**

શિવપુરીમાં શ્વેતામ્બર જૈનોની વસ્તી ઘણીજ ઓછી છે. માત્ર ગણ્યાં ગાંઠયાં ઘરો છે. છતાં ગુરુદેવને આગ્રહ પૂર્વક ચાતુર્માસ કરાવ્યું. તે દરમીયાન ગુરુદેવની બિમારીમાં, સ્વર્ગવાસ પ્રસંગે, પ્રતિષ્ઠા વખતે અને તે પછી પણ સમયે સમયે તન-મન-ધનથી જે ભક્તિ શિવપુરીના સંઘે કરી છે, એ કદિ પણ ભૂલાય તેમ નથી. સંઘના આગેવાનોમાં શેઠ ટોડરમલજી, શેઠ કાનમલજી, શેઠ હિમ્મતમલજી, એ મુખ્ય હતા અને છે. તેઓએ દરેક પ્રસંગે ઉત્સાહથી

ભાગ લીધો, અને જે કંઇ કામ ઉપાડયું તે પૂરૂ કર્યું. શેઠ **હિમ્મતમલજી અને** તેમના ભત્રિજા **સ્વ૦ ભાઇ માનમલજી**એ ગુરૂદેવની બિમારી વખતે પાટની બન્ને બાજૂએ કલાકોના કલાકો ખડા પગે ઉભા રહી જે સેવા કરી છે, તે હજુ પણ મારી આંખો સ્હામે તરવરી રહેલ છે. આ ઉપરાન્ત શેઠ **ફૂલચંદજી મોતીચંદજી**નું કુટુંબ અને શ્રીયુત **ભાઈ રાજમલજી સુરાણા**નું આખું કુટુબ-આ બે કુટુંબોની ગુરૂભકિત પણ ખરેખર પ્રશંસનીય અને ઉલ્લેખનીય છે.

ગુરૂદેવની બિમારીવાળા ચાતુર્માસમાં શેઠ **લક્ષ્મીચંદજી** વેદ પણ લગભગ આખું ચોમાસુ શિવપુરીમાંજ જૂદુ ઘર લઇને રહ્યા હતા, તેમજ મૂળ કુંડલાના રહેવાસી પરન્તુ હાલ ગ્વાલીયરમાં રહેતા શેઠ **લલ્લુભાઇ બહેચરદાસ, મોહનલાલ બહેચરદાસ** પણ મોટે ભાગે ઘર લઇને સહ-કુટુંબ ચોમાસામા રહ્યા હતા અને ગુરૂભકિતનો અપૂર્વ લાભ લીધો હતો.

સમાધિમંદિરની પ્રતિષ્ઠા પછી અમારૂ આખું સાધુમંડળ આગરાની પ્રતિષ્ઠા માટે **શિવપુરી**થી રવાના થયું.

**ગ્વાલીયરમાં પાઠશાળા.** વચમાં **ગ્વાલીયર** ( લશ્કર )માં ગુરૂદેવના નામની એક પાઠશાળા સ્થાપવામાં આવી.

આ પાઠશાળાના નિભાવ ખર્ચ માટે અહિંના એક ગૃહસ્થ શેઠ **નથમલજી પારેખ** (નત્થુ ભૈયા )એ પોતાનું એક ગામ, અને બીજી કેટલીક મિલકત કમીટીને સુપરત કરી. પાછળથી આ ગામ સબંધી કંઇક ઝઘડો ઉપસ્થિત થતા પાઠાશાળા બધ પડી હતી, પરન્તુ હમણા કેટલાક વખતથી પાછી ચાલુ થઇ છે. આ પાઠશાળાની દેખરેખ લશ્કરના સુપ્રસિદ્ધ શેઠ **વિધરાજજી ધાડીવાલ** અને તેમના સુપુત્રો કરી રહ્યા છે.

તેજ વર્ષના એટલે સં. ૧૯૮૦ના વૈશાખ માસમાં આગરાવાળા દાનવીર શેઠ **લક્ષ્મીચંદજી** વેદના ભવ્ય **મંદિરની** પ્રતિષ્ઠા કરવામાં આવી.

**આગરાની પ્રતિષ્ઠા અને પદ પ્રદાન.**

આ પ્રતિષ્ઠા ઉત્સવ પ્રસંગે પાંચ પહાડની અને સમવસરણની રચના, અઠ્ઠાઇ મહોત્સવ, શાન્તિ સ્નાત્ર વિગેરે મોટી ધૂમધામ શેઠજી તરફથી કરવામાં આવી હતી. શેઠજી અને તેઓનાં સુયોગ્ય પુત્રો–શેઠ અમરચંદજી, શેઠ મોહનલાલજી અને શેઠ ફૂલચંદજીએ વ્યયવ્યય કરવામાં જરા પણ સંકોચ રાખ્યો ન્હોતો. બલ્કે અસાધારણ ઉત્સાહ અને ઉદારતાપૂર્વક આ ઉત્સવ કર્યો હતો.

આજ ઉત્સવ પ્રસંગે ઉપાધ્યાય શ્રી ઇંદ્રવિજયજીને 'આચાર્ય' પદ, અને પ્રવર્તક શ્રીમંગળવિજયજીને 'ઉપાધ્યાય' પદ આપવામાં આવ્યું હતું.

ભગવાનના મંદિરની અંદર એક દેરીમાં જગદ્‌ગુરૂ **શ્રીહીરવિજયસૂરિ**ની અને બીજીમાં જગત્પૂજ્ય ગુરૂદેવ **શ્રીવિજયધર્મસૂરિ** મહારાજની પાદુકાની સ્થાપના પણ કરવામાં આવી હતી.

**વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર.**

એ વાત જગજાહેરજ છે કે સ્વર્ગસ્થ ગુરૂદેવે પોતાની હયાતિ દરમીયાન છાપેલાં અને હસ્તલિખિત હજારોની સંખ્યામાં પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો; જેની સંખ્યા લગભગ પંદરથી વીસ હજાર જેટલી થવા જાય છે. આમાં લગભગ ૮–૧૦ હજાર તો હસ્તલિખિત પ્રાચીન પુસ્તકો હતાં.

જે વખતે ગુરૂદેવ શિવપુરીમાં વધારે બિમાર થયા, તે વખતે શેઠ લક્ષ્મીચંદજી વેદને એ વાતની ભલામણ કરી ને ઉપદેશ આપ્યો કે– " મારો તમામ પુસ્તકોનો સંગ્રહ હું જનસમાજને માટે અર્પણ કરૂં છું. એના ઉપર મારા કોઇ પણ શિષ્યનો હક્ક રહેશે નહિં. માટે તમે આગરામાં અથવા તમારી ઇચ્છા હોય ત્યાં પુસ્તકાલયને યોગ્ય એક મકાન

બનાવી તે સંગ્રહ જાહેરને માટે ખુલ્લો મૂકજો. અને તેની રીતસર કમીટી કરજો."

ગુરૂદેવના આ ઉપદેશને માન્ય રાખી શેઠ લક્ષ્મીચંદજી વેદે આગરામાં જિનમંદિરની સાથેજ હજારોના ખરચે એક ઉમદા જ્ઞાનમંદિરને યોગ્ય મકાન બનાવ્યું. અને ઉપર્યુક્ત પ્રતિષ્ઠા ઉત્સવ પ્રસંગે એક મોટી સભા-સમક્ષ આ જ્ઞાનમંદિર, '**શ્રીવિજયધર્મલક્ષ્મીજ્ઞાનમંદિર**' ના નામે ખોલવામાં આવ્યું. અને એ બધો સંગ્રહ, કોઇના પણ માલેકીનો હક્ક રાખ્યા વિના જાહેર પ્રજાને માટે ખુલ્લો કરવામાં આવ્યો. અને શેઠ **લક્ષ્મીચંદજીવેદની** આગેવાનીમાં તે સુપરત કર્યો.

**શ્રીવીરતત્ત્વપ્રકાશક મંડળ શિવપુરીમાં**

**બનારસ** પાઠશાળા બંધ પડયા પછી, ગુરૂદેવે સંસ્કૃત–પ્રાકૃતના વિદ્વાનો તૈયાર કરવા માટે **શ્રીવીરતત્ત્વ-પ્રકાશકમંડળ** નામની સંસ્થા સં. ૧૯૭૫ માં મુંબઇમાં સ્થાપન કરી હતી. તે પછી ગુરૂદેવે શિવપુરીમાં ચોમાસુ કર્યું. ત્યારે આ સંસ્થાને મુંબઇથી બનારસ મોકલવામા આવી હતી. બનારસમાં આ સંસ્થાને સંભાળવા માટે, જ્યારે ગુરૂદેવ ઇંદોરમાં હતા ત્યારે, પ્રવર્તક શ્રી મંગળવિજયજી અને શાન્તમૂર્તિ **મુનિરાજશ્રી જયન્તવિજયજીને** બનારસ મોકલવાને વિચાર કર્યો. મુનિરાજ શ્રીજયન્તવિજયજી શાન્ત, ગંભીર હોવા ઉપરાન્ત, આ સંસ્થા વીસાપારસામાં હતી, ત્યારે તેમણે કેટલોક સમય સંભાળેલી, એટલે ગુરૂદેવને વિશ્વાસ હતો કે તેઓ બનારસમા સારી રીતે સંભાળી શકશે. તેમની સાથે બીજા બે મુનિરાજો–એમ ચાર મુનિરાજોને ઇંદોરથી રવાના કર્યા.આ મુનિરાજોની દેખરેખ નીચે સંસ્થા બનારસમાં થોડો સમય ચાલી ને

સ્વર્ગવાસ પછીની પ્રવૃત્તિ.

પછી આગરાના પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે આગરામાં લાવવામાં આવી. ૯ મહીના ત્યાં રહી અને શેઠ લક્ષ્મીચંદજી વેદે સંસ્થાનું ઘણું ખરું ખર્ચ ઉપાડયું.

સંસ્થાનું આ વખતે પાંચમું વર્ષ ચાલતુ હતું. ઘણી ઘણી મહેનત કરવા છતાં સંસ્થા પ્રગતિશીલ નહીં બની શકી હતી વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૮-૧૦ સુધી જ રહી હતી. ખર્ચ કાંઈ થતું હતું. આખરે સં. ૧૯૮૦ ના ફાગણમાં આ સંસ્થા શિવપુરી લાવવામાં આવી. જે ગુરૂદેવે આ સંસ્થાને જન્મ આપ્યો હતો, તેજ ગુરૂદેવના સમાધિ મંદિરની શીતળ છાયામાં સંસ્થા મૂકવામાં આવી. એવી ઇચ્છાથી કે ગુરૂદેવ પોતાના આ બાળકને મોટું કરે-જીવિતદાન આપે, અને કાંતો પોતાના સમાધિ મંદિર સાથે સંસ્થાનું પણ સમાધિમંદિર બનાવે. સ્વર્ગમાં બિરાજેલ ગુરૂદેવે પરોક્ષ રીતે આ સંસ્થા ઉપર કૃપાદષ્ટિ ફેંકી. એકાએક કોઇ ચમત્કારિક ફેરફાર થવા લાગ્યો. સંસ્થામાં જીવન આવ્યું. સંસ્થાના જનરલ સેક્રેટરીઓ **ભાઈ મોહનલાલ ખોડીદાસ અને ભાઇ રતિલાલ** ફૂલચંદ ઉત્સાહિત બન્યા. અમારા પગમાં પણ જોર આવ્યું. સ્થાનિક કમિટી અને ઓસીમરોને વિશ્વાસ બધાયેલ. આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિજી, ઉપા૦ શ્રી મંગળવિજયજી અને શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજીએ મારવાડ તરફ વિહાર કરી દેહલીક આર્થિક સહાયતા પહોંચાડી. સં. ૧૯૮૩ ની સાલમાં અમે મુંબઇમાં ચાતુર્માસ કર્યું. દરમીયાન મુનિરાજશ્રી જયન્તવિજયજીએ સંસ્થાને સંભાળી. મુંબઇના સખી ગૃહસ્થોએ, જો કે ધાર્યા પ્રમાણે નહિં, તો પણ સમય પ્રમાણે અમારી અપીલનો સારો જવાબ વાળ્યો. ચાતુર્માસ બાદ આચાર્યજી વિગેરેએ સંસ્થાને આર્થિક સહાયતા કરાવવા દક્ષિણ તરફ વિહાર કર્યો, અને મારે શિવપુરી પાછું આવી સંસ્થાનું કાર્ય સંભાળવાનું થયું.

સંસ્થાની ખ્યાતિ વધવા લાગી. આ સંસ્થામાં ડૉ. કૌલે, ડૉ.

જ્હોન્મન, ડૅા. થૌન આદિ યૂરોપ–અમેરિકાના વિદ્વાનોએ સંસ્થામાં કેટલોક સમય રહી અભ્યાસ કર્યો, જ્યારે ડૅા. શુબ્રિંગ, ડૅા. એડજર્ટન, ડૅા. સ્ટીન કોનોફ, ડૅા. અલ્સડાર્ફ, વિગેરે ઘણા પ્રસિદ્ધ વિદ્વાનોએ સંસ્થાનું નિરીક્ષણ કરી સંતોષ જાહેર કર્યો.

શિવપુરી, એ ગ્વાલીયરના મહારાજાનું પ્રિય સ્થાન. સીઝનના નિમિત્તે મહારાજા સાહેબ રાજકુટુંબ સાથે અહિં રહે. કૌસીલ અને બીજી ઓફીસો પણ સીઝનમાં અહિંજ આવે. પરિણામે સંસ્થાનું કાર્ય રાજ્યના અધિકારિઓ, કૌસીલના મેમ્બરો અને સરદારોના જોવામાં આવતું. યૂરોપ, અમેરિકાના વિદ્વાનો પણ અહિં આવે, સંસ્થાનું નિરીક્ષણ કરે અને કેટલાક તો અભ્યાસ કરવાને પણ અહિં લાંબો સમય રોકાય એ ન કેવળ સંસ્થાનેજ માટે ગૌરવનું હતું, બલ્કે એમાં રાજ્યની પણ ખ્યાતિ અને શોભા હતી. ધીરે ધીરે મહારાજા સાહેબ, મહારાણી સાહેબાઓ, કૌસીલના મેમ્બર સાહેબો. અને બીજા બધાયે ચીફ ઓફીસરોની મહેરબાની આ સંસ્થા ઉપર ઉતરી. રાજ્યની સાથેનો સંબંધ વધ્યો. મહારાણી સાહેબાઓને પણ અનેકવાર ઉપદેશ આપવાનો મને પ્રસંગ મળ્યો. પરિણામે ગ્વાલીયર દરબાર પાસેથી સંસ્થા માટે જે કંઇ સહાયતા મેળવવા હું ભાગ્યશાળી થઇ શક્યો, તે કોઇથી અજાણ્યું નથી. કેટલાયે વીઘા જમીન, લગભગ ૧૦–૧૫ હજારની છૂટક મદદ, અને માસિક

**ગ્વાલીયર રાજ્યની મદદ.**

નો છે, પરન્તુ તે દિવસ અનન્તચતુર્દશી તરીકે મંજુર થયેલો હોવાથી શ્રી દરબારે ભાદરવા સુદિ ૧૫ નો દિવસ મંજૂર કરી શ્રી ગુરૂદેવના પ્રત્યે જે બહુમાન બતાવ્યું છે, તે બદલ હું કે અમારો સમુદાયજ નહિં, આખોયે જૈન સમાજ ગ્વાલીયર દરબારના આ ઋણને કદિયે ન ભૂલી શકે. આ ઉપરાન્ત પૂનમના દિવસે એક મોટા ચાંદીના રથ સાથે ગુરૂદેવની ભવ્ય તસબીરનો જે વરઘોડો શિવપુરીમાં કાઢવામાં આવે છે, તેમા પણ દરબાર તરફથી ચાર હાથી, ઘોડા વિગેરે લવાજમો પણ મળે છે.

એક સમય હતો કે જ્યારે ગ્વાલીયર રાજ્ય-દરબારમાં જૈનધર્મ કે જૈનસાધુઓ સંબધી કોઇ કંઇ જાણતું પણ નહોતું, જ્યારે આજે રાજ-મહેલમાં જૈનધર્મની ધર્મવાર્તાઓ થાય, જૈનસાધુઓને આટલું બહુમાન મળે, ગુરૂદેવ અને ગુરૂદેવના સાચા સ્મારક **વીરતત્ત્વપ્રકાશકમંડળ** પ્રત્યે આટલો પ્રેમ વધે અને આટલી મદદ મળે, એ ગુરૂદેવના પુણ્ય પ્રતાપેજ કરી શકાયું છે, એ સૌ કોઇ સમજી શકે તેમ છે.

આ પ્રસંગે જર્મન વિદુષી **ડૉ. ક્રૌઝે (સુભદ્રાદેવી) પીએચ ડી.** ના નામનો ઉલ્લેખ કરવો, એ હું મારૂં

ગ્વાલીયર મહારાજાના મહેલમાં પહોંચી. બન્ને મહારાણી સાહેબાઓની આ બ્હેનના ઉપર અસીમ કૃપા ઉતરી. વખતો વખત મહારાણી સાહેબાઓએ આ બેનને મુલાકાતનું માન આપ્યું. ૧૦-૧૫ દિવસ કે ૨ દીના સુધી સાથે રાખવા લાગ્યાં એક ઉચ્ચ કુલની યૂરોપીયન બાઈની ત્યાગવૃત્તિ, અહિંસાવૃત્તિ, સુશીલતા, વિદુષિતા, નમ્રતા અને વિનય-વિવેકાદિ ગુણોએ આખા રાજકુટુંબને અને કૌંસીલ આલીયાના મેમ્બર સાહેબોને આકર્ષિત કર્યા. મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે-શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળને રાજ્ય તરફથી આટલી બધી મદદ મળવામાં અને જૈનસાધુઓનું તેમજ જૈન-ધર્મનું આટલું માન વધારવામાં ખરેખર બહેન સુભદ્રાદેવીનો સહકાર અસાધારણ કારણભૂત છે. યૂરોપીયન વિદ્વાનોને અને રાજ્યના મોટા મોટા ઓફીસરોને આકર્ષવામાં પણ બ્હેન સુભદ્રાદેવીના સહકારે મુખ્ય ભાગ ભજવ્યો છે. એ કોણ નથી જાણતુ ? આવીજ રીતે આ બ્હેને જૈનધર્મ સંબંધી અનેક ભાષણો આપી, ટ્રેકટો લખી, અને 'કલકત્તા રીવ્યુ' જેવાં અંગ્રેજી પ્રસિદ્ધ પત્રોમાં જૈનધર્મ સંબંધી લેખો લખી જૈનધર્મની જે અપૂર્વ સેવા તેમણે બજાવી છે, એને ભાગ્યેજ કોઇ હીનભાગી કૃતઘ્ન જૈન ભૂલી શકે અથવા તે તરફ ઉપેક્ષા કરે.

**ગુરૂદેવની ભાવનાઓ.**

ગુરૂદેવના સ્વર્ગવાસ પછી જે કંઇ કાર્ય થયું, એનો સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમ છતાં એ તો મારે કહેવું જ પડશે કે ગુરૂદેવની આંતરિક ભાવનાઓનો પ્રચાર કરવાનું કાર્ય અમે-શિષ્યો નથી જ કરી શકયા. ગુરૂદેવના સ્વર્ગવાસ પછી ગુરૂદેવના ભક્તો અને પ્રશંસકોએ તારો, પત્રો, લેખો, નોંધોમાં અમારા માટે જે જે આશાઓ પ્રકટ કરી છે, એ આશાઓમાંનું બહુજ ઓછું બલ્કે નહિં જેવુંજ કાર્ય થયું છે. એ મારે ખુલ્લી રીતે કહેવું જોઇએ.

## સ્વર્ગવાસ પછીની પ્રવૃત્તિ

સૌથી પહેલાં ગુરૂદેવના સ્વર્ગવાસ પછી પ્રાચીન સંસ્કૃત-પ્રાકૃતનો કોઇ ખાસ ગ્રંથ બહાર પડી શકાયો નથી. તેમ છતાં શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયન્ત વિજયજીએ પોતાના સ્વતંત્ર ટીપ્પણ યુક્ત **सिद्धान्त रत्निका** નામનો વ્યાકરણનો પ્રાચીન ગ્રંથ અને ગુરૂદેવના સમયમાંજ શરૂ કરવામાં આવેલ **कमलसंयमी टीका** યુક્ત **उत्तराध्ययनसूत्र** ના ત્રણ ભાગો સમ્પાદિત કરી બહાર પડયા છે, અને ચોથો ભાગ બહુજ જલદીમાં બહાર પડશે. પ્રાચીન ગ્રંથોમાં આજ માત્ર સંશોધના કારણ ભૂત છે. આ ઉપરાન્ત તેજ મુનિરાજશ્રી જયન્તવિજયજીએ, ગુરૂદેવ અને ગુરૂદેવના શિષ્ય વર્ગે જ્યાં જ્યાં વિહાર કર્યો, ત્યાંનું વર્ણન સૂચવતું **'વિહાર વર્ણન'** નામનું ઉપયોગી પુસ્તક બહાર પાડયું છે.

ગુરૂદેવે લખેલા નિબંધો, ટ્રેક્ટો, પ્રશ્નોત્તરો વિગેરેનો જે સંગ્રહ મારી પાસે હતો, તેમાંથી કેટલાક અપ્રસિદ્ધ લેખો મે ધર્મધ્વજમાં પ્રકટ કર્યાં હતા, તે બધા લેખો અને પ્રશ્નોત્તર ગ્રંથનું એક પુસ્તક **'ધર્મ પ્રવચન'** એ નામથી મે સંપાદિત કરી બહાર પડાવ્યું છે. વળી ગુરૂદેવે સંગ્રહ કરેલ લગભગ ૪-૫ હજાર શિલાલેખોમાંથી ૫૦૦ શિલાલેખોનો એક ભાગ, કે જેની પ્રેસ કાપી મારી પાસે હતી, તેને પણ મે સંપાદિત કરી બહાર પડાવેલ છે. ગુરૂદેવના ૧૦૮ વચનોની પણ એક ન્હાની, પરન્તુ અતિ મહત્ત્વની પુસ્તિકા **'वचन कुसुम'** એ નામે મેં સંગ્રહીત કરી બહાર પડાવી છે. આ પુસ્તિકાનો અંગ્રેજી અનુવાદ પણ **ડૉ. ક્રૌઝે (બહેન સુભદ્રાદેવી)** એ તૈયાર કર્યો હતો. તે પણ છપાઇને Sayings of Vijaya Dharma Suri એ નામથી પ્રકાશિત થયેલ છે.

આવી રીતે ગુરૂદેવના સાહિત્યક્ષેત્રમાં ઘણુંજ થોડું કામ થયું છે. કારણ કે ગુરૂદેવના સંગ્રહમાં હજારો પ્રશસ્તિયો, હજારો પ્રાચીન શિલાલેખો, યૂરોપીયન વિદ્વાનો પાસે ગુરૂદેવે મંગાવેલા જુદા જુદા વિષયો ઉપરના

લેખો, અને બીજી જે અનેક પ્રકારની સામગ્રી મૌજૂદ છે, તે ઘણી મોટી છે. આ બધી સામગ્રી નષ્ટ થઈ જાય તે પહેલાજ તેનો સદુપયોગ થઈ જાય એવો પ્રબંધ કરવો, એ પહેલુ કર્ત્તવ્ય છે. તેમાંજ ખરી ગુરૂભકિત છે એમ હું માનું છું.

**બાકીનું.** આ ભાગમાં જે જે હકીકત આપી છે, તે ઉપરાન્ત ગુરૂદેવના સ્વર્ગવાસને લગતી બીજી કેટલીક હકીકત પણ આપવા જેવી હતી. દાખલા તરીકે— ગુરૂદેવના સ્વર્ગવાસ નિમિત્તે થયેલ શોક-સભાઓ, જુદા જુદા અનેક વિદ્વાનોએ લખેલ સંક્ષિપ્ત જીવનચરિત્રો, પ્રનામી નિબંધો, અને ગુરૂદેવના સ્વર્ગવાસ નિમિત્તે કયા શું થયુ ગવિગેરે વિગેરે. પરન્તુ તે બધુ પુસ્તકનુ કલેવર વધી જવાના ભયથી આપ્યુ નથી. વળી એવા સેંકડો પત્રો પણ રહી ગયા છે કે જે પત્રો ગુરૂદેવના સ્વર્ગવાસ નિમિત્તે મળ્યા હતા તેમજ હિંદુસ્થાનના ઘણાએ પત્રોની નોંધો પણ આપવી રહી ગઈ છે કે જે એસોસીએડ પ્રેસના તાર ઉપરથી તે તે પત્રકારોએ લખી હતી.

**ધન્યવાદ.** આ લેખ પૂરો કરૂં, તે પહેલાં મારે કેટલાકોનું સ્મરણ કરવું રહ્યુ. પરન્તુ તેની સંખ્યા એટલી બધી મોટી છે, કે જે બધાઓનો ઉલ્લેખ કરવો અશકય છે. તો પણ ખાસ કરીને **શ્રીગ્વાલીયર દરબાર** અને **ગ્વાલીયર ગવર્નમેટ કૌંસીલના** ઉદાર, વિદ્યાપ્રેમી અને ગુણાનુરાગી મેમ્બર મહાશયોને જરૂર ધન્યવાદ આપીશ કે જેમણે ગુરૂદેવના સમાધિ-મંદિર અને વીરતત્ત્વપ્રકાશકમંડળના કાર્યમા જ્યારે જ્યારે મેં મદદ માગી, ત્યારે ત્યારે એક પણ અપવાદ સિવાય આપી છે, અને જેમણે ગુરૂદેવના સ્વર્ગવાસ દિનને **હોલી** ડે તરીકે મંજૂર કર્યો છે. તે પછી જર્મનવિદુષી ડૉ. **ક્રૌઝે (સુભદ્રાદેવી** )ને પણ ધન્યવાદ આપવો ભૂલીશ નહિ કે જેમણે

સંસ્થાની ઉન્નતિના કાર્યમાં મને મોટો સહકાર આપ્યો છે, અને આ પુસ્તકમાં આપેલા અંગ્રેજી, ફ્રેંચ, ઇટાલીયન અને જર્મનપત્રો–લેખોના અનુવાદો 'રેમિનિસેંસીઝ ઓફ વિજયધર્મસૂરિ' નામના પુસ્તકમાંથી અને છૂટક પત્રોમાંથી કરી આપ્યા છે. કેટલાક પત્રોના અનુવાદો તો કેટલાંક વર્ષો પહેલાં ભાઇ નાગરદાસ કસ્તુરચંદ બી. એ. એલએલ. બી. નાયબ દીવાન સાયલા સ્ટેટ–એમણે કરી આપ્યા હતા, એટલે તેઓ પણ ઉલ્લેખનીયજ છે.

આ ઉપરાન્ત જે જે પત્રોની નોંધો આ સંગ્રહમાં આપવામાં આવી છે, તેમને અને 'સાંજવર્તમાન' આદિ જે જે વિખ્યાત પત્રોના અધિપતિઓએ સ્વર્ગવાસ નિમિત્તે નોંધો લખેલી હોવા છતાં તેનાં કટિંગો મારી પાસે નહિં હોવાથી આ સંગ્રહમાં આપી શકયો નથી, તેમને પણ અંતઃકરણથી ધન્યવાદ આપું છું.

# અંતિમ અઠવાડિયું.

યદ્યપિ ગુરૂદેવના સ્વર્ગવાસ પછીનાજ બનાવો આપવાનું આ સ્થાન અને લક્ષ્ય હોવા છતાં, ગુરૂદેવના જીવનનું અન્તિમ અઠવાડિયું અહિં એટલાજ માટે આપવું ઉચિત સમજુ છું કે છેલ્લા અઠવાડિયામાં બનેલા કેટલાક બનાવો ગુરૂદેવના સ્વર્ગવાસની સાથેજ નિકટનો સંબંધ ધરાવે છે.

ગુરૂદેવનું અંતિમ અઠવાડિયું યદ્યપિ બીમારીની અધિકતામાં પસાર થયું હતું, પરન્તુ ઘણી વખત મહાન્ આત્માઓ માટે બને છે તેમ, ગુરૂદેવને માટે પણ આ છેલ્લું અઠવાડિયું આત્મકલ્યાણની સાચી આરાધના કરનારૂં, શાસનનો સાચો રાગ પ્રકટ કરનારૂં અને એ ઉચ્ચ કોટીના આત્માના માહાત્મ્યને પ્રકટ કરનારૂં નીવડયું હતું, એવું નજરો નજર મેં મારી સગી આંખે જોયું છે.

સ્વર્ગવાસ દિનના મંગળવાર પહેલાંનાજ મંગળવારે દુનિયાના પ્રસિદ્ધ વિદ્વાનોમાંના એક ફ્રેંચ વિદ્વાન્ **ડૉ. સિલ્વન લેવી** પોતાનાં ધર્મપત્ની સાથે ગુરૂદેવની મુલાકાત માટે **શિવપુરી** આવ્યા હતા. આ વિદ્વાન્ જ્ઞાન-પ્રાપ્તિ માટે ચાર દિવસ ગુરૂદેવની પાસે રહ્યા, સાત સમુદ્ર પાર રહેનાર એક જ્ઞાનપીપાસુ વિદ્વાન્ સાચા જ્ઞાની ગુરૂની શોધ કરતો આવે, અને એ જેવો ને તેવો જ પાછો જાય, એ કેમ બની શકે ? મૃત્યુશય્યા ઉપર સૂતેલો આત્મા ઉત્સાહના પુરમાં ઉછળી પડયો અને ડાકટરોની મનાઇ હોવા છતાં તેમજ **ડૉ. લેવી** પણ ગુરૂદેવના દર્શન માત્રથીજ પોતાની તૃષા શાન્ત થયેલી પ્રકટ કરવા છતાં, ગુરૂદેવ ચુપ નજ રહી શકયા. " વિદ્યા-વિજય, જ્યારે જ્યારે મને જરા સ્વસ્થતા જેવું દેખાય, ત્યારે ત્યારે

ડૉ. લેવીને મારી પાસે લાવજો. હું એમની સાથે કંઈક કંઈક તો વાર્તાલાપ કરીશ " આમ આજ્ઞા થઈ ગુરુદેવની આજ્ઞા પ્રમાણે જ્યારે જ્યારે કંઈક સ્વસ્થતા દેખાતી ત્યારે ત્યારે ડૉ. લેવીને બોલાવતા, અને ગુરૂદેવ તેમને ભિન્ન ભિન્ન વિષયો સમજાવતા શારીરિક શૈથિલ્ય ઘણુ હોવા છતા કેવળ આત્મિક ઉત્સાહના બળથી ગુરુદેવે આમ ચાર દિવસ સુધી આ ફ્રેંચ વિદ્વાન્ અને તેમનાં ધર્મપત્નીને જ્ઞાનસાગરમાં નવરાવ્યા. ખાસ કરીને એક દિવસે તો 'જૈનધર્મ' શી વસ્તુ છે, એ ઉપર ગુરુદેવે વિવેચન કરતા

> स्याद्वादो वर्त्तते यस्मिन् पक्षपातो न विद्यते ।
> नास्त्यन्यपीडनं किञ्चिद् जैनधर्मः स उच्यते ॥

આ શ્લોકની સુન્દર રીતે વ્યાખ્યા કરેલી

શુક્રવારે આ ફ્રેંચ દમ્પતીએ ગુરુદેવ પાસેથી વિદાય લેતાં ગુરુદેવનો આશીર્વાદ માગ્યો ગુરુમહારાજે આ બન્ને ભવ્યાત્માઓના મસ્તકે વાસક્ષેપ નાખી 'ધર્મલાભ ' નો આશીર્વાદ આપ્યો. અને તેઓ વિદાય થયા. ડૉ. મિલ્વન લેવીના દિલ ઉપર કેવી અસર થઇ, એનું અનુમાન આપણે તેમના આ શબ્દો ઉપરથીજ કરી શકીએ છીએ —

" હુ કહી શકું છું કે-હું આ અખિલ વિશ્વની અદર તેમના જેવી બીજી ગભીર વ્યક્તિને નથી મળ્યો " "જૈનસમાજમા કોઇપણ માણસ તેમનાથી ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરી શકે તેમ નથી " (જૂઓ પૃ ૩૦૦)

ગુરૂદેવે આખું અઠવાડિયુ કેવળ આરાધનામાંજ વ્યતીત કર્યું હતુ. પ્રતિદિન પોતાના આ અદના સેવકને અથવા વિનયશીલ **મુનિ શ્રી હિમાંશુવિજયજીને** પાસે બેસાડી **'ચઉશરણપયન્ના'** આદિ સાંભળવાં, ભાયખલા અને કાંકરોલીના મદિરો ઉપર થયેલા ઉપદ્રવ માટે મુબઈના ગવર્નર અને ઉદયપુરના મહારાણા સા૦ ઉપર તારો ને પત્રો લખાવવા, વારવાર ને મંબંધી સમાચારો વર્તમાન-

પત્રોથી જાણવા, " વિદ્યાવિજય, શું મારા જીવતાં જીવતાં ભાયખલા અને કાંકરોલી સંબંધી જૈનસમાજના લાભમાં શુભ પરિણામ આવેલું નહિં સાંભળી શકું ?" બસ, આજ ભાવનાનુ રટણ કરવામા સમય વ્યતીત કરતા.

ગુરૂદેવે આ છેલ્લા દિવસોમાં સમસ્ત પદાર્થો ઉપરથી સર્વથા મોહ ઉતારી નાખ્યો હતો. એટલુંજ નહિ પરન્તુ પોતાની અન્તિમ ઘડીનું પણ જ્ઞાન તેમને થયું હતું. અગિયારશના દિવસે કપડાં બદલતાં **મુનિશ્રી હિમાંશુવિજયજી** જ્યારે એક ધોએલો, પરન્તુ પુરાણો કપડો આપવા લાગ્યા, ત્યારે ગુરૂદેવે મધુર શબ્દોમા કહ્યું:—" ભાઇ, હવે મારે ત્રણ દિવસ માત્ર તો આ કપડાં પહેરવાનાં છે. વિંટીયામાંથી કાઢીને બીજો કપડો આપને !" આ એક નહિં, પરન્તુ દવા આપતી વખતે, અને એવા બીજા અનેક પ્રસંગોએ સૂચિત કરેલું કે પોતાનો અંતિમ સમય ક્યારનો છે ?

બારશની સ્હાંજે ગુરૂદેવની સાથે અમે પ્રતિક્રમણ કરી રહ્યા હતા. સ્તવન ચાલતું હતું, તે વખતે ગુરૂદેવને એકદમ ફિટ આવી. ગુરૂદેવ બેહોશ થયા. ડાકટરો દોડી આવ્યા. ઇંજેક્શન બે કર્યાં. શુદ્ધિ આવી. અધૂરૂં પ્રતિક્રમણ પૂરૂં કર્યું. પરન્તુ આ સમયથી ગુરૂદેવ એકજ આસને સ્થિર થયા. સુવા માટે અમે અને ડાકટરોએ વારંવાર ઘણું કહ્યું, પરન્તુ આરામ ન કર્યો તે નજ કર્યો. બસ, સ્થિરાસને બેસી ગયા દવા પણ લગભગ બંધજ કરી. દવા માટે જ્યારે કહેવામા આવતું ત્યારે જવાબ આપતા: " અરે વિદ્યાવિજય, આ બધાઓને સમજાવ, કે તે લોકો દવા માટે મને આગ્રહ ન કરે. હવે એક દિવસ દવા લેવાથી શું થવાનું છે ? ભાઇ, તેમને કહે કે તેઓ મને મારૂં કામ કરવા દે. "

તેરશનો આખો દિવસ ' ચઉશરણ પયન્ના ' આદિ સાંભળવામાં, ભાયખલા અને કાંકરોલી સંબંધી તારો કરાવવામાં તેના જવાબ

-સંબંધી પૃચ્છપરછ કરવામાં અને છેક સાંજ સુધી, તેજ સંબંધી વર્ત્તમાનપત્રોમાંથી સમાચાર સાંભળવામાં સમય વ્યતીત કર્યો રાત્રે લગભગ ૧૦-૧૧ વાગે પોતાના પરમભક્ત દાનવીર શેઠ લક્ષ્મીચંદજી વેદની યાદ આવી. પૂછયું: " વિદ્યાવિજય, કેમ શેઠજી આવ્યા ? " મેં જવાબ આપ્યો: ' ના, સાહેબ ' ગુરૂદેવને ખબર હતી કે શેઠ લક્ષ્મીચંદજી વેદ શિવપુરી આવવા માટે મુંબઇથી રવાના થઇ ચૂકયા હતા. અને રાતની ૯ વાગ્યાની ગાડીએ આવવા જોઇતા હતા. પરન્તુ આવી શકયા નહિં. કુટુંબને સેવા માટે ગ્વાલીયરથી સીધા આગરે ગયેલા.

નેરસની આખી રાત ' કેમ, કેટલા વાગ્યા છે ? સવાર થવાને કેટલી વાર છે ? ૭ વાગવાને હવે કેટલો સમય બાકી છે ? ' એમ પૂછતાજ રહ્યા. તે ઉપરાન્ત ઉત્તમ મુનિરાજોની, કરેલી તીર્થયાત્રાઓની, અને શાસન પ્રભાવક મહાપુરૂષોની ભાવના કરતા જ રહ્યા. રાતે બે વાગે આ દુ:ખી સેવકને જગાડયો " વિદ્યાવિજય, હલે જવું છે " ઘણી ના પાડવા છતાં પાટથી નીચે ઉતરીને જ દસ્તે પધાર્યા. કપડાં બદલ્યા ને પાછા પોતાના તેના તેજ આસને સ્થિર થયા. લગભગ પાંચ વાગ્યા પછી ' કેટલા વાગ્યા છે. ' ' ૭ વાગવાને કેટલો સમય બાકી છે. ' ઇત્યાદિ પૂછવું બંધ થયું. અને અનન્ત ચતુર્દશીના પ્રભાતે સૂર્યોદય સમયે **જૈન જગતને નિર્નાથ બનાવી આ જગતનો સિતારો અસ્ત થયો !** રાતદિવસ ઉજાગરા વેઠીને પણ સેવા કરનારા ડાકટરો-ડા. **કપૂર સાહેબ** અને ડાકટર **તાસ્ત્રે સાહેબ** એક ખૂણામાં જઈ આંસુ સારવા લાગ્યા. અમારી અને જૈનસંઘની દશાનું કહેવું શું ?

આખા શહેરમાં હાહાકાર થયો. રાજમહેલમાં પણ ઉદાસીનતા ફેલાઈ. દેશ દેશાન્તરોમાં તારો છૂટયા. એસોસીએડ પ્રેસે હિંદુસ્થાન અને યૂરોપના પત્રોમાં વિજળીક બળથી સમાચારો પહોંચતા કર્યા.

એક તરફ અહિં તો અગ્નિ સંસ્કાર પૂરોયે નથી થયો, ત્યાં તો મુંબઇના પ્રસિદ્ધ પત્ર **સાંજવર્તમાને** ત્રણ વાગે ગુરૂદેવના જીવનચરિત્ર સાથે આખી મુંબઇને આ દુઃખદાયક સમાચાર પહોંચતા કર્યા.

શિવપુરીની સમસ્ત જનતાએ અને રાજકીય ઓફીસરોએ અગ્નિ-સંસ્કાર કર્યો. અગ્નિસંસ્કારની ક્રિયા ગુરૂદેવના અનન્ય ભકત, આગરાવાળા દાનવીર શેઠ લક્ષ્મીચંદજી વૈદના સૌથી લઘુપુત્ર **બાબુ ફુલચંદજી વૈદના** હાથે કરવામાં આવી.

---

— १ —

( १ )

अद्य जैना निराधारा निरालंबास्तपोधनाः ।
धर्मसूरौ गते देवभूयं धर्मस्य सारथौ ॥

( २ )

हा ! हा ! जैनसमाजनिर्जरपथप्रद्योतनोऽस्तं गतो
हा ! हा ! जैनजगन्महालयमहास्तम्भस्य पातोऽभवत्।
हा ! हा ! देशसमुन्नतिव्रतभृतां श्रेष्ठप्रतिष्ठो हतो–
हा ! हा ! प्राक्तनभारतर्षिचरितादर्शो विलोपं गतः॥

( ३ )

पाश्चात्यसाहित्यसमुन्नतिव्रत-
प्रज्ञावतां सशयमालिका हहा !
उच्छिद्य तत्राऽऽर्हतधर्मगौरव-
प्रचारणे सम्प्रति को यतिष्यते ? ॥

( ४ )

सर्वप्रजास्वपि विशालममत्वबुद्ध्या
धर्मोपदेशकरणे धुरि निःस्पृहाणाम् ।
अस्माकमक्षयुगलातिथिना विहाय
जानीमहे नहि हहा ! गतवान् स कुत्र ? ॥

( ५ )

हिंसाप्रवृत्तिं निरसितुमिहानेकभागेषु पद्भ्यां
गत्वा गत्वा कठिनविपदां सम्मुखीभूय चापि ।
यः सद्धर्मं परिकथितवान् त दयाभावपूर्णं
धर्माधारं व्यथित कवलं को महंना अकस्मात् ? ॥

( ६ )

विरोधस्योच्छेदं मतविमतसंस्थस्य हृदये
स्वकीये योऽजानात् प्रथनकरणीयं सुमहति ।
प्रजैक्यं निर्मातुं विबुधपरिषत्सु व्यररचत्
प्रचण्ड व्याख्यानं मुहुरपि मुहुः क्वाद्य स हहा ! ॥

( ७ )

वाराणस्यां स्वपद्भ्यां निजजनपदतो
गुर्जराख्यात् समेत्यो-
स्थाप्य श्रीपाठशालां विबुधगणनुतां
यो ऽवहज्जैनजातौ ।
अज्ञानध्वान्तसूर्यः पशुहितभवनं
काशिराजादियोगात्
निर्माति स्म प्रमाणाध्वनि मुनितिलको
नेष्यते हा ! कदाऽसौ ? ॥

( ८ )

एतेन वज्रपतनेन बिभीषणेन हा !
किं ब्रूमहे निजदशां बहुदुःखवाहिनीम् ? ।
तारैव हा ! विगलिता नयनद्वयस्य नो-
वीक्षामहे तिमिरमात्रमहो ! समन्ततः ॥

—श्रीन्यायविजयजी

— २ —

( १ )

किमु कुर्म इहाऽऽहताः ? गुरौ
विजयाख्ये खलु धर्मपूर्वके ।
[1]स्मरणीयगुणे [2]भवत्यहो !
यशसा पूर्णहिमांशुजित्वरे ॥

( २ )

हा ! हताः स्मोऽद्य दुर्दैवात्
कौमुदीवन्निराश्रयाः ।
विजयधर्मसूरीन्दौ
शिवपुर्यां दिव गते ॥

१ स्वर्गं प्रयाते । २ सप्तम्यत्र ।

( ३ )

चिन्तामणिः कामघटश्च नष्टो–

दग्धः पुनः कल्पतरुः प्रफुल्लः ।

प्राप्ता [1]कथात्वं [2]सुरगौश्च दोग्ध्री

श्रीधर्मसूरौ त्रिदिवं प्रयाते ॥

( ४ )

अनन्तचतुर्दशि ! भो ! त्व–

मसि दुष्टेति मे निश्चितस्तर्कः ।

यया ऽपहृतः प्रभाते

श्रीविजयधर्मसूरिचन्द्रः ॥

( ५ )

एकोनविंशतिशता–

दष्टासप्तत्यधिक ! वैक्रमकाल ! ।

क्रूरे त्वयि पतन्नु कालो

विजयधर्मसूरिगुरुनाशिनि ॥

( ६ )

यतस्त्वयाशे बुधता च साधुता

सतीर्थभावं युगपच्च भेजतुः ।

शैत्यं च कान्तिश्च यथौषधीपतौ

सपूज्यभावा मुनयो बुधास्ततः ॥

---

१ स्वर्गताम् इत्यर्थः । २ कामधेनुः ।

( ७ )

हिंसायाः खलु हिंसकस्त्वमभवो
रोषस्य शोषी पुनः
दुश्शीलस्य च नाशकोऽपि ! भगवन् !
शत्रोर्गुणतोऽप्यहो ! ।
आचार्याख्यमहापदोऽपि मनसा
नम्रातिनम्रोऽभवः
सूरे ! धर्मगुरो ! ततः सुमनसां
सेव्यश्च [1]नव्योऽग्रिमः[2] ॥

( ८ )

सूरिर्मनोज्ञचरितोऽत्रगतो[3] जगत्यां
भूरीद्धधैर्यसुखवर्यगुणैर्गरिष्ठः ।
स्वर्गस्थितोऽपि सुकृपार्द्रितमानसेन
दद्याद्धि मां शुभमनः ! [4]सुमनः ! सुबुद्धिम् ॥

—श्रीहिमांशुविजयजी

---

१ नमस्कारार्हः । २ श्रेष्ठ । ३ प्रसिद्धः । ४ हे विद्वन् ।

( १ )

हा ! हा ! गुरुश्री ! आपतो
इस भूमितल से चल दिए,
पर अब करेगा कौन प्रयत्न
धर्मविस्तृति के लिये !
साहित्यसेवकपंडितोंको
कौन देगा योग अब,
शासन-प्रकाशन दूसरों पर
अब करेगा कौन कब ! ॥

( २ )

हा ! विश्ववंदितपादपंकज–
युग ! मिलोगे अब कहां !
हा ! भुवन–भास्कर ! आपका
दर्शन मिलेगा अब कहां ! ।
हा ! जैनपथ–प्रासाद के
आधार स्तंभ ! कृपानिधे !
क्यों कर दिया अशरण हमें हा !
क्या किया यह हा विधे ! ॥

( ३ )

वाणी–सुधारस–पान हमको
हाय ! होगा अब कहाँ !
गंभीर अनुभव–तत्त्व भी
सुनने मिलेंगे अब कहाँ ! ।
स्मित–चारु, भास्वर, सरल
'मुख–मंडल' कहां अब देखना !
वह मधुर हास्य–विनोद भी तो
अब कहां अवलोकना ! ॥

( ४ )

सुख–दुःख–वार्ता बैठ किसके
पास कहेना अब हमें !
अनुभव–वयोवृद्धत्व–छाया
अब कहाँ लेना हमें ! ।
सम्बन्ध हो कुछ भी नहीं था
आपसे ऐसा हुआ !
कैसा हुआ यह प्रलय सा,
जीवन हमारा हत हुआ ! ॥

( ५ )

जाना यहाँसे है सभीको
शोक करना व्यर्थ है,
वैराग्यवासित–हृदय हो
कर धर्म करना सार्थ है ।
सम्बन्ध–स्नेह प्रशस्त जो है
वह गुणावह स्पष्ट है,
पर अन्त में उसके, न होना
शोक–वश पुरुषार्थ है ॥

( ६ )

संसारका यह है स्वभाव कि
जन्मना–मरना सदा,
है जन्म के सह मरणकी
भी अविचलित भीषण गदा ।
उत्कृष्ट जीवन धारियों को
मरण उत्सव–तुल्य है,
त्यज जीर्ण पटको नव–मनोहर–
वस्त्र–धारण–तुल्य है ॥

( ७ )

रहता नहीं जब क्षीण–तनु में
कार्य–कृति–बल, तब यहीं
रख कर उसे, हमसे तिरोहित
हो नवीन शरीर हीं,
धर कर महात्मा साधते है
ज़ोरसे फिर साध्य हीं,
उन के लिये मरना अधिक–
उत्कृष्ट जीना है सही ॥

—श्रीन्यायविजयजी

— ४ —

( १ )

श्रीजैनाचार्य जहानमें धर्म किया बहु धाप ।
कालवलीसे विजयकर सुरलोक सिधारे आप ॥

( २ )

समाचार सुन शोकके श्रावक सब गये कांप ।
ज्ञानदृष्टिसे हृदयमें दरशन देवो आप ॥

( ३ )

देशोद्धारको बन्दकर अजपा किया सो जाप ।
जोतिरूपको ध्यान धर काट दिये सब पाप ॥

( ४ )

काल युद्ध करके हटा खींच खींच कर चाप ।
तेज तपस्वी नहि हटा विजय लगाई छाप ॥

—चतुरसिंह लोढ़ा उदयपुर

— ५ —

( १ )

किया नष्ट अज्ञान–तमको जिन्होने,
दिखाया सुपथ ईश को शीघ्र पाने ।
सदा मूर्त्ति आदर्श की थी सभी को,
नमस्कार आचार्यश्री के पदों को ॥

( २ )

अहा ! ' मूल ' को खोजके मुक्ति पाई,
विजै धर्म पै पाय कीन्ही निकाई ।
कभी तत्त्व संशोधनमें न हारे,
नमो श्रीगुरु ज्ञानदाता हमारे ॥

( ३ )

पुरुषार्थ दिग्दर्शनकी सुशिक्ष
अहिंसा सहिष्णुत्वकी थी तितिक्षा ।
हुई पूर्ण सारी, हमें खूब तारे,
नमो श्रीगुरु ज्ञानदाता हमारे ॥

( ४ )

काशीपुरीमें यशो–ज्ञान–शाला,
स्थापी, हुआ जैनमतका उजाला ।
यशो–ग्रन्थमाला जिन्होंने प्रचारी,
उन्हीं देवको वन्दना है हमारी ॥

( ५ )

सदा शान्तमूर्ति सहिष्णुत्व धारे,
सदा सत्य भाषी, अहिंसा प्रचारे ।
अज्ञानका मूल नसैं सदाको,
वदौं उन्हीं श्रीगुरु देवताको ॥

( ६ )

गार्हस्थ्य शिक्षा–महामोक्ष–दानी,
आचार्य योगी यतिवर्य ज्ञानी ।

पौर्वात्य पाश्चात्यवासी पुकारें,
नमो श्रीगुरू ज्ञानदाता हमारे ।।

( ७ )

उजाला हुआ ज्ञान का था तुम्हारे,
होते यहां स्तम्भित देख सारे ।
बने लाडले ईशके जो सदाको,
नमस्कार मेरा उन्हींके पदोंको ॥

( ८ )

नमो ज्ञानदाता ! नमो ईशरूपा !
नमो ज्ञानसिंधो ! नमो विश्व भ्राता ! ।
विजैधर्मसूरि, नमो शास्त्रज्ञाता !
नमस्ते नमस्ते नमस्ते नमस्ते ॥

—' कविदास ' लश्कर

---

— ६ —

( गजल )

हमें गुरुदेव का कोइ पता देता तो अच्छा था।
रतन खोया हुआ कोई बता देता तो अच्छा था॥
बताता था हमें हरबार जो रस्ता सतासत का।
उसी आचार्य से कोई मिला देता तो अच्छा था॥
सुनाता था हमें जो वीर–जिनवरकी मधुरवानी।
वहीं मीठे वचन आ फिर सुना देता तो अच्छा था॥
मिटाता था जो ग्रामों ग्राम में जाकर के हिंसा को।
प्रतापी वीर वह दर्शन, दिखा देता तो अच्छा था।
जपे जो धर्मसूरीश्वर विजय उसकी सदा होगी।
'जवाहर' ध्यान तू इनसे लगा लेता तो अच्छा था॥

—'जवाहर' आगरा.

— ७ —

( गज़ल )

ज़ुबां से तो अदा अहसां तुम्हारा हो नहीं सकता।
मगर बैठे रहें चुप यह गवारा हो नहीं सकता ॥१॥
सुनो छत्तीस गुणधारी विजयश्रीधर्मसूरीश्वर ।
तुम्हारा-सा हितू कोई हमारा हो नहीं सकता ॥२॥
ये सच है कि रहें मौजूद चाहे सैकड़ों तारे ।
मगर सूरज विना दिनका उजारा हो नहीं सकता ॥३॥
हमारी कौम को तूने जगाया ख्वाब गफ़लत से ।
कहो क्या? आपका आना दुबारा हो नहीं सकता ॥४
जवाहर आपके चरणों में अपना सर झुकाता है ।
करो कुछ आ मदद, तुम विन सुधारा हो नहीं
सकता ॥५॥

—' जवाहर ' आगरा.

— ८ —

किसीके साथ हमेशा जहां नहीं रहता;
कि एक शख़्स पे हरगिज़ समां नहीं रहता ॥

जो दिन गुज़रता है सब काली काली आती है;
जमाना रातका भी जाविदां नहीं रहता ॥

न वृद्धावस्था पे हां काल मोहित होता है;
जो आये मौत तो फिर नौजवां नहीं रहता ॥

यह काल तोड़ता है दिल ज़मानेवालों के;
कि मीर जाय तो फिर कारवां नहीं रहता ॥

' श्रीविजयजी ' मुक्तलोक को रवाना हुये;
कि नूर नूर से बम बरकरां नहीं रहता ॥

न यूरुप और न अमरिकामें तसल्ली है;
कि धूप लगती है जब नुक्तदां नहीं रहता ॥

समाई जोतमें जोत और मुक्त की बन्द कटी;
जन्म क्लेश करें रजवां नहीं रहता ॥
१९७९

' मुनीर ' हमको भी दर्शनकी थी बड़ी तृष्णा;
पे चाव जिसका घना हो यहाँ नहीं रहना ॥

—हाजी मुहम्मद मुनीर,
नारोवाली ( पंजाब )

— ९ —

कतअ तारीख़ं इन्तकाल पुरमलाल महज़ने इफ्तख़त
१९७९
मुर्शिदे फ़ाजिल विजयधर्मसूरि वैकुंठवासी
१९७९

कतअ

यह क्या ज़ुल्म अहले ज़मीं पर किया
उठाया किसे ऐ फलक तूने आह ॥
वहाँ ऐसे लोगोंकी थी क्या कमी !
यहाँ हो गये इल्म सारे तबाह ॥
सितंबर की तारीख़ थी पांचवीं
सह शम्बेका था रोज़ रोज़े सयाह ॥
थी भादोंकी तारीख इकीसवीं
था सम्वत् उनासीं ख़ुदाकी पनाह ॥

कि यक आसमां गम का टूटा यहाँ
किया कोहको जिसने एक दममें काह ॥
गुरुजीकी रहलत सितम कर गई
जहाँ मेरी नज़रोंमें तीरा है आह ॥
रहा अब न ऐसा जहां में कोई
खुश अख्लाक़–आलिम–सखी–खैरख्वाह ॥
वहीदे ज़मन नेकज़न–फखर–फन
खुदासे लगन जिसकी शामो पगाह ॥
खजाना था वह इल्म व इख्लाक़का
वह दरया था जिसका किनारा न था ॥
जहां मेरी नजरोंमें तारीक है
ज़माना नज़र आ रहा है सयाह ॥
थी 'मुनअम' को भी फिक्र तारीख़ की
कि हातिफने दम खींच कर एक आह ॥
कहा ये तआम्मुल यह साले वफ़ात
विजयधर्मसूरि फर्जान्द पनाह ॥

१९१२

— ૧૦ —

( ૧ )

જે જૈનતત્ત્વ ધર્યો જાગ્રતિ આપનારા,
જે જૈનસંઘમહિ ઓજસ થાપનારા,
વ્યાખ્યાન બોધપર જેની સદૈવ પ્રીતિ,
આચાર્ય શ્રીવિજયધર્મસૂરિની રીતિ ॥

( ૨ )

સાહિત્ય શોધથી સમાજની સુવ્યવસ્થા,
સાધી સુજૈનતણું તત્ત્વ ખરે અહિંસા;
જેનાથી આર્ય–પશુ–મુસ્લિમ ભ્રાંતિ ભાગી,
આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ સુભાગી

( ૩ )

વીતાવી વીસ સુધી આયુ અતિ સ્વચ્છંદે,
આપી સુબુદ્ધિ ઉમદા ગુરૂ વૃદ્ધિચંદ્રે,
માલ્યા યુવા સ્થિતિ જરા પલટી નિરાળી,
આચાર્ય શ્રીવિજયધર્મસૂરિની ભાળી.

( ૪ )

સ્થાપી યશોવિજય નામની પાઠશાળા,
કાઢી યશોવિજય તે મહિ ગ્રંથમાળા,

— ૬૬ —

( ૧ )

હરે ગંગા બધાં પાપો, ચંદ્રમા તાપને હરતો,
ખરો સાધુ-સમાગમ એ, પાપ ને તાપ સંહરતો.

( ૨ )

દઇ વ્યાખ્યાન ધર્મતણા, રાસ પણ વાંચીને રૂડા;
જૈન તત્ત્વો બતાવીને, સુધાર્યા નાસ્તિકો કૂડા.

( ૩ )

પુણ્ય વિભૂતિ ગુણી આચા, ધન્યશ્રી વિજયધર્મસૂરિ;
મીઠી વાણી સુણી થાતી, આમા ધર્મની પૂરી

( ૪ )

સ્થૂલ દેહે વિલય પામ્યા, મૂકી અવશેષ શુભ કીર્તિ;
જન નવયુગતણા નેતા, ગયા દઇ તત્ત્વની સ્ફૂર્તિ.

( ૫ )

ઉંડા ઇતિહાસના વેત્તા, ખરા વિજયેન્દ્રસૂરિજી.
વિશારદ ન્યાય ને મંગલ, અને વિદ્યાવિજય તેજી.

( ૬ )

શિષ્ય ચારે તણા કાર્યો, અનુપમ જોઈ આનન્દે;
ઉછળતા બાલ હૃદયો સૌ, શુદ્ધ કર્તવ્ય-પથ મોદે.

—' બાલકવિ ' જામનગર.

— ૧૨ —

( ૧ )

ધર્મેનો ધારી વિજયધ્વજ, વિજયધર્મસૂરિ ગયા !
ગુજરાત અજવાળી, નૂરાની નૂરના નૂરી ગયા !

( ૨ )

મૂલચંદ મહુવામાં ખીલી, પ્રતિપલ પલે વિકસી રહ્યા !
ભારત–ગગન ધોડશ કલા, પ્રકટાવીને વિરમી ગયા !

( ૩ )

ઉપદેશની અંજન–શલાકા, હિન્દને આંજી ગયા !
ધર્મ–અમૃત પાઇ નાસ્તિક કંટકને ગંજી ગયા !

( ૪ )

( ૬ )

કંઇ આંગ્લ–જર્મન ને ઇટાલી, અમેરિકન ગુંજવી ગયા !
પૃથ્વી પરે અણુમૂલ અહિંસા, યશ પ્રકટાવી ગયા !

( ૭ )

બેકદર ગુજરાતની સેવા ય સંત કરી ગયા !
આક્ષેપ અગણિત કદ્રદાનીમાં, સૂરિ સંગ્રહી ગયા !

( ૮ )

પશુશાળા–પુસ્તક–જ્ઞાનશાળા–પુષ્પ શાં સુરભી ભર્યાં !
કર્મયોગી–જીવન–તરૂ નવપલ્લવિત કરી ગયા !

( ૯ )

મહાવીર જે આહ્‌લેકથી, આ વિશ્વને જગવી ગયા !
તે ધર્મના પોકાર–ધર્મ ધરા વિષે ગજવી ગયા !

( ૧૦ )

ભૂલા પડ્યા દેવી ફિરસ્તા ! આપ અહીં આવી ચઢ્યા !
ગૂંજી હૃદય રણકાર–પલમાં પાંખ ફફડાવી ગયા !

( ૧૧ )

રે ! રે ! હવે આ જૈન આલમ ! ઓલીયા ચાલી ગયા !
મણિમય જીવનની જ્યોત પ્રકટાવી અને ગુંજવી ગયા ! ! '

—' પાદરાકર ' પાદરા

---

— ૧૩ —

શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વર, સ્વર્ગવાસી થાતા ગુરુરાય,
મહાન પુરૂષની યાદગીરી કાયમ નિર્વાણભૂમિમાં થાય,
દક્ષ શિષ્ય પરિવાર જેમનો દક્ષ મથી સેવક સમુદાય,
વિજયધર્મસૂરિ ઉપગારની, કદર કરી અનૂણી કઇ થાય

જય પતાકા જૈન ધર્મની, ફરકાવી ભારત મોઝાર,
યશ ગંગાજલ નિર્મલસમજસ, દેશ વિદેશ વધ્યો હદપાર.
ધર્મ જ્ઞાન વૃદ્ધિ અભિરુચીએ, કાશી જેવા સ્થળ મોઝાર,
રમણિય જૈનશાલા, પશુશાળાનું સ્થાપન જેઓ કરનાર,

— ૧૪ —

વન્દન ધર્મથી રે 'ધર્મવિજયસુરિવર 'ને આજે,
સ્મરણ—શ્રીગુરૂદેવનું રે, કરીએ અતિ ઉત્સાહ;
વિજય સુધર્મનો જેહથી છે, ધર્મવિજય ધરમાહ...વંદન ૧

આજ જયન્તિ એહની છે, ઉજવીએ ઉછરંગે;
સદ્ગુણ સંપન્ન દઢ સરધારી, આનંદ એ સત્સંગે ..વંદન ૨

માનવ દેહ વિલય છતાં છે અક્ષર દેહ અભંગ;
કૃતિ સર્વ નિહાળુ ત્યારે, સદ્ભૂત દશ્ય પ્રસંગ...વંદન ૩

જગ પટ્ટપર ઊજ્વલ જીવન છે, સફલ એ માનવ દેહ;
પરમાતમ પથ સાધન જેનુ, સાધ્ય ન ચૂકે રેહ...વંદન ૪

"બ્રહ્મચારી" એ બાલપણાથી, યોગી આદર્શક જગમાં;
જૈન ધર્મધ્વજને ફરકાવ્યો, ધર્મ પ્રથમ ગૃહિ ક્ષમા...વંદન ૫

ષટ્દરશન અભ્યાસક સાથે, દોહન તાત્ત્વિક કરતા;
જૈન અને જૈનેતરના જે, સંશય સઘલા હરતા...વંદન ૬

ભારત ભૂષણ દૂષણ વિણજે, રેલે રસ સ્યાદ્વાદી;
સોહાવ્યો ભવિ ભવ્ય બગીચો, શિષ્ય વૃન્દ દે યાદી...વંદન ૭

આર્ય સંસ્કૃતિ આર્ય દેશની, શુભ થઇ દુઃસંગે;
જીવન અર્પ્યું સર્જન કરવા, કર્જ બજાવી પ્રસંગે...વંદન ૮

સંકુચિત દૃષ્ટિ નહીં જેની, વાણી વ્યાપક ગામી;
અનેકાન્ત મત વિસ્તૃત કરવા, ક્ષણ નહીં જાય નકામી...વંદન ૯

સપ્ત ક્ષેત્ર સૌંદર્ય બનાવા, પોષણ પૂરણ કરતા;
ડરવું નહીં પ્રણાલી ફરતા, "ધર્મવીર" એ કહતા...વંદન ૧૦

— ૧૫ —

એ ! બતલાવો કોઇ મહર્ષિ, વન્દન કરીએ આજ સહર્ષિ. એ.
મુનિવર, ગુરૂવર, સુરિવર માનું, સત્ય પ્રરૂપક સાચા;
સમયોચિત સમઝાવટ જેની, તાત્વિક સાત્વિક વાચા. એ ૧
અભ્યાસી ષટ્દર્શનના જે, ધ્યેય અબાધિત જેનું
તત્ત્વ દોહનની સુંદર શૈલી, જ્ઞાન પ્રભાવિક તેનું. એ. ૨
જૈન અને જૈનેતર જગમાં, પૂજ્ય પવિત્ર ગણ્યા;
આકર્ષક ગુણ દિવ્ય અનુપમ, ધર્મ ધીર કહેલાયા. એ. ૩
" જૈની ઝંડ " જગમાં ફેલવવા, યત્ન યથાવિધ કરતા;
લક્ષ ન તેહ તરફ રહ્યું આજે, ઝગડા આગલ ધરતા. એ. ૪
" સાધારણ " અને " દેવ દ્રવ્ય "નો, પ્રશ્ન પ્રમાણિક જેનો

૧

તાર મળ્યો. સ્વર્ગવાસ માટે ઘણી દિલગીરી.

—જૈનસંઘ, પાટડી.

૨

આચાર્ય મહારાજના અવસાનના હૃદય-દ્રાવક સમાચારથી અત્યન્ત દિલગીરી. જૈનસંઘને માટે અસહ્યનીય ખોટ, અંતઃકરણની સમવેદના.

—જૈન શ્વે૦ સંઘ, નાગપુર.

૩

આચાર્યજીના અવસાનથી આમલનેરના લોકો અત્યંત દુઃખી. જૈન સંઘનો સ્થંભ તૂટી પડયો. પરમાત્મા તેમના આત્માને શાન્તિ આપો.

—જૈનસંઘ, આમલનેર.

૪

મહારાજ ધર્મવિજયસૂરિના દુઃખદાયક અવસાનથી અત્યન્ત દુઃખી. અહિં હડતાલ પડી, એમના અમર આત્માને શાન્તિ મળો.

—જૈનસંઘ, અમરેલી.

૫

આચાર્ય મહારાજના અસામયિક મૃત્યુ માટે અંતઃકરણથી સમવેદના

—શ્રી સંઘ, બનારસ.

૬

આચાર્યજીના સ્વર્ગવાસ માટે દિલગીરી. પાખી પાળી.

—જૈનસંઘ, વીરમગામ.

૭

આચાર્ય મહારાજે આ સંસાર છોડયો, સાંભળીને અત્યન્ત દુઃખ. શોક માટે આજે બજાર બંધ.

—જૈનસંઘ, લીમડી.

૮

મળ્યો. વિજયધર્મસૂરિના દેહાવસાન માટે અત્યન્ત દીલગીરી. તેમના માન માટે હડતાલ પાડી.

—મોટા મહાજન, અમરેલી.

૯

મળ્યો. જૈનસંઘના નાયક આચાર્ય મહારાજના અસામાયિક અવસાન માટે અત્યન્ત દિલગીરી.

—જૈનસંઘ, મહુવા.

૧૦

આચાર્યના અવસાનથી અંતઃકરણથી અફસોસ. એમના આત્માને શાંતિ મળો.

—સુનાવાલા, ભાવનગર.

૧૧

મળ્યો નેતા જૈનાચાર્યજીની ખોટથી અત્યન્ત દિલગીરી.

—જૈનસંઘ, ગોધાવી.

૧૪

આચાર્યજીના સ્વર્ગવાસ માટે અંતઃકરણથી દિલગીરી બધા સાધુઓને મારે સમવેદના.

—હીરાચંદ ( સચેતી ) અજમેર.

૧૫

અત્યન્ત દિલગીરી, બધા શ્વેતામ્બર જૈનોએ વ્યાપાર બંધ કર્યો.

—જૈનસંઘ, બ્યાવર.

૧૬

મહારાજજીના અવસાન માટે અંતઃકરણથી દિલગીરી.

—જૈનસંઘ, ઈડર.

૧૭

ગુરૂકુલના સ્થાપક આચાર્ય મ૦ના અવસાનથી ગુરૂકુલના વિદ્યાર્થી અને સ્ટાફને અત્યન્ત દિલગીર. શાસનદેવ એમના આત્માને સંપૂર્ણ શાંતિ આપે.

—ત્રિભુવનદાસ અમરચંદ.
મેનેજર યશોવિ. જૈનગુ, પાલીતાણા.

૧૮

હુ અને શ્રીસંઘ આચાર્યજીના દુઃખદાયક અવસાન-સમાચાર સાંભળીને અત્યન્ત દિલગીર.

—રાજા, અજીમગંજ.

૧૯

પૂજયપાદ વિજયધર્મસૂરિજીના અવસાનથી અત્યન્ત દિલગીરી.

—જૈનધર્મ પ્રચારક સભા, ભાવનગર.

૨૦

મળ્યો. પૂજયપાદ વિજયધર્મના અવસાનથી અત્યન્ત દિલગીરી.

—ડોસાભાઇ અભેચંદ અને સંઘ, ભાવનગર.

૨૧

બધા સભાસદો અત્યન્ત દિલગીર. જૈન સંઘ માટે ન પૂરી શકાય તેવી ખોટ.

વલ્લભદાસ,

—શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર

૨૨

આચાર્યજી વિજયધર્મસૂરિજીનો સ્વર્ગવાસ સાંભળી અત્યન્ત દિલગીરી.

—જૈન સ્વયંસેવક મંડળ, મુંબઇ

૨૩

ભારે ખોટને માટે બહુ દુઃખી, અંતઃકરણથી સમવેદના સ્વીકારશો.

—કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ

૨૭

મળ્યો. જૈનસંઘમાંથી આ મહાત્માના જવાથી દિલગીર. પરલોકમાં સુખ માટે પ્રાર્થના કરીએ છીએ. દેવવંદન કર્યું. બજાર બંધ.

—જયવિજય અને ગકસસંઘ, શિવગંજ

૨૮

મળ્યો. વિજયધર્મસૂરિજીનો સ્વર્ગવાસ સાંભળીને શ્રીસંઘ અત્યન્ત દિલગીર

જૈનસંઘ, રતલામ

૨૯

શુદ્ધાત્મા આચાર્ય વિજયધર્મસૂરિના દુ:ખદાયક સમાચાર મળ્યા. અંતઃકરણથી સમવેદના જાહેર કરીએ છીએ.

—જૈનસંઘ, આગરા

૩૦

તાર મળ્યો. પાખી પાળી. બહુ દિલગીર. એમના આત્માને શાંતિ થાઓ.

—જૈનાચાર્ય બુદ્ધિસાગરસૂરિજી, મહેસાણા

૩૧

મહારાજના અવસાન માટે દિલગીર. સમવેદના સ્વીકારશો.

—દેશપાંડે, ધુળીયા

૩૨

મળ્યો. દુઃખદાયક સ્વર્ગવાસ માટે અમે બધા દિલગીર

—જૈનસંઘ, પ્રાંતીજ.

૩૩

મળ્યો. મોટી ચિંતા. મહાજને હડતાલ પાડી. પરમાત્મા એમના આત્માને આશીર્વાદ આપે.

—સાધ્વી હેતશ્રીજી અને જૈનસંઘ કડી.

૩૪

અમે અને સંઘ આચાર્યશ્રીનું અવસાન સાંભળીને બહુ દિલગીર. કાલે દેવવંદન કર્યું.

—આચાર્ય જયસૂરિજી, મુંબઈ.

૩૫

મળ્યો. વિજયધર્મસૂરિજીએ આ સંસાર છોડ્યો તેથી સંઘ બહુજ ચિંતા કરે છે.

—જૈનસંઘ, બોટાદ.

૩૬

મળ્યો. વિજયધર્મસૂરિજીના જવાથી જૈનસંઘ, એક યોગ્ય ગુરૂ, તત્ત્વવેત્તા અને ભારતીય સાહિત્યના વિદ્વાનને ખોવે છે, કે જેની બરાબરી ક્યાંય પણ નથી જોવાની. એમની ખોટ પૂરાય તેમ નથી. એમના માન ખાતર હડતાલપૂર્વક પાખી પાળી. અને સ્મરણ માટે ફંડ કર્યું.

૪૦

આચાર્યજી માટે બહુ દિલગીર.

—જૈનસંઘ, વલસાડ.

૪૧

આચાર્યજીના આકસ્મિક અવસાનથી દુઃખી. એમના પવિત્ર આત્માની શાંતિ માટે પ્રાર્થના કરીએ છીએ. બધાઓની સાથે અંતઃકરણથી સમવેદના.

—શ્રી જૈનસ્વયંસેવક મંડળ, ઇંદોર.

૪૨

વિજયધર્મસૂરિનો સ્વર્ગવાસ સાંભળી દિલગીર.

—મોહનવિજયજી, સૂરત.

૪૩

તાર મળ્યો. નાશિકના જૈનો તરફથી હું આચાર્યશ્રી માટે દિલગીરી જાહેર કરૂં છું. પરમાત્મા એમના આત્માને શાંતિ આપો.

—છગનલાલ દામોદર, નાસીક.

૪૪

ધર્મવિજયજી આચાર્યના અવસાન માટે બહુ દિલગીરી.

—શ્રીસંઘ, જામનગર.

૪૫

તાર મળ્યો બહુ દિલગીર. પત્ર વાંચો, ધૈર્ય રાખો.

—માણેક મુનિ. પાલણપુર.

૪૬

આચાર્યજીના અવસાનથી પડેલી ખોટ માટે અત્યન્ત દિલગીર

—હીરાકુંઅર

જૈન સંઘ સમસ્ત.

મગનભાઇ ખેમચંદ ટોપીવાળા—સૂરત

૪૭

બહુ દુ ખી. એમના મોક્ષ માટે અ ત કરણથી પ્રાર્થના

—પાઠક, વડનગર

૪૮

મળ્યો આચાર્ય વિજયધર્મસૂરિજીના અવસાન માટે અત્યન્ત દિલગીરી

—જૈન સ ઘ, વળા

૪૯

એક જાહેર સભામાં એકઠો થયેલો જૈન સ ઘ આચાર્ય વિજયધર્મસૂરિજીના અવસાન માટે અત્યન્ત દિલગીરી જાહેર કરે છે અને તેમના શિષ્યોને, તેમની મોટી ખોટમાં સમવેદના જાહેર કરે છે અને આશા રાખે છે કે તેઓ એમના મોટાં પરોપકારી કામો આગળ ચલાવશે.

—વી. કે નામજોશી પ્રેસીડેન્ટ, ખ ભાત.

૫૦

મળ્યો આચાર્ય વિજયધર્મસૂરિજીના અવસાનથી આઘાત પહોંચ્યો. અહિં દેવ વ દન ચતુર્વિધ સ ઘે કર્યું બજાર બ ધ હતો મોટી શોક સભાઓ, પૂજા, આંગી, સ પૂર્ણ રોશની વિગેરે થયું.

—આચાર્ય વિજયવીરસૂરિ અને જૈનસ ઘ, આકોલા

૫૧

આચાર્ય નીતિવિજયજી અને સ ઘ, આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી માટે અ ત કરણથી દિલગીર.

—જૈનસ ઘ, વેરાવળ

૫૨

જૈનાચાર્ય વિજયધર્મસૂરિજીનો સ્વર્ગવાસ સાંભળીને હિઝ હાઇનેસ બહુ દિલગીર. મને સમવેદના જાહેર કરવાની આજ્ઞા મળી છે

—પ્રાઇવેટ સે. મહારાણાજી સાહેબ ઉદયપુર.

૫૩

મહુવાના રહેવાસીઓએ, અત્યન્ત દિલગીરીપૂર્વક મહાન્ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીના દુઃખદાયક સ્વર્ગવાસના સમાચાર સાભળ્યા છે. તેઓ ( મહુવાના રહેવાસીઓ ) આખા દેશને માટે, અને ખાસ જૈનોને માટે તેમની ન પૂરી શકાય, એવી ખોટને માટે સમવેદના જાહેર કરવા માટે એક જાહેર સભામાં મળ્યા છે

—નટવરલાલ માણેકલાલ સુરતી, પ્રમુખ, મહુવા

૫૪

જૈનશ્વેતામ્બર આનદવર્ધક મડળના સભાસદો એક ખાસ સભામા એકત્રિત થઇને આચાર્ય વિજયધર્મસૂરિના સ્વર્ગવાસ માટે દિલગીરી જાહેર કરે છે, તથા જે વિવિધ ધાર્મિક સેવાઓ તેઓએ કરી છે, તે અને જૈનધર્મને માટે એમની અત્યન્ત લાગણી તથા કાર્યકુશળતાનું અનુમોદન કરે છે. એમનો આત્મા શાતિમા રહે, એ ઇચ્છે છે એમના આત્માને માન આપવા માટે સભાસદો તરફથી અવતીજી તીર્થના દેરાસરમાં પૂજા–આગી કરવામા આવી છે.

—આનદ વર્ધક મંડળ, ઉજ્જૈન.

૫૫

વિજયધર્મસૂરિજીના સ્વર્ગવાસ માટે દિલગીરી એમના આત્માને શાતિ મળો.

—જૈનસંઘ, પ્રભાસપાટણ.

૫૬

યોગ્ય આચાર્યના અવસાન માટે ઘણી દિલગીરી.

—જૈનશ્રેયસ્કર મડળ, બોરસદ.

૫૭

આચાર્ય મહારાજનું અવસાન સાંભળીને અહિંનો સંઘ ઘણો દિલગીર, બધું કામ બંધ

—ચંદનમલ નાગોરી અને સંઘ, છોટીસાદડી.

૫૮

વિજયધર્મસૂરિજીના સ્વર્ગવાસથી દિલગીરી.

—લીલાચંદ ગુલાબચંદ, શિરપુર.

૫૯

મહારાજ કુમાર, આપના વિદ્વાન ગુરૂના સ્વર્ગવાસ માટે બહુ દિલગીર

—પર્સનલ એસિસ્ટંટ, ઉદયપુર.

૬૦

૬૪

બરોડા જૈનસંઘ આચાર્યજીની ખોટ માટે અંતઃકરણથી દુઃખી.

—અમથાલાલભાઇ, બરોડા.

૬૫

વિજયધર્મસૂરિના અવસાન માટે અમે દુઃખી છીએ.

—બાલચંદ કોચર અને જૈનસંઘ, અમરાવતી.

૬૬

આચાર્ય વિજયધર્મસૂરિજીનું અવસાન સાંભળીને અત્યંત દુઃખી. આખા હિંદુસ્થાન માટે ન પૂરી શકાય એવી ખોટ પડી છે.

—માનશંકર પીતામ્બરદાસ મ્હેતા, ભાવનગર.

૬૭

આપના ગુરૂજી શ્રીવિજયધર્મસૂરિજીનું અવસાન સાંભળીને હું બહુ દિલગીર છું. આખા જૈનસંઘ માટે એમનું અવસાન, એક મોટી ખોટ છે. મારી અંતઃકરણની સમવેદના સ્વીકારશો.

—વિંધ્યેશ્વરીપ્રસાદ કર્નલ. ચીફ સેક્રેટરી, બનારસ સ્ટેટ.

૬૮

પૂજ્યપાદ આચાર્ય આપણી વચમાંથી ગયા છે, એ સાંભળી હું ખરેખર દિલગીર થયો છું. તેઓ એક વધારે શાન્ત જીવનમાં ગયા છે, એ જાણીને આપણને દિલાસો મળે છે.

—ગંગાનાથ ઝા. સંસ્કૃત કોલેજ બનારસ.

૬૯

આચાર્ય મહારાજના સ્વર્ગવાસના સમાચાર સાંભળીને અત્યન્ત દુઃખી. જૈનસંઘ માટે ન પૂરી શકાય એવી ખોટ પડી. હૃદયના ઊંડાણમાંથી સમવેદના

—કેશરીચંદ પન્નાલાલ ઝવેરી, નાગપુર.

૭૦

ગુરૂ મહારાજના અસામયિક મૃત્યુ માટે અંતઃકરણથી સમવેદના વાચશો.

—મંગળવિજયજી, બનારસ.

૭૧

વાંચ્યો. દિલગીર

—વિજયનેમિસૂરિ, ખંભાત.

૭૨

જૈન ધર્મ પ્રભાવક મહાન્ આચાર્યમાંના એક ઉત્તમ આચાર્યની ખોટ આપણને પડી છે. એ સાંભળીને મને આઘાત થયો.

—અમરચંદ, મુંબઇ.

૭૩

વિજયધર્મસૂરિના અવસાન માટે બહુ દિલગીર.

—કર્મચંદ નારાણજી, અમરેલી.

૭૪

ધર્મસૂરિનું અવસાન વાંચી બહુ દિલગીર. સમવેદના સ્વીકારશો.

—નરોત્તમદાસ, મુંબઇ.

૭૫

આચાર્યશ્રીના અવસાન માટે અમે દિલગીર છીએ.

—જેસંગલાલ મોતીલાલ, મુંબઈ.

...

૭૮

શ્રીજૈનયશોવૃદ્ધિ જૈન બાળાશ્રમના સ્થાપક તથા પિતા એવા આચાર્ય મહારાજશ્રીના સ્વર્ગવાસથી બહુ દુઃખી.

—બાળાશ્રમ, મહુવા.

૭૯

પરમ પૂજ્ય વિજયધર્મસૂરિજીનું અવસાન સાંભળીને અત્યન્ત દિલગીર.

—દુલભચંદ, ભાવનગર.

૮૦

જૈનીઝમને પડેલી ભારે ખોટ માટે દિલગીરી. એમને શાશ્વત શાંતિ મળે અને શાશ્વત રોશની એમના ઉપર પડે, એમ ચાહીએ છીએ.

—દેવચંદ દામજી અને ગુલાબચંદ લલ્લુભાઇ } —ભાવનગર.

૮૧

ધર્મસૂરિજીનું અવસાન વાંચીને અંતઃકરણથી દુઃખી, અસામયિક ખોટ પડી છે.

—મોહનલાલ હેમચંદ, મુંબઇ.

૮૫

આજે સભા થઈ, વિજયધર્મસૂરિના અવસાન માટે અત્યંત દિલગીરી જાહેર કરી.

—ગ્રંથમાળા, ભાવનગર.

૮૬

આચાર્ય મ૦ સાહેબની ખોટ સાભળીને અત્યંત દિલગીરી.

—અમૃતલાલ કેવળદાસ, ગોધાવી.

૮૭

આચાર્ય વિજયધર્મસૂરિજીનું અવસાન સાંભળી બહુ દિલગીર.

—જુઠાભાઈ સાકરચંદ, ભાવનગર.

૮૮

મહારાજજીના અવસાન માટે અંતઃકરણથી સંતાપ થયો.

—નથમલ ગંભીરમલ, ઇંદોર.

૮૯

વિજયધર્મસૂરિના અવસાન માટે આજે સભા મળી અત્યંત દિલગીરી જાહેર કરી

—જૈનયુવકમંડળ, ભાવનગર.

૯૨

તાર વાંચ્યો. આચાર્યજીના અવસાનથી બહુ દિલગીરી.

—લાલચંદ, ઝાલરાપાટણ.

૯૩

આચાર્ય મહારાજના અવસાન માટે દિલગીર. આત્માની શાશ્વત શાંતિ ઇચ્છીએ છીએ.

—સેક્રેટરી જૈન ગુરૂકુળ, મુંબઈ

૯૪

વિજયધર્મસૂરિજીનું અવસાન સાંભળીને બહુ દિલગીર.

—કશળચંદ, મુંબઇ

૯૫

જૈનસમાજને પડેલી ખોટ માટે અત્યન્ત દિલગીર. એમના આત્માને શાંતિ અને પ્રકાશ થાય, એમ ચાહું છું.

—હકીમચંદ ઝવેરચંદ, ભાવનગર.

૯૬

તાર વાંચ્યો. બહુ દિલગીર. કાગળ વાંચો.

—કપુરવિજયજી, બડનગર

૯૭

આચાર્ય મહારાજનો સ્વર્ગવાસ અસમયમા થયો એ જાણી બહુ દિલગીરી. અહિં સંઘ સાથે દેવવંદન થયું.

—નથમલ કન્હૈયાલાલ, મુંબઇ

૯૮

આચાર્ય મહારાજનો દુઃખદાયક સ્વર્ગવાસ સાંભળીને અત્યન્ત દુઃખી.

—મણિલાલ ગોકળભાઇ, મુંબઇ.

૯૯

૧૦૦

મહારાજજીના અવસાન માટે અંતઃકરણથી દિલગીર.

—નંદલાલ મોતીલાલ, ઇંદોર.

૧૦૧

આચાર્ય મહારાજનું દુઃખદાયક અવસાન સાંભળીને દિલગીર

—ઉત્તમચંદ હીરજી, મુંબઇ.

૧૦૨

અંતઃકરણથી સમવેદના જાહેર કરૂં છું. સ્વર્ગવાસી આ૦ મહારાજને મહેરબાની કરીને પ્રણામ અને માળા પહેરાવો.

—ઉર્ધ્વરેખે, ઇંદોર.

૧૦૩

આચાર્ય મહારાજના અવસાનથી અત્યન્ત દિલગીર.

—નર્મીનદાસ પુરૂષોત્તમદાસ, મુંબઇ.

૧૦૪

૧

શ્રી બોરસદના સકળ જૈનોની મળેલી આ સભા સર્વાનુમતે પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરિજીના ભાદ્રપદ સુદિ ચતુર્દશીના રોજ થયેલા અવસાન માટે ઘણીજ દિલગીરી જાહેર કરે છે, અને એમ માને છે કે, આચાર્યશ્રીની કાળરાજાએ કરેલી ગિરફતારીથી સમસ્ત જૈનકોમને એક ભારે ખોટ પડી છે. તેમનું શુદ્ધ ચારિત્ર, જૈનસંઘની સેવા અને અદ્વિતીય વિદ્વત્તા માટે અમો ખાસ નોંધ લઇએ છીએ.

આચાર્યશ્રીના આત્માને નિરંતર શાંતિ મળો. એવી શ્રી જિનેશ્વર પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

બોરસદ.
તા ૧૬–૯–૨૨

શા. જીવાભાઇ પ્રભુદાસ
પ્રમુખ
ફૂલચંદ જેસંગભાઈ
સેક્રેટરી.

—જૈન શ્રેયસ્કર મંડળ, બોરસદ.

૨

ગુરૂવર્ય પૂજ્યપાદ શાસ્ત્રવિશારદ–આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજશ્રી તા. ૫–૯–૨૨ મંગળવારે કાળધર્મ પામવાના સમાચાર મળતાં આ સંસ્થાની એક ખાસ સભા તા. ૭–૯–૨૨ ના રોજ રા રા મોતીચંદ ગીરધર કાપડીયા સોલીસીટરના પ્રમુખપણા નીચે સંસ્થાના મકાનમા મળી હતી. અને નીચે પ્રમાણેનો ઠરાવ ઘણીજ શાંતિથી દરેક સભાસદોએ પસાર કર્યો હતો

" શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી, કે જેઓ એશિયાટિક સોસાઇટી બેંગાલ, એસિયાટિક સોસાઇટી ઇટાલી અને જર્મન ઓરિયેંટલ સોસાઇટીના ઓનરરી મેમ્બર હતા, તેઓ તા. ૫–૯–૨૨ મંગળવારે શિવપુરી મુકામે કાળધર્મ પામવાથી જૈનકોમને

એક ધુરંધર વિદ્વાન્ આચાર્યની ખોટ પડી છે તેમજ હિંદુસ્થાનમાં અને હિંદુસ્થાન બહાર જૈનેતર પ્રજાએ એક સાહિત્યશોધક વિદ્વાન્ ગુમાવેલ છે. જેને માટે ધી જૈન સેનિટરી એસોસીએશનની મેનેજિંગ કમિટીની તા. ૭–૯–૨૨ ના રોજ મળેલી ખાસ સભા પોતાનો અત્યંત ખેદ પ્રદર્શિત કરે છે. ”

પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના કાળધર્મ પામવાના સમાચાર મળતાં તા ૫–૯–૨૨ ના રોજ આચાર્ય મહારાજશ્રીના માનમાં આ સંસ્થાની ઓફીસ બંધ રાખવામા આવી હતી.

—કકલભાઇ જુદરદાસ વકીલ,
સેક્રેટરી,
જૈન સેનિટરી એસોશીએશન, મુંબાઇ.

તા. ૮–૯–૨૨

૩

પૂજ્યપાદ આચાર્યશ્રીવિજયધર્મસૂરિ મહારાજ કાળ ધર્મ પામ્યાથી આ સભાએ એક મહાન્ ગુરૂ તથા આ સભાના મોટા એક લીડરને, બલ્કે કહિયે તો એક પિતાને ગુમાવેલ છે. તેટલુંજ નહિં પરન્તુ જૈન કોમે એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે. જેનું વર્ણન થઇ શકે નહિં. વળી હિંદુસ્થાનમાં તેઓશ્રીની મોટી ખોટ પડી છે. જૈનોએ–જૈનેતરોએ એક મહાન્ વિદ્વાન અમૂલ્ય રત્ન ગુમાવ્યુ છે. જેની ખામી પુરાવી મુશ્કીલ છે.

૪

શાસ્ત્ર વિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજના અકાળે કાળધર્મ પામવાના અત્યન્ત શોકજનક ખબર આ મંડળને મળતાં, આ મંડળ અંતઃકરણપૂર્વક દિલગીરીની નોંધ લે છે. એટલુંજ નહિં પરન્તુ તેવા એક ધર્મ ધુરંધર શાસનરસિક મહાપુરૂષને ખોયા બદલ ખેદ દર્શાવે છે, અને શિષ્ય સમુદાયને દિલસોજી પત્ર લખી મોકલવા ઠરાવ કરે છે.

મુંબઇ. ચતુરદાસ માણેકલાલ શાહ.
૧૨-૯-૨૨ ધરમશી નથુભાઇ.
ઓ સેક્રેટરીઓ.
—જૈનબાળ મિત્ર મંડળ, મુંબઇ.

૫

" શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળના ઉત્પાદક શાસન પ્રભાવક સુપ્રસિદ્ધ શાસ્ત્ર વિશારદ-જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી એસોશિયેટ મેમ્બર એસીયાટીક સોસાઈટી બંગાલ, તથા ઓનરરી મેમ્બર એશિયાટિક સોસાઇટી ઇટાલી અને ઓનરરી મેમ્બર જર્મન ઓરીયેંટલ સોસાઇટી, અનંત ચતુર્દશીના પ્રભાતે ગ્વાલીયર પાસે શિવપુરીમા કાળ ધર્મ પામ્યા. તેથી આ સંસ્થાએ એક મહાન નેતા ગુમાવેલ છે. તેટલું જ નહિં પરન્તુ જૈન પ્રજાએ એક ધર્મધુરંધર આચાર્ય ગુમાવેલ છે. અને હિંદના જૈનેતર તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોએ જૈનધર્મના સંશોધન અર્થે એક બાહોશ સહાયક અને વિદ્વાન મિત્ર ગુમાવેલ છે તે ખાતર આજની સભા અત્યંત ખેદની લાગણી પ્રદર્શિત કરે છે અને પરમાત્મા પાસે પ્રાર્થના કરે છે કે તેમના પવિત્ર આત્માને પરમ શાંતિ બક્ષે.

શ્રીવીરતત્ત્વપ્રકાશકમંડળ મુંબઈની મેનેજિંગ કમિટીનો ઠરાવ.

ભોગીલાલ હાલાભાઇ
તા. ૧૦-૯-૨૨ પ્રમુખ.

શિવપુરી, માળવા ખાતે પરમપૂજ્ય શાસ્ત્ર વિશારદ આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી કાળ ધર્મ પામ્યાના અત્યંત ખેદકારક સમાચાર સાંભળી આ મંડળ પોતાનો ખેદ પ્રદર્શિત કરે છે, અને તેઓશ્રીના વિશાળ શિષ્યવૃંદ—જેઓ જોકે સંસારથી વિરક્ત છે, છતાં તેઓને આ કાળમાં ગુરૂશ્રીનો વિયોગ જણાય, એ સ્વાભાવિક છે. તેથી તેઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. અને ઉપાધ્યાયશ્રી ઇંદ્રવિજયજી, મુનિશ્રી વિદ્યાવિજયજી, મુનિશ્રી મંગળવિજયજી, મુનિશ્રી ન્યાયવિજયજી આદિ ગુરૂશ્રીના શિષ્ય વર્ગને વિનવે છે કે તેઓશ્રી ગુરૂશ્રીના આદર્શ પગલે ચાલીને જૈન ધર્મની અનેકવિધ સેવામાં નિમગ્ન રહે અને ગુરૂશ્રીની વિશાળ સાહિત્ય પ્રવૃત્તિને અને તેઓશ્રીના પવિત્ર હસ્તે થયેલાં કાર્યોને પોષતા રહે અને તેઓશ્રીની ઉદાર વિચાર પરિણતિ પાશ્ચાત્ય વિદ્વાનોને જૈનધર્મનો પરિચય કરાવવાની તીવ્ર ઇચ્છા અને તીર્થ રક્ષાની તેમની તિતિક્ષાવૃત્તિને પોતાના ધ્યેય તરીકે રાખે.

—શ્રી જૈન અભ્યાસક મંડળ, મુંબઈ
શાહ વીરચંદ પાનાચંદ
પ્રમુખ.

૯—૯—૨૨

૭

શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી—વડોદરાની જનરલ સભા.

પરમપૂજ્ય શાસ્ત્રવિશારદ—જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, કે જેઓશ્રીએ ગ્વાલીયર સ્ટેટમાં શિવપુરી ગામે તા. ૫—૯—૨૨ ના રોજ સવારે કાળધર્મ પામ્યાની હૃદય—દ્રાવક ખબર અત્રે તારથી મળતાં તીવ્ર ખેદ પથરાઇ ગયો હતો, અને તેઓશ્રીના માનમાં સદરહુ લાયબ્રેરીનું કામકાજ બંધ રાખવામાં આવ્યું હતું. મહૂંમ સ્વર્ગવાસી મહાત્માએ જૈનશાસનની ઘણી ઉત્તમ સેવાઓ બજાવી છે. તેઓશ્રીએ

શ્રીયશોવિજયજી જૈનપાઠશાળા, શ્રીવીરતત્ત્વ પ્રકાશકમંડળ વિગેરેની સ્થાપના કરી નમુનેદાર સંસ્થાઓ બનાવી છે. તેમજ કેટલાક ગ્રંથાદિ લખ્યા છે, એટલુંજ નહિં બલ્કે પાશ્ચાત્ય દેશોની એશિયાટિક સોસાઇટી' ઓફ ઇટાલી, અને જર્મન ઓરિયન્ટલ સોસાઇટીમા ઓનરરી મેમ્બર હોઇ ત્યાના કેટલાક વિદ્વાન્ જૈન ફિલોસોફરોના ઘણા સમાગમમાં આવ્યા હતા. અને શાસનનો સારો ઉદ્યોત કર્યો છે. આવા પરમોપકારી મહાત્માના સ્વર્ગમનથી સકળ શ્રીસંઘને ભારે ખોટ પડી છે. તેઓશ્રીના આત્માને પરમ શાંતિ મળો. અને મદરહુ ઠરાવની નકલ પ્રમુખની સહીથી તેઓશ્રીના વિદ્વાન્ શિષ્ય ઉપાધ્યાયજી મહારાજને મોકલાવી આપવી.

વડોદરા. દલપતભાઇ જગજીવનદાસ
૮-૯-૨૨ પ્રમુખ
શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી.

અત્રેના સંઘમાં પણ દિલગીરીનો ઠરાવ કર્યો છે તથા વદ ૪ ને રવિવારના દિવસે પાખી પાળવાનો ઠરાવ કર્યો છે. સમાજે ખરેખર એક ધોરી વિદ્વાન્ રત્ન ગુમાવ્યું છે. ભાવી.

વડોદરા લાલભાઇ
૮-૯-૨૨

૮

श्री श्री १००८ श्रीपरमपूज्य श्रद्धास्पद श्रीशास्त्रविशारद आचार्य श्रीविजयधर्मसूरिजी महाराजकी आकस्मिक मृत्यु पर मडलको अत्यन्त दु:ख होता है। जैनसमाजके एक धुरंधर विद्वान् महात्माका उठ जाना, इस नाजुक समयमें बहुतही बुरा हुआ। इस खामीको पूरी होनेमें जैनसमाजको बहुतही विलंब तक राह देखनी होगी। आपके उत्तमोत्तम धर्मसेवाके कार्यसे आपकी अमल धवल कीर्त्ति समस्त

भारतमें गूंज रही थी। आपने जैनधर्मका डंका यूरपमें भी गड़गड़ा दिया था। ऐसे महान् विद्वान् महात्माकी खामी जैनसमाजके लिये एक महान् खामी है। हे वीतराग प्रभो! इस खामीको शीघ्रही पूरी करो। परमात्मा इस महान् पवित्र आत्माको शांति देवें।

इंदोर — दौलतराम कोठारी.

६-९-२२ — For सभापति.

—શ્રી જૈન સ્વયંસેવક મંડળ. ઇંદોર.

૯

—શ્રી માણસા જૈન શ્રેયસ્કર મંડળ. માણસા.

( ૧ ) ગ્વાલીયર પાસે આવેલા શિવપુરી મુકામે શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ ભાદરવા સુદિ ૧૪ ના દિવસે સ્વર્ગવાસ થયાના સમાચારથી આ મંડળ અત્યંત શોકની લાગણી અનુભવે છે. તેઓશ્રીના અવસાન પ્રસંગથી જૈનધર્મનો એક આધાર સ્થંભ તૂટી ગયાનું તેમજ જૈનતત્ત્વના જગત્પ્રચારની એક અણમોલી દિશાને પક્ષઘાત થયાનુ માને છે.

( ૨ ) સદ્ગત આચાર્યશ્રીના અવસાન પ્રસંગની યાદગિરિ રાખવા ગ્વાલીયર નરેશ શ્રી સિંધિયા સરકારે એક વીઘા જેટલી જમીન શ્રીવિજય-ધર્મસૂરિ સ્મારકને ભેટ કરી છે, તે માટે તે નામદારનું આ મંડળ અભિનંદન કરે છે. તેમજ સદર સ્મારકને સૂરીશ્વરજીના ગુણોને યોગ્ય બનાવવા તેમના શિષ્ય સંપ્રદાયે તેમજ કેટલાક ગૃહસ્થોએ જે સ્તુત્ય પ્રયત્ન આરંભ્યો છે, તેનુ સ્વાગત કરે છે, અને અત્રેના જૈનસંઘને તેમાં યથાશકિત ફાળો આપવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

માણસા — કેશવલાલ નગીનદાસ

૨૯-૯-૨૨ — ઓ. સેક્રેટરી.

૧૦

આ મંડળ એવો ઠરાવ કરે છે કે સુપ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ તા. ૫–૯–૨૨ ના રોજ શિવપુરી ખાતે કાળ ધર્મ પામ્યા છે, તેથી આ મંડળ દિલગીરી જાહેર કરે છે. વધુમાં જૈનપ્રજાએ આથી એક ધર્મધુરંધર આચાર્ય ગુમાવેલ છે. જેની ખોટ જૈનસમાજમાં કદી પણ પૂરી શકાય એમ નથી. તેઓશ્રીના શિષ્યમંડળને અમો અંતઃકરણથી દિલાસો આપીએ છીએ. અને પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે તેમના પવિત્ર આત્માને પરમ શાંતિ અર્પો.

રાંદેર. — શા. રૂપચંદ જીણાભાઇ

સેક્રેટરી.

૨૧–૯–૨૨ — શ્રી રાંદેર જૈન મિત્રમંડળ. રાંદેર.

૧૧

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીઓની મળેલી સભા જૈન કોમ અને સાહિત્યની મહાન સેવા કરનાર શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના અચાનક અને દિલગીરી ભર્યા કાળધર્મ માટે પોતાનો અત્યંત શોક પ્રદર્શિત કરે છે. અને તેમના આત્માને શાંતિ ઇચ્છે છે.

૧૦–૯–૨૨ — ગોવિંદજી ઉજમશી.

—શ્રી મહાવીર જૈન વિદ્યાલયનું વિદ્યાર્થી મંડળ, મુંબઇ.

૧૨

આ મંડળ એવો ઠરાવ કરે છે કે સુપ્રસિદ્ધ શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજી તા. ૫–૯–૨૨ મંગવારે શિવપુરી ખાતે કાળધર્મ પામ્યા તેથી આ મંડળ અત્યંત દિલગીરી જાહેર કરે છે. જૈન પ્રજાએ

આથી એક ધર્મ ધુરંધર આચાર્ય ગુમાવેલ છે જેની ખોટ જૈન સમાજમાં કદિ પણ પૂરી શકાય એમ નથી તેઓ શ્રીના શિષ્ય મંડળને અમે અંત:કરણથી દિલાસો આપીએ છીએ અને પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે-તેમના પવિત્ર આત્માને પરમ શાંતિ બક્ષે

રાંદેર.
૧૬-૯-૨૨

ફકીરદાસ છગનલાલ
સેક્રેટરી
—રાંદેર જૈન યુવક મંડળ, રાંદેર.

૧૩

શ્રીજૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, શ્રીજૈન એસોશીએશન ઓફ ઇંડિયા, મુંબઇ માંગરોળ જૈન સભા, શ્રીયશોવિજય જૈન ગુરૂકુળ, શ્રીવીરતત્વ પ્રકાશકમંડળ, શ્રીજૈનસેનીટેરીએશોસીએશન શ્રીપાલીતાણા જૈન બાળાશ્રમ, તથા શ્રીજૈનસ્વયંસેવક મંડળના આશ્રય હેઠળ મળેલી મુંબઇના સમસ્ત જૈનોની જાહેર સભાનો ઠરાવ

૧ "મુંબઇની જૈન કોમની જુદા જુદા મંડળોની મળેલી આજની જાહેર સભા અતિ ખેદ સાથે ઠરાવ કરે છે કે પરમ પૂજ્ય શાસ્ત્ર વિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજી, કે જેઓ એસિયાટિક સોસાયટી ઓફ બંગાલ, ઓરિયન્ટેલ સોસાયટીના ઓનરરી અને એસશીએ મેમ્બર હતા તેમજ બનારસની શ્રીયશોવિજયજી પાઠશાળા, મુંબઇના શ્રીવીરતત્વપ્રકાશકમંડળના ઉત્પાદ કરતા જેઓએ ગુજરાત, કાઠિયાવાડ, બિહાર, બંગાલ મહારાષ્ટ્ર રાજપૂતાના વિગેરે દેશોમાં વિહાર કરીને અનેક દેશી તેમજ પરદેશીઓને જૈનધર્મનો ઉપદેશ આપી જૈન ધર્મ તરફ આકર્ષ્યા હતા તેઓશ્રીના શિવપુરી ખાતે ભાદરવા સુદિ ૧૪ ના રોજ કાળ ધર્મ પામવાથી હિંદુસ્થાનની આખી જૈન કોમે એક ધુરંધર

વિદ્વાન્ આચાર્ય ખોયા છે. તેમજ હિંદુસ્થાનના તેમજ પરદેશોના વિદ્વાનોએ એક ઉચ્ચકોટીના સાહિત્ય શોધક ગુમાવ્યા છે.

૨ આજની સભામાં પસાર થયેલા ઠરાવની નકલ પોતાની સહી સાથે ઉપાધ્યાય ઇંદ્રવિજયજી આદિ ઉપર મોકલી આપવાને પ્રમુખને સત્તા આપે છે.

૩ પૂજ્યશ્રીનું સ્મારક રાખવાની જરૂર આ સભા સ્વીકારે છે. અને એ માટે એક સૂચના રૂપે ઉપા૦શ્રી ઇંદ્રવિજયાદિને વિનંતિ કરે છે કે તેમનાં પુસ્તકોનો સંગ્રહ એકત્રિત કરી એક સારા સ્થળે એવા પ્રબંધથી ભંડાર ઉઘાડવો કે જેથી પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનો તેનો લાભ લઈ શકે.

મુંબઇ — લલ્લુભાઇ દીપચંદ ઝવેરી.
૧૧-૯-૨૨ — પ્રમુખ

૧૪

પરમપૂજ્ય જૈનાચાર્ય શાસ્ત્રવિશારદ શ્રીવિજયધર્મસૂરીશ્વરજીના અકાળ દુઃખદાયક અવસાનના સાદા સમાચાર જાણી અમોને તથા અમારી જીવદયા મંડળીના સભ્યોને ઘણીજ દિલગીરી થઇ છે. સ્વર્ગસ્થ આચાર્યશ્રી પોતે વિદ્વાન હોવા ઉપરાન્ત બાહોશ તથા માયાળુ હોઇ સૌ કોઇનો પ્રેમ સંપાદન કરી શકયા હતા. જેને લીધે જ યૂરોપ અમેરિકા આદિ દેશોમાં પણ ત્યાંના વિદ્યાવિલાસી અભ્યાસકોનુ લક્ષ પોતા તરફ ખેંચી શકયા હતા વળી અમારી સંસ્થા તરફ તેઓ ઘણી માયાળુ લાગણી ધરાવતા તથા સંસ્થાનાં કાર્યોમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેતા. આવા વિદ્વાન આચાર્યની જે ખોટ પડી છે, તે ચિરકાળ પર્યંત પૂરી શકાય તેમ નથી. ઇશ્વર સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો !!!

મુંબઇ જીવ દયા મંડળી.

મુંબઈ — લલ્લુભાઇ દીપચંદ ઝવેરી
૭-૯-૨૨ — પ્રેસીડેન્ટ.
જીવદયા મંડળી, મુંબઇ

૧૫

" ઘણીજ દિલગીરી સાથે તા. ૫-૯-૨૨ ના રોજ આ સંસ્થાના સ્થાપક, મદદ કરનાર તેમ તેનું શ્રેયઃ ઇચ્છનાર પ્રાતઃસ્મરણીય પૂજ્ય સદા ઉપકારી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજીના દેવલોક ગમનના સમાચાર સાંભળ્યા છે.

તેઓશ્રી આ સંસ્થા અને આગળ વધીને કહીએ તો જૈનસમાજના શ્રેય માટે અથાગ મહેનત કરનાર વીર પુરૂષ હતા. આ ભારતભૂમિમાં તેઓએ શ્રીજૈનધર્મનો ડંકો વગાડયો હતો. એટલુંજ નહિ પણ યુરોપખંડ તેમજ અમેરિકામાં પણ તેમણે આપણા ધર્મના વિજય માટે પુરતો પ્રયાસ કર્યો હતો.

તેમના ગુણો યાદ આવતાં દિલગીરીનો પાર રહેતો નથી. આ સસ્થા તેમના આત્માને પરમશાન્તિ ઇચ્છે છે.

| | |
|---|---|
| જૈનધર્મવિજય પુસ્તકાલય | છોટાલાલ ત્રિકમલાલ પારેખ |
| વીરમગામ | વાડીલાલ પુરૂષોત્તમ વ્હોરા |
| તા. ૧૩-૯-૨૨ | પોપટલાલ કેવળચંદ ઝવેરી. |

—શ્રીધર્મવિજય પુસ્તકાલય કમિટી, વીરમગામ.

૧૬

આચાર્ય મહારાજ સરળ હૃદયના ભદ્રિક મીલનસાર અને પ્રભાવિક હતા. તેઓના જ્ઞાનથી અને સુપ્રયત્નથી અનેક મુનિમહારાજ અને જૈનબંધુઓ ઉચી વિદ્વત્તા પ્રાપ્ત કરી શકયા છે. એટલુંજ નહિ પરન્તુ પૂર્વ પશ્ચિમના જૈનેતર વિદ્વાનોને પોતાની વિદ્વત્તાના બળે જૈનધર્મનો પરિચય કરાવ્યો હતો. એટલે કે તેઓ ત્યાં પણ સુપ્રસિદ્ધ હતા. આવા મહાત્માના સ્વર્ગવાસથી જૈન કોમને ખરેખરી એક મુનિરત્નની ખોટ પડી છે. આ

પ્રભા પણ તે માટે અત્યંત દિલગીર છે. તેઓશ્રીના પવિત્ર આત્માને અખંડ અને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પ્રાર્થના કરીએ છીએ.

૮-૯-૨૨ ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ સેક્રેટરી

—આત્માનંદ જૈન સભા, ભાવનગર

૧૭

સ્વર્ગસ્થ આચાર્યશ્રી પોતે વિદ્વાન્ હોવા ઉપરાન્ત ખાહોશ અને માયાળુ હોવાથી સર્વે કોઇનો પ્રેમ સંપાદન કરી શકયા હતા. અને તેમની બાહોશી અને વિદ્વત્તાને લીધે યૂરોપ, અમેરિકા આદિ દેશોના વિદ્વાન્ લેખકો અને અભ્યાસકોનું લક્ષ જૈનધર્મ અને તેના અમુલ્ય સાહિત્ય તરફ તેઓ ખેંચી શકયા હતા. આવા વિદ્વાન્ આચાર્યશ્રીના અવસાનથી જૈન-કોમને એક મ્હોટી ખોટ પડી છે. અને તે કદી નહિં વિસરી શકાય તેવી છે. સ્વર્ગસ્થના માનાર્થે એસોસીએશનની ઓફીસ તથા શેઠ વીરચંદ કરમચંદ ફ્રી રીડીંગ રૂમ બંધ રાખવામાં આવ્યા હતાં જેની નોંધ લેશો. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ બક્ષો. આમીન.

મુંબઇ. મગનલાલ એમ. શાહ.

૭-૯-૨૨ ઓન. સેક્રેટરી.

જૈન એસોસીએશન ઓફ ઇંડિયા.

૧૮

સમસ્ત ભારતવર્ષની જૈનપ્રજાને આચાર્યજીની અનિવાર્ય ખોટ પડી છે. એટલુંજ નહિં પરન્તુ પાશ્ચાત્ય વિદ્વાનો, અભ્યાસકો, સાહિત્ય રસિકો તેમજ સંશોધકોને પણ એક મહાન્ નરની ખોટ પડી છે.

આચાર્યશ્રીમાં જ્ઞાન અને પાસે આવનાર જૈન તેમજ જૈનેતર દરેક માણસને પ્રતિ બોધવાની અગાધ શક્તિ હતી. તે સૌ કોઇ જાણે છે. આબુજી અને બીજાં એવા અનેક તીર્થો માટે અથાગ શ્રમ ઉઠાવી દરેક

કામ ફતેહમંદીથી પાર પાડયું છે તેજ તેમની શાસનના કાર્ય માટેની લાગણી બતાવી આપે છે.

આચાર્યશ્રીની મુખાકૃતિ ઉપરથીજ તેમનામાં ધૈર્ય, ક્ષમા, શાન્તિ, સાહસિક વૃત્તિ વિગેરે ગુણો જણાઇ આવતાં હતા...જૈનપ્રજાએ અત્યારના ક્રાન્તિ યુગમાં એક સમર્થ નરરત્ન ગુમાવ્યો છે. એમ અમારૂ સમસ્ત મંડળ ભારપૂર્વક હૃદયની લાગણી સાથે માને છે. અને તેમના જવાથી શોક પ્રદર્શિત કરે છે

શાન્તિલાલ અમરચંદ વોરા.
સેક્રેટરી શ્રી જૈન શુભેચ્છક મંડળ.
ભાવનગર.

આવો દુઃખદ બનાવ આપણા સ્વાર્થની દષ્ટિએ ન સહેવાય તેવો બન્યો.

અણ્યાં ગાંઠયા વિદ્વાનોના મુકુટમણીને આમ ખોઇ નાખતાં એકલા જૈનો કે જૈનેતરોનેજ નહિ, પણ પાશ્ચાત્ય પ્રજાને પણ ન પૂરી શકાય તેવી જબરદસ્ત ખોટ પડી છે.

મહુવા — વનમાળી ગોપાળજી દોસી.
૯–૯–૨૨ — સે. જૈન યુવક મંડળ

## ૨૧

આપણા ગુરૂમહારાજ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીવિજય-ધર્મસૂરીશ્વરજી મહારાજ સ્વર્ગવાસ થયાના સમાચાર તાર મારફતે જાણી અમારૂં મંડળ બહુજ દિલગીર થયું છે.

અમારા મંડળની જનરલ સભા તા. ૮–૯–૨૨ ની રાત્રીના સ્ટા. ટા. ૯ વાગે આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરીશ્વરના અકાલ સ્વર્ગ વાસ થવાની દિલગીરી દર્શાવવા મંડળના પ્રમુખ શા. મંગલદાસ નત્થુ-ભાઇના પ્રમુખપણા નીચે મળી હતી, જે વખતે મંડળના ઉપપ્રમુખ શા. મોહનલાલ ચુનીલાલ મહેતાએ મહારાજ દેવલોક પામ્યા તે બદલ દિલગીરી જાહેર કરવા તથા એક દિલાસાપત્ર શ્રી શિવપુરી મોકલવાની દરખાસ્ત મુકી હતી, અને તેને મંડળના મંત્રી શા હીરાભાઇ રાયચંદ મલબારીના ટેકા સાથે સર્વે સભાસદોએ અનુમોદન આપ્યું હતુ, ત્યાર બાદ કેટલાક વકતાઓએ આચાર્યજીનું જીવનચરિત્ર અને કોમ અને ધ-ર્મની બજાવેલી સેવાનું વર્ણન કરી અમારા મંડળને વખતો વખત સહાય કરનાર આચાર્યશ્રી દેવલોક થયા તે માટે દિલગીરી દેખાડી હતી.

આચાર્ય મહારાજશ્રીના પુણ્યાર્થે અમારા મંડળના સભાસદો

તરફથી આવતી કાલે એટલે ભાદરવા વદ ૪ ને રવિવારે બપોરે એક વાગે શ્રી ગોડીજી પાર્શ્વનાથના દેરાસરમાં આંગી, પૂજા, તથા રાત્રે ભાવના કરવામાં આવશે.

મંગલદાસ નત્થુભાઇ ખરીદીયા, પ્રમુખ
મુંબઈ — મોહનલાલ ચુનીલાલ મ્હેતા, ઉપપ્રમુખ
૯-૯-૨૨ — હીરાભાઇ રાયચંદ મલબારી, મંત્રી
શ્રી જૈન સ્વયંસેવક મંડળ.

૨૨

પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરીશ્વરજી, જેઓએ જૈનધર્મની ઉજ્જ્વલ સેવાઓ કરી દેશ-પરદેશમાં જૈનધર્મને દીપાવ્યો છે, અને જેઓએ જૈન કોમને માટે જ્ઞાન-કેલવણીના કાર્યમાં અનેક કામો કરી સાધુપણાની ઉદ્દામ છાપ પાડી જૈન કોમની પ્રગતિનો સુંદર માર્ગ બનાવ્યો છે, તેવા મહાત્માના અવસાન માટે આશ્રમના કાર્યવાહકો અત્યંત દિલગિરી પ્રદર્શિત કરે છે, અને અંતઃકરણ પૂર્વક ઇચ્છે છે કે પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પો.

સુધી તેઓશ્રીએ ઉપદેશ આપી આશ્રમને પોષ્યું છે. જે બાબત તેઓશ્રી સ્વર્ગવાસી થવાથી અમોને ભારે ખોટ થઇ છે.

મહુવા
તા. ૬-૯-૨૨

ધામી લક્ષ્મીચંદ ભાણજી
શા. લલ્લુભાઇ વીરચંદ
શા વનમાળી જાદવજી
શા. ગીરધર ખુશાલ
ખુશાલ સુરચંદ સવાઇચંદ
ઓંડાલાલ આણંદજી
ચુનીલાલ દુર્લભ
ઉમેદચંદ રતનજી
પાનાચંદ ખોડીદાસ
છગનલાલ ખુસાલ
શ્રીયશોવૃદ્ધિ જૈન બાળાશ્રમ

૨૪

પૂજ્યપાદ આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વર મહારાજના દેહાંતના દિલગીરી ભર્યા સમાચાર સાંભળતાં અમો સર્વને ઘણો જ અફસોસ થયો છે. આ સંસ્થાપ્રત્યે મહારાજશ્રીનો પ્રેમ અત્યુત્તમ લાગણી ભર્યો હતો.

આવા ધર્મના સ્થંભો તૂટવાથી જૈનો-જૈનેતરો અને આ સંસ્થાને પૂરેપૂરી ખોટ પડી છે. ઇશ્વર તેમના આત્માને શાન્તિ આપો.

અમરેલી
૬-૯-૨૨

કમીટી અને સ્ટાફ
કિન્ડર ગાર્ટન સ્કુલ—અમરેલી
દ. માસ્તર ફૂલચંદ ગોવિંદજી

૧

તા. ૭ સપ્ટેમ્બર ૧૯૨૨

" આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ સ્વર્ગવાસ થયાનો તાર મેં વાંચ્યો, ત્યારે હિંદનું મહાન્ રત્ન અત્યારે ચાલ્યું જતું જોઇ મને બહુ લાગી આવ્યું. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી એકલી જૈનપ્રજાનેજ ખોટ પડી છે, એમ નથી, પરન્તુ આખા હિંદને અને ખાસ કરીને મારા જેવાને પૂરી ખોટ પડી છે. તેઓશ્રીનો પૂર્વ અને પશ્ચિમના મતભેદોની દીવાલો તોડવાનો અથાગ શ્રમ, સ્વાર્થત્યાગ, શુદ્ધ ચારિત્ર, ધર્મપ્રેમ અને ત્રણ વર્ષ અગાઉના તેમના પ્રત્યક્ષ સમાગમના લાભોને યાદ કરતાં હૃદય ભરાઇ જાય છે. આપણે તેમના ચારિત્ર ઉપરથી હમેશાં હૃદયની અંદર વાંછના ઉપર અંકુશ મૂકતાં શીખવું જોઇએ.

વી. કે. નામજોશી
એડમીનિસ્ટ્રેટર ખંભાતસ્ટેટ.
—જૈનસંઘ, ખંભાતની સભાના પ્રમુખ.

૨

પંન્યાસજી શ્રીભક્તિવિજયજીગણિના પ્રમુખપણા નીચે એકત્ર થયેલો રાધનપુરનો શ્રીજૈનસંઘ ઠરાવ કરે છે કેઃ—

પરમપૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વર, કે જેઓએ, પાશ્ચાત્ય પ્રદેશોમાં તેમજ હિંદના જુદા જુદા એવા ભાગોમાં કે જ્યાં જૈનોનો નહિં જેવો સંચાર હતો, ત્યાં પોતાની અદ્ભુત વિદ્વત્તા અને સહનશીલતાથી જૈન ફિલોસોફી તરફ જૈનેતર પ્રજાને આકર્ષી હતી, એટલુંજ નહિ પણ તેઓશ્રીની સાહિત્યપ્રત્યેની અતિ તીવ્રતા–લાગણીથી આકર્ષાઇને દેશીય તથા વિદેશીય સાહિત્ય તથા ફિલોસોફિક વિષયક મહાન્ સંસ્થાઓએ પોતાના એસુશીએટ મેમ્બર બનાવીને યોગ્ય માન આપ્યું

હતું. તેમજ જેઓ બનારસ પાઠશાળા તથા વીરતત્ત્વપ્રકાશકમંડળ જેવી ઉપયોગી સંસ્થાઓના ઉત્પાદક હતા, અને આબૂ આદિ તીર્થોની આશાતના ભગીરથ પ્રયત્નોથી દૂર કરાવી જૈનધર્મની ઉન્નતિ તરફ ઉત્તમ પ્રયાસ કરતા હતા, તેમના માટે રાધનપુરનો સમસ્ત જૈનસંઘ એવો ઠરાવ કરે છે કે–તેઓશ્રીના શિવપુરી ખાતે પંચત્વ પામવાના લીધે અખિલ હિંદની જૈનકોમને ન પુરી શકાય તેવી મહાન્ ખોટ પડી છે. જે ખાતે ઘણાજ દિલગીર છીએ.

ઉપરોક્ત ઠરાવ લાગતા વળગતાઓને પહોંચાડવા માટે શ્રીજૈન-યુવકોદય મંડળને સત્તા આપવામાં આવે છે તા. ૨૦–૯–૨૨

બુદરદાસ વચ્છરામ<br>પ્રમુખ.

એલ. પી. શાહ<br>જનરલ સેક્રેટરી

—જૈનસંઘ, રાધનપુર

વિજયધર્મસૂરીશ્વરજી કાળ ધર્મ પામી ગયા છે તેથી આ સંઘ ઘણીજ દિલસોજી જાહેર કરે છે. અને તેમના અમર આત્માને શાંતિ ઇચ્છે છે. તેમજ આવતી કાલે એટલે તા. ૭–૯–૨૨ ને રોજ આખા શહેરની સમસ્ત હિંદુ મુસલમાન મહાજન તરફથી હડતાલ પડાવવી.

૨ ઠરાવની નકલ જૈન પત્ર તેમજ બીજા દૈનિક વર્ત્તમાન પત્રો તરફ અને આ આચાર્યશ્રીના મુખ્ય શિષ્ય ઉપર મોકલી આપવી.

નોટઃ તા. ૭–૯–૨૨ ના રોજ આખા શહેરમાં સંપૂર્ણ હડતાલ પાડવામાં આવી હતી, તેમજ દેરાસરમાં પૂજા ભણાવવામાં આવી હતી.

જંબુસર શા. મંગલદાસ હરગોવિંદદાસ
૭–૯–૨૨ જંબુસર સંઘના શેઠ
—શ્રીજંબુસર સકલ સંઘની સભા

૫

સુરતના શહેરીઓની સભા ઠરાવ કરે છે કે—જૈન ધર્મના મહાન્ સ્થંભ રૂપ મહાન્ આચાર્ય શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરિજી કે જેઓ બેંગાલ એસીયાટિક સોસાઈટીના એસોસીયેટ સભ્ય તથા યુરોપની જુદીજુદી લીટરેચર સોસાઇટીઓના પણ સભ્ય હતા. અને જેઓએ પોતાના બહોળા જાતિઅભ્યાસથી જૈનધર્મનું પ્રજાને જે મહાન્ ભાન કરાવ્યું છે, અને અનેક રાજા–મહારાજા, જેવા કે દરભંગા, ઉદેપુર અને કાશી વિગેરેનાં પોતા તરફ દિલ ખેચ્યા છે, તેઓ ગત ભાદરવા શુદ ૧૪ ને દિને શિવપુરી ખાતે કાળ ધર્મ પામ્યા છે, તે માટે અત્યંત દિલગીરી જાહેર કરે છે અને તેમના આત્માને શાંતિ ઇચ્છે છે.

સુરત. બાબુભાઇ ગુલાબભાઇ નગરશેઠ.
૨૯–૯–૨૨ પ્રમુખ.
—સુરતના સમસ્ત શહેરીઓનો ઠરાવ.

૬

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજી જેવા પ્રખર વિદ્વાન, ષડ્શાસ્ત્રવેત્તા, સંસ્કૃત વિદ્યાના ઉપાસક, અહિંસાનો અનાર્ય (હિંસક) પ્રદેશોમાં ઝુંડો ફેરવી વિજય મેળવનાર, પરધર્મીમહામહોપાધ્યાયો જેવા કાશીના વિદ્વાનો, પ્રોફેસરો, રાજાધિરાજો અને નરેશોમાં પૂજ્ય બનેલા અને જૈન શાસનની ઉન્નતિનું અહર્નિશ ચિંતન કરનાર ધર્મમણિ કાળધર્મ પામ્યાની ખબર સાંભળી એવો કયો જૈન હશે કે જેના હૃદયમાં સખ્ત આઘાત થયો નહિં હોય ? રાજકોટમાં આચાર્યશ્રીનો પાદસ્પર્શ થોડા વખત પહેલા થયો હતો, અને તેમના સમાગમથી અમોને તેઓની શાંતિ, ગંભીરતા, અને પ્રખર વિદ્વત્તાના ગુણોનું સંપૂર્ણ ભાન થયું હતું અને એથીજ આજે અમારો સંઘ એવા વીરરત્નના અવસાનની ખબર સાંભળી બહુજ દિલગીર થાય છે. તેમના શિષ્યો કે જેઓ પણ સંપૂર્ણ વિદ્વાન છે, તેઓ તેમના પંથે ચાલી ભાવી જૈન સમાજની ઉન્નતિની આશાઓ પૂર્ણ કરશે. એવી અમોને આશા છે. સદ્દગત આચાર્યના આત્માને સર્વદા શાંતિ મળો, એમ અમો પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ

રાજકોટ.
ભાદરવા વ. ૬ મંગળ.
૧૯૭૮.

દોસી કેશવજી લખમશી.
તુલસી ડાહ્યાભાઈ જસાણી
પારેખ હીરાચંદ પુરષોત્તમ.
દ દયાલ હીરાચંદ.
માણેકચંદ પુરષોત્તમ કામદાર
શા. ભગવાનદાસ દુલભજી.
—રાજકોટ શ્રીસંઘ તરફથી.

૭

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના પરલોકથી અહિંના સંઘને કારી જખમ જેટલું દુઃખ થાય છે. તેઓશ્રીએ પોતાના આખા સાધુ જીવનમાં જૈનધર્મની વૃદ્ધિ અને ઉન્નતિને માટે અસ્ખલિત પ્રયત્ન કરીને સાધુઓનું સત્ય કર્ત્તવ્ય શું છે, તે જગતને દેખાડી આપ્યું છે. આવા ગુરૂની પૂરેપૂરી ખોટ પડી છે.

તેમનો આત્મા દેવલોકમાંથી આશીર્વાદ વરસાવે અને તે વડે અમોને ધર્મ ભાવનામાં પોષણ મળે એ ઇચ્છીએ છીએ.

હરિપુરા-સૂરત સમસ્ત સંઘનો ઠરાવ.

ચિમનલાલ ખુશાલચંદ મોદી
જીવનદાસ ઉત્તમચંદ
મગનલાલ ગીમાચંદ
દ નથુભાઇ મગનલાલ
શ્રી. હરિપુરા જૈન બંધુ મંડળ તરફથી

૮

સમસ્ત સંઘ અંતઃકરણ પૂર્વક દિલગીરી જાહેર કરે છે. તેઓશ્રી જૈન સાહિત્યના ઇતિહાસમાં કાયમ રહેશે. ને અહિંસા અને ધર્મનું સ્વરૂપ, જૈન અને જૈનેતર પ્રજાને સમજાવવા તેઓએ, જે પુરૂષાર્થ કરેલો છે, તે કદાપિ ભૂલી શકાય તેમ નથી.

તેઓશ્રી સ્વર્ગમાંથી પોતાનો આશીર્વાદ જૈનધર્મનો વિજય થાય તેવી રીતે મોકલતા રહેશે, એમ માની તેઓશ્રીના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ એવી અમારી અંતઃકરણની પ્રાર્થના છે.

શાહપુર અમદાવાદ
૧૮—૯—૨૨

શા. પ્રેમચંદ મનસુખરામ
અમદાવાદ—શાહપુર જૈન સમસ્ત સંઘ તરફથી

## १०

जैनसमाजके शिरोमणि, जैनसमाजके उद्धारक, भव्य जीवोंके हितकारी, जैनसमाजमें धर्मरूपी भानु, जैनसमाजके छत्ररत्न, आदि उच्च गुणोंके सागर श्रीश्री परमपूज्य, जगत्पूज्य १००८ श्रीश्री आचार्य महाराज साहेबका स्वर्गवास हो गया ! हा ! हा ! अफसोस ! जैनसमाजका चांद अस्त हो गया ! ऐसे वीर, धीर, गंभीर, शान्त शिरोमणि, धर्मपदकी उत्तम नौका आज लोप हो गई । आज हमारी जैनसमाज विना सूर्यका होकर मंद प्रकाशक दीपक रूपी सूर्यसे प्रकाशकी याचना करने योग्य हो गया । और उसमें भी आज हमारा मालवदेश तो विना गुरुका हो गया । आज हमारे धर्मरूपी समुद्रकी सीमा गिर गई, क्या किया जावे ?

पूज्य गुरुवर्यका जैसा नाम था, वैसाही आपमें उत्तमोत्तम गुण भी थे। परमपूज्य गुरुवर्य शास्त्रविशारद–जैनाचार्य श्रीविजयधर्मसूरिजी महाराज अनन्त चौदशके दिन स्वर्गको पधार गये, इस खबरके सुनते ही हम लोगोंके हृदयको जिस कदर रंज हुआ है वह पूर्णतया इस लेखनीद्वारा प्रकट नहीं किया जा सकता है। हा!!! असमय ही हमारी समाजके एक अमूल्य रत्नको दुष्टकालने छीन लिया। सेनापतिके वगैर जो दशा सर्व सैन्यकी होती है, ठीक वही दशा गुरुमहाराज के वगैर हम लोगोंकी हो गई। जैनसमाजका जगमगाता सूर्य अस्त हो गया। धैर्य नहीं होता, परन्तु क्या करें, कुछ वश नहीं चलता।

अबीरचंद चौधरी

आगरा

लालचंद चोरड़ीया

सुगनचंद चोरड़ीया

निहालचंद ,,

राजेन्द्रलाल लोढ़ा

६ सप्टेम्बर १९२२

कन्हैयालाल लोढ़ा

जवहारलाल लोढ़ा

पन्नालाल ओसवाल

૧૧

ગુરૂ મહારાજના સ્વર્ગવાસના સમાચાર માલુમ પડતાં આખા સંઘને ઘણી જ દિલગીરી થઇ છે. તા ૭-૯-૨૨ ના રોજ પાખી પાળવામાં આવી હતી. આંગી રચાવી હતી. અઠાઇ મહોત્સવની પણ ગોઠવણ થઇ છે. મહારાજ શ્રી કાળ પામવાથી એક મોટી જૈનોમાં ખોટ પડી છે.

સમી
ભાદરવા વ ૮, ૧૯૭૮

રતિલાલ મણેકચંદ
ખુબચંદ ખુશાલદાસ
સમસ્ત શ્રી સંઘ તરફથી

१२

आग्ररोज मुनि चुनीलालजीकी उपस्थितिमें जैनसंघ करीचनवा की एक बैठक सुमेरकी चकमें मिली थी। उसमें अपने महान् धर्मगुरु श्रीविजयधर्मसूरिजी महाराजका अचानक स्वर्गगमन होनेके बाबत मुनि चुनीलालजी वगेरेने इस शोक भरी सभामें महात्माश्रीके गुणोंका विवेचन किया था। बादमें साधुजी तथा श्रावक श्राविकाओंने चार चार लोगस्सका काउसग कर अपनी इच्छानुसार अमुक वक्तके लिये ब्रह्मचर्य, विगयत्याग इत्यादि त्याग पचखान किये थे। बाद मुनि चुनीलालजीके विचारोंसे और श्रीसंघकी संमतिसे दिलगीरी पत्र लिखनेका ठराव हुआ था।

बहुत दिलगीरी और गमगीनीके साथ लिखना पड़ता है कि महाभाग्यवान जैनतत्त्वोंके उंडे अभ्यासी या प्रौढवेत्ता शास्त्रविशारद–महान् प्रभावशाली न्याय–साहित्य वगेरे शास्त्रोंके प्रखर विद्वान्, धैर्य,

गांभीर्य आदि गुणोंके भंडार श्रीश्री श्रीजैनाचार्य विद्यावारिधि श्री १००८ श्रीश्री विजयधर्मसूरिजी महाराजका अचानक स्वर्गवास होनेका खबर 'जैनपथ प्रदर्शक' आगरासे मिलते हमारे हृदयको बड़ा शोकरूप वज्रपात हुआ।.......हमको दिलगीरी इसलिये होती है कि–जो महान् पुरुष हमारी धर्मभावना रूपी वेलीयोंको, महान् कष्टोंके सामने सहन करते हुए भी परवा नहीं करते, अपनी अमोघ वानीसे वरसाद वरसा करके नवपल्लवित करते रहते थे, यह महान् खोट आनेको कभी भी नहीं पूरी सकाय ऐसी है।

हम उस परमकृपालु सर्वशक्तिमान सर्वज्ञ प्रभुसे प्रार्थना करते हैं कि जो महान् ज्ञान शक्ति हमारे परमपूज्य श्रीजी धराते थे, वा जो उत्तम कार्य उन्होंने हाथ धरे थे, वो पूरे करनेकी शक्ति हमारे गुरुजी श्रीइन्द्रविजयजी और विद्याविजयजीको दे।

सूरजमल प्यारचंद
फूलचंद रूपचंद
चुनीलाल फूलचंद
छीरामजी जीवराज
चुनीलाल माणकचंद
सतोकचंद छोगालाल
नाथुराम धनसुखलाल

करी कस्बा
पोस्ट–पाडल्या
वाया बड़वाह
२२–९–२२

૧૩

આચાર્ય મહારાજના સ્વર્ગવાસના સમાચાર વાંચી આચાર્ય શ્રી નીતિવિજયજી મહારાજ આદિ મુનિરાજો તથા અત્રેના સંઘ સમસ્તને ઘણી જ દિલગીરી થઇ છે.

અતરે સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા ચતુર્વિધ સંઘની, મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ નીતિવિજયજી આચાર્યજીના પ્રમુખપણા નીચે એક સભા મળી હતી. તે વખતે તાર વાંચવામાં આવ્યા હતા. તે વખતે આચાર્ય ધર્મવિજયજીસુરિ એક જૈન સંઘની અંદર દીપક સમાન હતા અને તેઓએ પોતાની જિંદગીમાં કેટલાં સારા સારાં કામો કર્યાં છે તે જણાવી, અને જૈન સંઘને એક બાહોશ તથા જ્ઞાની મહાત્માની ખોટ પડી છે, વિગેરે વિવેચન કરી દિલગિરી જાહેર કરવામાં આવી હતી. તે સંબંધમાં મહારાજ શ્રી ૧૦૦૮ નીતિવિજયજીના સદ્ઉપદેશથી યથાશકિત અનુસાર ટીપ કરી ગામમાં અમારી પડઘો વજડાવ્યો છે. અને બંને દેરાસરોમાં આંગી તથા પૂજાઓ ભણાવવામા આવી છે.

વેરાવળ
ભાદરવા વદ ૨, ૧૯૭૮

સુંદરજી કલ્યાણજી
શ્રી વેરાવળના સમસ્ત સંઘ તરફથી.

૧૪

પૂજ્યપાદ શ્રીમાન્ વિજયધર્મસૂરિજી મહારાજ કાળધર્મ પામવાથી અમો સમુદાયવર્ગ સંપૂર્ણ દિલગીર છીએ. તેના માટે મુનિ ધર્મવિજયજી આદિ ચતુર્વિધ સંઘ સમક્ષ દેવવંદન કરી પાંજરાપોળ તથા ગોરક્ષામા કપાશીયા મોકલવામાં આવ્યા છે. હઠીભાઇની મેડીમાં અઠાઇ મહોત્સવ ચાલતો હોઇ ને ખાસ એક દિવસ આંગી–પૂજા કરાવવામાં તેમજ ગામના બંને દેરાસરે પણ સારી રીતે આંગી રચાવવામાં આવી છે. ગુરૂકુળ

મારફત દિલગીરી પ્રદર્શિત મેલાવડો સુખીયાની ધર્મશાળામાં મુનિ ધર્મ-વિજયજીના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યો હતો.

પાલીતાણા — વોરા એચર ગાંડા
ભાદરવા વ. ૪, ૧૯૭૮ — ગાંધી પ્રાગજી તેજપાલ
ઝવેરી વેલચંદ જેઠા
વિગેરે મોટી ટોળી સમસ્ત

૧૫

આચાર્ય મહારાજ સાહેબ ધર્મવિજયજી કાળધર્મ પામ્યાના સમાચાર જાણી અત્યંત દિલગીરી થઈ છે. વર્તમાન સમયમાં પશ્ચિમના વિદ્વાનોને પ્રેમથી જૈનધર્મની ખુબી તથા રહસ્ય સમજાવનાર એક કીર્તિસ્થંભની જૈનકોમને મોટી ખોટ પડી છે. પણ ભાવી પ્રબળ છે. તેમાં મનુષ્યમાત્રનો કંઈ ઈલાજ નથી.

પાલણપુર — નગરશેઠ
ભાદરવા વ. ૫, ૧૯૭૮ — પાલણપુર

૧૬

આચાર્ય મહારાજ વિજયધર્મસુરિ મહારાજ આજે માડા ૭ વાગે દેવલોક થયા છે, તે બીના વાંચીને અત્રેના બધા સંઘમાં બહુ દિલગીરી ફેલાઈ છે. તેમજ અમોને પણ બહુ દુઃખ થયું છે. એવણ સાહેબનો સ્વર્ગવાસ થવાથી આપણા જૈનસંઘમાં એક મોટી ખોટ આવી છે. તેમજ સકલ જૈનધર્મનો આધારભૂત સ્થંભ તૂટી પડયો છે. અમારા જૈનસંઘ મધેથી એક હીરો નાશ થઇ ગયો છે. એવણ સાહેબની વિદ્વત્તા તરફ

વિચાર કરતા સકળ જૈનસાધુ મધેથી એક વિદ્વાન સાધુ અમે ગુમાવી બેઠા છીએ. એવણની જગા અમારો જૈનસાધુ કોઈ પણ ભરી કાઢે એવી આશા બહુજ થોડી છે. પણ આ ઠેકાણે આપણો ઉપાય નથી...પ્રભુ એમના આત્માને શાંતિ આપો, એવી પ્રભુની વિનંતિ અમો કરીએ છીએ

| | |
|---|---|
| આમલનેર | મોતીચંદ મંગલદાસ |
| ભાદરવા સુ ૧૪, ૧૯૭૮ | ચુનીલાલ છગનલાલ |
| | ભાગચંદ છગનલાલ |
| | પોપટલાલ ચુનીલાલ |
| | ભોગીલાલ રામચંદ્ર |

શ્રી આમલનેરના સંઘ તરફથી

१७

श्रीमान् शान्त, दान्त, महत अनेक सद्गुणालंकृत जैन जगत-दिवाकर शासननायक शास्त्रविशारद-जैनाचार्य श्रीश्री १००८ श्रीविजयधर्मसूरीश्वरजी महाराज इस संसारको त्याग स्वर्गवास सिधारनेके भारी दुःखदायक समाचार पढ़कर यहाँके संघमें चोतरफ शोक छा गया है। समाचार मिलते ही यहाँकी जैन संस्थाएं बंद कर दी गई और श्रीमान् आचार्य महाराजका शोक मनाया गया। जैन तथा जैनेतर समस्त पब्लिक शोकसागरमें डूब रही है। और कुछ भी लिखनेकी सामर्थ्य नहीं है।....जैनसमाजका सबसे बड़ा विद्वान् और दिग्गज प्रतिष्ठाशाली पुरुषका स्वर्गवास संसारमें एक मोटी कमी कर गया है।

इससे बड़ा भारी खेद है । मर्हुमकी आत्माको शान्ति मिलो यही हमारी भावना है । ७–९–२२

| | |
|---|---|
| सिंघवी अनराज | मुकनराज |
| रिषभदास | मूळचंद रातडीया |
| कुशलराज | सिंघवी गजराज |
| मंडारी चैनराजजी | मुणोत मुकनराज |
| सिंघवी रतनराज | मंडारी केसरीमल |

वगैरह सोजतका समस्त संघ.

१८

સૂરીશ્વરજીના સ્વર્ગગમન થવાના સમાચાર જાણી આખા સંઘને દિલગીરી થવા પામી છે. અને અમોને મહાન્ રત્ન પુરૂષ ગુરૂ મહારાજની ખોટ પડી છે. તેમજ હિંદુસ્થાનમાં બાહોશ પંડિતરાજ હિતોપદેશ આપનાર જૈન અને જૈનેતરમાં સૂર્યઅસ્ત થવાથી ખામી આવી પડી છે. તેઓ સાહેબનો વિરહ થવાથી અમોને ઘણોજ અફસોસ થવા પામ્યો છે.

જૈન સાહિત્ય અને ફિલોસોફીના પ્રગટ કરનાર તેમજ યૂરોપમાં પ્રોફેસરો સાથે મીલનસારની પૂરી ખામી પડી છે. તે પત્રમાં લખી શકાય એમ નથી, પણ ભાવી ભાવ પાસે આપણો ઉપાય નથી. ભાદરવા, સુ. ૧૫, ૧૯૭૮

| | |
|---|---|
| | વનમાળી ગંભીર |
| ગાંડાલાલ આણંદજી, | ખુશાલ સુરચંદ સવાઇચંદ. |
| ધામી લખમીચંદ ભાણુજી | પરશોતમ નથુ |
| લલ્લુભાઇ વીરચંદ. | લખમીચંદ દીયાળ. |
| વનમાળી જાદવજી. | હરગોવિંદ જીવન. |
| ગિરધર ખુશાલ. | અમરચંદ ગુલાબચંદ. |

—શ્રીસમસ્ત જૈનસંઘ મહુવા.

૧૯

આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી મહારાજના સ્વર્ગગમનના માઠા સમાચાર મળતા પારાવાર દીલગીરી થઇ છે કાગળમાં લખી જતી નથી આપણો આધાર તૂટયો છે. છત્ર ગયુ છે, ખરો હીરો ગુમ થયો છે આપણને તેમની ખોટ કોઇ રીતે પૂરી પડે તેમ નથી. ભાવી પ્રબળ અફસોસનો પાર રહ્યો નથી જ્ઞાનદષ્ટિએ જોઇને તેમના આત્માને શાંતિ મળો એમ ઇચ્છીએ છીએ

અમરેલી
ભાદરવા સુ ૧૪, ૧૯૭૮

વકીલ સુંદરજી કાળાભાઈ
વીરચંદ જીવાભાઇ
તથા સમસ્ત સંઘ, અમરેલી

૨૦

આચાર્ય મહારાજ વિજયધર્મસૂરિના કાળ પામ્યાના સમાચારથી ઘણાજ દિલગીર થયા છીએ અત્રે ભાદરવા સુ. ૧૫ના દિવસે સ્વધર્મ બંધુઓએ તેમજ અન્ય ધર્મીઓએ પાખી પાળી હતી દેરાસર સબંધે પૂજા–આંગી–ભાવના આદિ વડે શાસનની શોભા સારી થઇ હતી પૂન્ય ગુરૂ મહારાજ સબંધી હકીકત સાંભળતાં સર્વને મોટી ખોટ પડી ગઈ છે જેણે શાસનના ઉદ્યોત માટે બનતો પ્રયાસ લઇ ભવ્ય જીવોને ઉપદેશ વડે શાસનના રસીયા બનાવ્યા બનારસ પાઠશાળા વિષે તેમજ બીજા શુભ કાર્યોમાં પુરતુ લક્ષ દઇ આભારી બનાવ્યા એજ ભાદરવા વ. ૧ ૧૯૭૮

સંઘવી ગીરધરલાલ ચુનીલાલ
મોદી પુનમલાલ નાથાનાલ
તથા સંઘ સમસ્ત, કડી.

૨૧

આજે આચાર્ય મહારાજનો દેહત્યાગ સાંભળીને અમોને ઘણો જ શોક થયો છે. જે તે શોકનું વર્ણન અમારાથી લખી શકાય તેમ નથી. લખતાં જ અમારૂં હૃદય ભરાઇ આવે છે. ખરેખર આપણા મહાન્ રત્ન પુરૂષને ગુમાવી બેઠા છીએ તે નર રત્નને ગુમાવવાથી આપણા શાસનમાં મોટી ખોટ પડી છે....તેમણે શાસન સેવા કરી છે, તેટલું જ નહિ પરંતુ રાષ્ટ્રીય સેવામાં પણ આત્મભોગ આપતા હતા. દરેક કોમને તેમની ખાધ પડી છે.

આજે રાતના આઠ વાગે શેઠ મોતીશાની ધર્મશાળામાં બેનોની સભા ભરી હતી. તેમાં કેટલીક બેનોએ આચાર્ય મહારાજના ગુણોનું વર્ણન કર્યું હતું. તેમ તમામ બેનોએ દિલગીરી જાહેર કરી હતી.

બાઈ હરકોર
બાઇ જડી
પાલીતાણા — બાઇ મકુ
બાઇ ગોમતી
બાઇ કડવી
વિગેરે
સ્ત્રી સમાજ

૨૨

લખવાને દિલગીરી થાય છે કે મહારાજશ્રી વિજયધર્મસૂરિજી દેવગતિને પામ્યા તેવા સમાચાર તારથી સાંભળી સંઘમાં ઘણીજ દીલગીરી ઉત્પન્ન થઈ છે. આપણા હાથમાથી હીરો ઉડી ગયો છે. શાસન શોભાવનાર સુબો ચાલ્યો ગયો છે. સંઘને મોટી ખોટ પડી છે આ દિલગીરી અમારાથી લખાતી નથી.

અત્રે મહારાજશ્રી શ્રીનીતીવિજયજીસૂરીશ્વરજીના ઉપદેશથી મહારાજશ્રીના નિર્વાણ ઉત્સવ નિમિત્તે પૂજા પ્રભાવના તથા આંગી તથા જીવદયાની ટીપ થય છે.

બાઈ પાર્વતી
બાઇ નંદકુંવર
બાઇ માણેક
બાઇ જેકોર
બાઈ જીવી
બાઇ લાધી
વિગેરે.
સ્ત્રી સમાજ
—બ્હેનોનો સંઘ.

વેરાવળ.
ભાદરવા વ. ૨, ૧૯૭૮

૧

ભારતભૂષણ, જૈનજગતમાં જાગતી જ્યોતિ શ્રીવિજયધર્મસૂરિજીનું સ્થૂલ શરીર છૂટી ગયું, તેથી અત્ર સંઘમાં અત્યંત દિલગીરી વ્યાપ્ત થઈ છે, તેમની પાછળ પાખી પાળવામાં આવી છે. દેવવંદન કર્યું છે. બપોરે ભજન મંડળી ભજન ગાશે. તેમના આત્માને શાંતિ ઈચ્છવામાં આવે છે. શ્રીવિજયધર્મસૂરિજી તેમના અક્ષર દેહે ભારતમાં જાગતા જીવતા છે. તેમણે અનેક શિષ્યો કર્યા, અનેક પાઠશાળાઓ સ્થાપી. કાશીમાં પાઠશાળા સ્થાપી અનેક યુરોપીય વિદ્વાનોને જૈનશાસ્ત્રોમાં રસ લેતા કર્યા. તેમણે જૈનધર્મની ભારે સેવા બજાવી છે. શ્વેતામ્બર જૈનસંઘમાં તેમની ખોટ પુરાવી મુશ્કેલ છે. અનેક વિપત્તિયોમાંથી પસાર થઈને વાદળમાંથી પસાર થનાર સૂર્યની પેઠે ઝળક્યા છે. જૈનકોમ પર ઘણા ઉપકારો કર્યા છે. તેમના અનેક સદ્‌ગુણોએ ભારતમાં તેમના પ્રતિ લોકોને આકર્ષ્યા છે... તેમના આત્માનો ઘણો વિકાસ થયો હતો...તેઓ ગુણગ્રાહી હતા. હિંમતે મર્દ હતા. ગંગા નદીના કર્મયોગીની દશા પ્રાપ્ત કરી હતી. તેમણે કર્મયોગીની ફર્જ, કે જે ત્યાગીના અધિકાર પરત્વેની હતી, તે બજાવવામાં ખામી રાખી ન્હોતી. તેમના ગુણાનુરાગીઓ ઘણા છે. તેમ તેમના દુશ્મનો પણ છે. અગ્નિ પ્રગટતાં ધૂમ્ર તો સાથે હોય છે જ. વિચાર મતભેદ છતાં તેઓ અન્યોની સાથે ઉદાર ભાવથી વર્તી સહકારી બની ધર્મની બાબતમા સંપ જાળવી કર્ત્તવ્ય કર્યા કરતા હતા. જૈનેતરોની સાથે ઉદારભાવથી વર્ત્તતા હતા. આત્મશુદ્ધિ માટે તેમની આત્મદશા પ્રતિદિન આગળ વધ્યા કરતી હતી. આવા એક મહાન્ ધર્માચાર્યથી જૈનકોમમાં ઘણી હુંફ હતી. તેમના દેહના વિલયથી જૈનકોમને પારાવાર દિલગીરી છે તેમના આત્માની શાંતિ ઇચ્છુ છુ.

ભા. સુ. પૂર્ણિમા — આચાર્ય બુદ્ધિસાગરસૂરિ મહેસાણા.

સં. ૧૯૭૮.

૨

આચાર્ય મહારાજના કાળધર્મના સમાચાર મળતાં આખા સંઘમાં શોક છવાઇ ગયો હતો. આચાર્યશ્રીએ પોતાના જીવનમાં, જૈનસમાજમાં અદ્વિતીય કાર્યો કર્યાં હતાં. તેમની કીર્તિ આજે દુનિયા ગાઇ રહી છે. આપણા મુનિઓએ તેમનું અનુકરણ કરવાની જરૂરીયાત છે. તેમના આત્માને શાંતિ મળો.

મુંબઇ — આચાર્યશ્રી જયસૂરિજી

તા ૭-૯-૨૨ — મુનિરાજ પ્રતાપમુનિજી, મુંબઇ

૩

તેઓનું જીવન પરોપકારી અને જૈનદર્શનનો વિસ્તાર કરવા માટે સતત પ્રયત્નશીલ હતું. જૈનોમાં આ પ્રયત્નશીલ આચાર્યની એક મહાન્ ખામી તેમના જવાથી આવી છે. પણ શો ઉપાય ?

ભા. વ ૧ — પં. કેશરવિજયજી

પં. દેવવિજયજી

૪

૫

પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રીના દેવલોકના સમાચાર વાંચી ખેદનો પાર રહ્યો નથી. કારણ કે શરીર સંબંધી પ્રથમ કંઇ પણ સમાચાર નહિ, અને એકાએક તાર મળવાથી જે દુઃખનો અનુભવ થયો છે, તે આત્મા જ જાણે છે. પત્રમાં જણાવવાથી શું ? પુણ્યવાન્ પુરૂષો તો જ્યાં જાય છે ત્યાં આનંદનો અનુભવ કરે છે. કેમકે—

यत्रापि तत्रापि गता भवन्ति
हंसा महीमंडलमंडनाय ।
हानिस्तु तेषां हि सरोवराणां
येषां मरालैः सह विप्रयोगः ॥

મુનિરાજ કપૂરવિજયજી, વડનગર.

વડનગર
૭–૯–૨૨

૬

સૂરિ સ્વર્ગારોહના સમાચાર વાંચી બહુ દિલગીરી સાથે દેવવંદન કર્યું છે. તેઓએ જૈનશાસનની સારી સેવા બજાવી હતી. હાલતો ખોટ જ પડી છે.

આ. સુ. ૫ ૧૯૭૯ મુનિરાજ અમરવિજયજી ભરૂચ

૭

શ્રીવિજયધર્મસૂરિજીના સ્વર્ગવાસથી ઘણી દિલગીરી થઇ છે. તેવા મહાન્ ધર્મોપદેશકની જૈનોમાં ખોટ પડતી જાય છે, તે અસહ્ય છે તેમના આત્માને શાંતિ મળો.

વદિ ૧ મુનિરાજ હંસવિજયજી તથા પંન્યાસ સંપતવિજયજી
પાટણ

૮

આચાર્ય મહારાજના કાળધર્મ પામ્યાના સમાચાર સાંભળી ઘણો અફસોસ થયો છે. વાત સાંભળતાં એકદમ હૃદય ભરાઇ આવતાં આંખમાંથી આંસુ સુકાતાં નથી. પરમ ઉપકારી, પરમકૃપાળુ હતા.

વઢવાણ શહેર — મુનિશ્રી સૌભાગ્યવિજયજી
મુનિશ્રી મંગળવિજયજી

૯

તમારા ગુરૂ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી કાળ કર્યાના સમાચાર વાંચીને અમો દિલગીર થયા છીએ.

બાલાપુર. — પંન્યાસ ધર્મવિજયજી.
ભાદરવા વ. ૩. ૧૯૭૮ — મુનિશ્રી ચિમનવિજયજી.

૧૦

પૂજ્ય આચાર્યશ્રી શાસનના સ્થંભ હતા. મહાન્ ઉપકારી હતા. જૈનકોમનું ભાગ્ય ઓછું હોવાથી અકસ્માત્ મહાભાગ્યશાળી રત્ન ગુમાવી બેઠા. લખતાં દિલગીરી લખી શકાતી નથી.

પાલીતાણા. — મુનિશ્રી ધર્મવિજયજી
ભાદરવા સુ. ૧૫, ૧૯૭૮

૧૧

ગુરૂમહારાજના દેવલોકના સમાચાર સાંભળીને વજ્રઘાત જેવો આત્માને ધક્કો લાગ્યો છે. જૈનસમાજનો અસાધારણ થાંભલો તૂટી પડયો છે. જૈનજગતનો સૂર્ય આથમી ગયો છે. દેશને બડી ભારી ખોટ પડી છે. મુંબઇના સંઘમાં ખબર ફેલાતાં ભારી શોક પથરાયો છે......જૈનકોમમાં પડેલી આ ખોટ પૂરી પાડી શકે, એવો હું કોઇ દેખતો નથી.

દાદર ( મુંબઇ )
ભાદરવા વ. ૮, ૧૯૭૮ — મુનિ મનીન્દ્રવિજયજી.

१२

' जैनपथ प्रदर्शक ' को खोला, जिसमें ' हा ! धर्मविजयजी । ' ऐसा पढते ही हृदय पर वज्र का प्रहार आ लगा । पढने हुए गला रुंद गया । मैं क्या विचार कर रहा था, क्या हो गया ? मेरे को आचार्यजी से कई प्रकार का ज्ञान संपादन करने की उत्कंठा थी, दर्शन करने की पूर्ण अभिलाषा थी, पर सब मन की मनमें ही रही । ....आज जैन संसार का एक सूर्य अस्त हो गया ।

मुनिश्री गोडीदासजी

૧૩

મહારાજશ્રીનો દેહત્યાગ સાંભળી અમોને ઘણોજ અફસોસ થયો છે. આ વખતે દિલગીરીનો પાર રહ્યો નથી. કારણ કે આપણા જૈન શાસનમાં કલ્પવૃક્ષ જેવા ગુરૂમહારાજનો વિરહ પડવાથી વજ્રના બાણ વાગ્યા જેવું થયું છે. કારણ કે જ્ઞાન રૂપી દીવા સમાન હતા તેમના ગુણોનું વર્ણન કરતાં હૃદય ભરાઇ જાય છે. લખતાં કલમ ચાલતી નથી, જૈન ધર્મવાળાને તો તારે, પણ જૈનેતરને બોધ પમાડીને તાર્યા છે.

આ વખતે આપણું પુણ્ય કાચું કે નરરત્ન ગુમાવી બેઠા. માટે આપણે હવે તેમને પગલે ચાલીને ગુરૂ મહારાજની યશકીર્તિને વધારવા તત્પર થવું.

પાલીતાણા. ૮–૯–૨૨

સાધ્વી ગુલાબશ્રીજી.
" પુણ્યશ્રીજી.
" ઉત્તમશ્રીજી.

૮

આચાર્ય મહારાજના કાળધર્મ પામ્યાના સમાચાર મળેલ્યા ઘણો અફસોસ થયો છે વાત સાંભળતાં એકદમ હૃદય ભરાઈ આવતા આંખમાંથી આંસુ સુકાતા નથી. પરમ ઉપકારી, પરમકૃપાળુ હતા

વઢવાણ શહેર મુનિશ્રી સૌભાગ્યવિજયજી
મુનિશ્રી મંગળવિજયજી

૯

તમારા ગુરૂ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી કાળ કર્યાના સમાચાર વાંચીને અમો દિલગીર થયા છીએ

બાલાપુર. પન્યાસ ધર્મવિજયજી
ભાદરવા વ. ૩. ૧૯૭૮ મુનિશ્રી ચિમનવિજયજી

૧૦

પૂજ્ય આચાર્યશ્રી શાસનના સ્થંભ હતા મહાન્ ઉપકારી હતા. જૈન કોમનુ ભાગ્ય ઓછુ હોવાથી અકસ્માત્ મહાભાગ્યશાળી રત્ન ગુમાવી બેઠા. લખતાં દિલગીરી લખી શકાતી નથી

પાલીતાણા મુનિશ્રી ધર્મવિજયજી
ભાદરવા સુ. ૧૫, ૧૯૭૮

૧૧

ગુરૂમહારાજના દેવલોકના સમાચાર સાંભળીને વજ્રપાત જેવો આ સ્માને ધક્કો લાગ્યો છે જૈનસમાજનો અસાધારણ થાંભલો તૂટી પડયો-છે. જૈનજગતનો સૂર્ય આથમી ગયો છે. દેશને બડી ભારી ખોટ પડી છે મુંબઇના સંઘમાં ખબર ફેલાતાં ભારી શોક પથરાયો છે... .જૈનકોમમાં પડેલી આ ખોટ પૂરી પાડી શકે, એવો કૃ કોઇ દેખતો નથી.

દાદર ( મુંબઇ )
ભાદરવા વ. ૮, ૧૯૭૮ મુનિ મનીન્દ્રવિજયજી

१२

'जैनपथ प्रदर्शक' को खोला, जिसमें 'हा ! धर्मविजयजी ।' ऐसा पढ़ते ही हृदय पर वज्र का प्रहार आ लगा । पढ़ते हुए गला घुंट गया । मैं क्या विचार कर रहा था, क्या हो गया ? मेरे को आचार्यजी से कई प्रकार का ज्ञान संपादन करने की उत्कंठा थी, दर्शन करने की पूर्ण अभिलाषा थी, पर मन मन की मनमें ही रही । ....आज जैन संसार का एक सूर्य अस्त हो गया ।

मुनिश्री गोढीदासजी

૧૩

મહારાજશ્રીનો દેહત્યાગ સાંભળી અમોને ઘણોજ અફસોસ થયો છે. આ વખતે દિલગીરીનો પાર રહ્યો નથી. કારણ કે આપણા જૈન શાસનમાં કલ્પવૃક્ષ જેવા ગુરૂમહારાજનો વિરહ પડવાથી વજ્રના બાણ વાગ્યા જેવું થયું છે. કારણ કે જ્ઞાન રૂપી દીવા સમાન હતા તેમના ગુણોનું વર્ણન કરતાં હૃદય ભરાઇ જાય છે. લખતાં કલમ ચાલતી નથી, જૈન ધર્મવાળાને તો તારે, પણ જૈનેતરને બોધ પમાડીને તાર્યા છે.

આ વખતે આપણું પુણ્ય કાચું કે નરરત્ન ગુમાવી બેઠા. માટે આપણે હવે તેમને પગલે ચાલીને ગુરૂ મહારાજની યશકીર્તિને વધારવા તત્પર થવું.

પાલીતાણા
૮–૯–૨૨

સાધ્વી ગુલાબશ્રીજી.
" પુષ્પશ્રીજી.
" ઉત્તમશ્રીજી.

૧

જૈનધર્મનો ઉદ્યોત કરનાર પરમગુરૂ સુપ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરિ મહારાજનો સ્વર્ગવાસ વાંચીને અમો બધા ઘણાજ દિલગીર થયા છીએ અને જેઓ ધર્મના એક સ્થંભ રૂપ હતા, તે તૂટી ગયો છે. તેઓ ઘણાજ શાન્ત અને તમામ રીતે લાયક અને વિદ્વાન હતા. તેની ખોટ ઘણીજ લાગી છે, પણ આયુષ્ય આગળ કોઇનો ઉપાય નથી.

જુનાગઢ
૧૯–૯–૨૨

ઠાકરશી ચત્રભુજ

–

૩

મહાન આચાર્યશ્રીવિજયધર્મસુરિજી મહારાજશ્રીએ આ દુનિયા ગયા કાલ રોજ સુવારના સાડા ૭ વાગે છોડી તે સમાચાર વાંચી અત્રેના સકલ સંઘ તેમજ આપના જાણીતા સેવકો ઘણાજ દિલગીર થયા છે આવા મહાન પંડિત આચાર્ય મહારાજશ્રીની આપણી જૈનકોમમાં ખોટ પડી તેથી ઘણાજ દિલગીર થયા છીએ

આજે ( બીજા દિવસે ) આખા ગામમાં પ્રતરવર્ગના લોકો સમસ્તે સમસ્ત બજારમા તેમના મરણની દિલગીરી દર્શાવવા પાખી પડાવી છે

દહેગામ
૬–૯–૨૨ મથુરદાસ જમનાદાસ તલાટી

૪

પૂજ્યપાદ આચાર્યમહારાજશ્રીના અકાલ સ્વર્ગવાસના ખેદજનક સમાચાર મળતાં મારા જેવા દૂરસ્થ જનને પણ જ્યારે અતિશય દુઃખ ઉત્પન્ન થયુ છે, ત્યારે આપશ્રી જેવા તેમના અનન્ય સહકારીને તેમજ અન્ય મુનિમંડળને તેમના વિયોગજન્ય કેટલુંય દુઃખ થયુ હશે તેની તો કલ્પનાયે કરી શકતો નથી.

એ તો સુનિશ્ચિત છે કે આચાર્યશ્રીના સ્વર્ગગમનથી જૈનસમાજને જ નહિ પરંતુ પૂર્વ અને પશ્ચિમને સુદ્ધાં, તેમના વચ્ચે ઐક્ય સ્થાપવા પ્રયત્ન કરનાર તત્ત્વજ્ઞ અને ધર્મજ્ઞ સદ્ગુરૂની નહિ પુરાય તેવી જબર જસ્ત ખોટ પડેલી છે

પ્રભો ! પ્રભો ! વીરશાસનમા આવા યુગપ્રધાનો પુનઃ પુનઃ પ્રકટો.

ઘાટકોપર પં. માવજી દામજી શાહ
૯–૯–૨૨

૫

મહારાજશ્રીના કાળધર્મ પામવાથી ખરેખર જૈન કોમમાં મોટા આગેવાનની ખામી પડી છે...ઉપરિયાળા તીર્થ માટે તેમની અપૂર્વ લાગણી હવે કોણ રાખશે ? એવા એવા અનેક ઉપકાર હવે કોણ કરશે ?

વીરમગામ　　　　　　　　　　કેશવલાલ હરજીવન
૭-૯-૨૨

६

प्रातःस्मरणीय, जगद्विख्यात, शासनरक्षक श्रीमान् आचार्यजी महाराज साहिब भाद्र शुक्ला १४ को सुबह के ६॥ बजे इस फानी दुनिया को छोड कर स्वर्गलोक को पधार गये, सो यह समाचार सारे शहेरमें पहुंचते ही हाहाकार मच गया। उन महात्माजी को तो यहाँ भी आनंद था, और वहाँ भी आनंद ही रहेगा, कारण उनका तो स्वभाव हरवक्त परोपकार; शासनसेवा करनेका था, सो उनकी आत्माको तो किसी तरहकी तकलीफ नहीं होगी। लेकिन हमारे जैसों को अनाथ छोड़ गये हैं, अब कौन हमारी पुकार सुनेगा ?। कौन जैनधर्म पर अवारनवार आते हुए संकटों को रोकनेके लिये प्रयत्न करेगा ?। कौन नई नई पुस्तकें प्रकट कर जैनियोंको सन्मार्गमें लगावेगा ?। कौन पाश्चात्य नए जैनस्कोलर बनावेगा ? और कौन उनकी शंकाका समाधान करेगा ? बहुत दुःख हो रहा है। क्या किया जाय ! सिवाय अश्रुपात करनेके कोई उपाय नहीं है। शासनदेवसे प्रार्थना है कि मर्हूम आचार्यमहाराज की पवित्र आत्माको शान्तिप्रदान

करे, और आप श्रीमानों को उनके यथानुगामी होनेका पुरुषार्थ प्रदान करे।

उदयपुर — चुनीलालजी चतुर
सं. १९७९ आश्विन कृ. १ — रोशनलालजी चतुर, वगैरह

૭

પૂજ્ય આચાર્ય મહારાજના કાળથી ગુરૂવિરહને લીધે ખેદ થાય છે ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો તેમના જવાથી જૈનસમાજને પુરી ન થઈ શકે, તેવી ખોટ પડી છે વર્તમાન કાળમાં બીજા બહુએ આચાર્યો તો છે, પરંતુ તેમના જેવા પ્રભાવક મળવા મુશ્કેલ છે.

મુંબઇ — કેશવલાલ સ્વરૂપચંદ
તા. ૮–૯–૨૨

૮

શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીના કાળ કર્યાની અતિ ખેદકારક ખબર સાંભળી બહુજ દિલગીરી સાથે ગુરૂવિરહનું પણ દુઃખ થાય છે.

કલ્પવૃક્ષની ઇચ્છા આપણુને-સૌને હોય, એ સ્વાભાવિક છે, પણ કાળ આગળ કોઇનો ઉપાય નથી એ મહાવાક્ય યાદ કરી વિરમવું પડે છે. તેમના આત્માને શાંતિ મળો, એ ઇશ્વર પાસે પ્રાર્થના

મુંબઈ — સ્વરૂપચંદ વસ્તાચંદ
૮–૯–૨૨

હૃદયમાં જે ગભરાટ થયો છે, તે જ્ઞાની મહારાજ જ જાણે છે. જાહેર પ્રજા તરફથી શોક પાળવો, હડતાલ પાડવી અને ટીપ કરી ગરીબોને લાડવા ગાંઠીયા શેવ મમરા તથા કુતરાને પણ લાડવા ગાડીયા આપવાનું અને દેરાસરમાં આંગી-પૂજા વિગેરે સત્કાર્યો ગુરૂ મહારાજના નિમિત્તે અહિં થયા છે. કોઈ પણ ધર્મગુરૂ માટે આવું થયું નથી

મહુવા

૧૯૭૮ ના ભાદરવા વ ૧ — વનમાળી ગંભીર

## ૧૦

गुरुमहाराज शासनके स्थंभभूत सूरीश्वरजीका स्वर्गवास होनेका समाचार पढ अत्यन्त रंज हुआ। लेकिन नाजोर बात है।......... सूरीश्वरजी महाराज द्वारा शासनके अपरिमित राजकीय वगैरह अड्चण मरे कार्योंमें मदद मिलती थी। उसका ही अधिकतर मोह सताता है।

सूरीश्वरजी महाराजकी पवित्र आत्मा सच्चिदानंद दशाको प्राप्त होकर सदाके लिए आदि अनंत पद प्राप्त कर व स्वस्वरूपमें स्थितिकर अनंत अव्याबाध सुख प्राप्त करें यही प्रार्थना है।

उदयपूर

भादवा सुद १९ — मदनसिंहजी कोठारी.

१९७९

## ૧૧

ગુરૂ મહારાજના દેવલોક થયાના સમાચારનો તાર વાંચતા હૃદયને જે આઘાત પહોંચ્યો છે, તે વર્ણવી શકાય તેમ નથી. જૈન સમાજને તેમની પડેલી ખોટ કોઇ પણ રીતે પૂરી શકાય તેમ નથી. તેમના દિવ્ય

ગુણોનું સ્મરણ કરતાં આ સમાચારે હૃદયપર વજ્રપ્રહાર કરેલ છે. કાલની ગતિ પાસે કોઇનો ઉપાય નથી.

કલકત્તા
૮–૯–૨૨

ન્યાય–વ્યાકરણતીર્થ પં. હરગોવિંદદાસ

૧૨

પત્ર લખતાં હાથ કંપે છે. આચાર્ય મહારાજશ્રીનો સ્વર્ગવાસ સાંભળી શકાતો નથી. સહવાસ નહિ છતાં હૃદય ચીરાઇ જાય છે. એક ધર્મધુરંધર આચાર્ય પાશ્ચાત્ય દેશોમાં જૈનધર્મના સારા અભ્યાસી ઉત્પન્ન કરનાર, રાજારજવાડામાં અહિંસાનો પ્રચાર કરનાર, જૈનોને જગાડનાર, હીરો, મહાત્મા ચાલ્યા ગયા ! જૈનોનું ઝવાહીર લુંટાઇ ગયું. તારો ખરી ગયો.

ભાવનગર
ભાદરવા વ. ૧, ૧૯૭૮

અચરતલાલ

૧૩

આચાર્યશ્રી વિજયધર્મસૂરિના પરલોક ગમનના અતિખેદકારક સમાચાર સાંભળી દિલગીરીનો પાર રહેલ નથી. આચાર્ય મહારાજ સાહેબના સ્વર્ગવાસથી આ દુનિયાને, આપણી જૈન કોમને અને અમો કુટુંબી વર્ગને ન ભૂલી શકાય એવી ભારે ખોટ આવી પડેલ છે. તેઓના ગુણનું સ્મરણ કરવા અમો તદ્દન અશક્ત છીએ. આ પંચમકાળ અતિ દુષમ છે. તેમાં આવા અણઘટિત બનાવો ભવિતવ્યતાની પ્રબળતા સિવાય બની શકતા નથી.

મહુવા
ભાદરવા સુ. ૧૫, ૧૯૭૮

અમરચંદ ગુલાબચંદ

૧૪

આચાર્ય મહારાજશ્રીના કાળધર્મ પામી ગયાના ખબર જાણી બહુજ દીલગીર થયો છું. જૈનકોમને એક મોટી ખોટ પડી છે આજ-રોજ એમના માન ખાતર અહિંના બધા બજારો તથા મારકીટો વિગેરે બંધ રહ્યાં છે.

મુંબઇ　　　　　　　　　　　　　　મણિલાલ ગોકળભાઇ
૭-૯-૨૨　　　　　　　　　　　　　　　　　જે. પી.

૧૫

આચાર્યશ્રીના સ્વર્ગવાસના દુઃખદાયક સમાચાર કાલે અત્રે બહાર પડયા હતા. હું તથા મારા કુટુંબના તથા તેઓશ્રીને જેઓ ઓળખે છે કે તેઓના કામને જાણે છે, તેઓ દરેક દિલગીર થયા છે. એક છિન્ન ભિન્ન થતી જૈન સમાજને તથા જૈનેતરને તેઓની ભારે ખોટ જણાયા વિના નહિં રહે. આપ આજે બે વર્ષથી તેઓશ્રી માટે રાત્ર દિવસ મહેનત કરી રહ્યા હતા, પણ આખરે એક મહાન્ આત્માને ભાવીએ આપણી પાસેથી ખેંચી આપણને વિયોગી બનાવ્યા છે.

...અમારી નબળી પડેલી સમાજના એક ઉપયોગી અને મદદગાર મહાપુરૂષને અમે ગુમાવી બેઠા છીએ. પ્રભુને પ્રાર્થના કરૂં છું કે તેઓ-શ્રીનો આત્મા જ્યાં હોય ત્યાં શાંતિ આપો.

મુંબઇ　　　　　　　　　　　　　　જેસીંગભાઇ મોતીલાલ
૬-૯-૨૨　　　　　　　　　　　　　　કોહીનૂર વર્કસવાળા

૧૬

અત્યન્ત દિલગીરી સાથે લખવાનું કે મહારાજશ્રી વિજયધર્મસૂરી-શ્વરજીના કાળધર્મ પામ્યાના ખબર સાંભળી અત્યંત દિલગીર થયા છીએ. મહુવામાં દિનપ્રતિદિન મહાત્મા પુરૂષો પેદા થયા, તેમાંના એક પુરૂષની

ખોટ પડી ગણાય, તે પણ અગ્રેસર ધર્મગુરુની. બાળાશ્રમના વિદ્યાર્થીઓને તો વધુ લાગી આવશે કારણ કે તેના તો તે સ્થંભરૂપ હતા.

મુંબઇ            કલ્યાણચંદ કમળશી

२७

महान् विद्वान् शास्त्रविशारद—जैनाचार्यके इस फानी दुनियासे कालधर्म प्राप्त होनेसे आज हमने हिन्दका हीरा हाथसे खो दिया है। आज जैनकोमका मानू अस्त समान है।....आज बम्बई तो क्या समस्त भारतवर्षमें आचार्यश्रीके उपकारका महत्त्व विभूति रूप स्थाई है।

बम्बई            वकील हीरालाल सुराना
९—१—२२            सोजतवाले.

हैं । प्रभाविक पुरुष, जिन्होंने अच्छा जैनधर्मका प्रभाव बढ़ाया था । यह कालचक्र किसीको छोड़ता नहीं । ज्यादा क्या लिखा जाय ?

कलकत्ता लक्ष्मीचंदजी छीपाणी

आसोज व. १४, १९७९

२०

આચાર્ય મહારાજના કાળધર્મ પામ્યાના સમાચાર સાંભળી પારાવાર શોક અને દુઃખ દરીઆમાંજ જાણે ડુબી ગયો હોઉં, એવું મને તો થયું છે.

ગુરુરાજ ગયા, એ આપણા ધર્મનો, મારી માન્યતાએ તો એકનો એક સ્થંભ તુટયો છે. જૈન ધર્મને યુરોપાદિના પાશ્ચાત્ય સંસ્કારવાળા વિદ્વાનોમાં વિસ્તૃત કરનાર એકના એક મહાપુરૂષને જૈનદુનિયાએ ગુમાવ્યા છે. જૈનસંઘને અસહ્ય અને કોઇથી પણ ભવિષ્યમાયે નહિં પૂરી શકાય એવી ખોટ આવી છે. આવા અનન્ય શાસ્ત્રવિશારદ–મહાત્મા સદ્ગત થયાના સમાચાર સાંભળી અહિં ભાવનગરના સંઘમા પણ સર્વત્ર શોકની લાગણી ફેલાઇ રહી છે..........

પરમાત્મા ગુરૂરાજના આત્માને શાન્તિ આપો.

ભાવનગર મોતીચંદ ઓધવજી.

૬–૯–૨૨

૨૧

ગઇ કાલે જગદ્‌વન્દ્યશ્રી ગુરૂદેવના સ્વર્ગગમનના સમાચાર મળતાં પારાવાર શોકથી વિહ્વળ બન્યો છું. પત્ર લખતા હૃદય ગભરાઇ ઉઠયું છે. મતિ મુઝાય ગઇ છે.

શ્રીગુરૂદેવના વિયોગમાં હવે આશ્વાસનનું જો કંઇ કારણ મળતું હોય તો તે એટલુંજ છે કે ગુરૂદેવના હાથે નિર્માણ થયેલાં અનેક શુભ

કાર્યો તેમજ પુસ્તકરૂપે ગુથેલા અનેક ઉપદેશામૃતથી ભરેલાં વચનો તેમજ શત્રુ-મિત્રને સમગણી સમદષ્ટિથી કરેલા અનેક ઉપકારો, તે અમર રૂપે રહેલું યશ પિંડરૂપ શરીર, કે જે કાળાન્તરે નષ્ટ થવાવાળું નથી, તેનાજ આધારે આ જીવનયાત્રા ચલાવવી રહી. શ્રીગુરૂદેવના અવસાનથી માત્ર જૈનવર્ગનેજ નહિં, પરન્તુ ઇતર મતાવલમ્બી જનોને પારાવાર શોક થતો હોય ત્યાં આપ પૂજ્યોની ચિત્તવ્યથા કઇ રીતે માપી શકાય?

વીલાપારલા પં. જગજીવન પોપટલાલ.
મુંબઇ.

२२

आचार्य भगवान्‌का स्वर्गवास हो गया पढ़कर शोकमग्न हो गया हूं। कुछ लिख नहीं सकता। कलही तो 'बॉम्बे क्रोनिकल' से मालूम हुआ कि प्रो. सिलवन लेवी तथा मिसेस लेवी आचार्य महाराजके दर्शनार्थ शिवपुरी गये थे। ता. ३१ अगस्तको तो भारी समारोहके साथ वहाँ सभा आदि होकर शासनकी शोभा बढ़ाई थी। और ता. ५ को प्रातःकाल स्वर्गवास हो गया। यह समाचार पढ़कर अत्यन्तही दुःख हुआ। आज जैनसमाजमें अंधेरा हो गया।

सोमत अनराजजी सिंघवी
७-९-२२

૨૩

આચાર્ય મહારાજજીના દેહનો ત્યાગ થયાના સમાચાર સાંભળી પારાવાર અફસોસ થાય છે.

પોતે જૈનધર્મમાં એક યુગપ્રધાન તરીકે હતા તેઓશ્રીએ

જૈનધર્મ સંબંધી જે જે કાર્યો કર્યાં છે, તેવાં કાર્યો હવે કોઇ ભાગ્યેજ કરી શકશે. તેની સાથે અન્ય દર્શનની સાથે ધર્મ સંબંધી વાદ-વિવાદ કરી જે કાર્યો કર્યાં છે. અને યશ લીધો છે, તેના માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે......આખી જૈન કોમમાં તેમની મોટી ખોટ પડી છે. તે શાસનદેવ પૂરે ત્યારે ખરી. હવે તો તેમના આત્માને જેમ શાન્તિ થાય તેમજ આપણે કરવાનું છે. એજ

પાલીતાણા મોહનલાલ ગોવિંદજી.
૭-૯-૨૨

૨૪

પૂજ્ય સૂરિજીના કાલ કરવાનો તાર વાંચી મારી તો છાતી ફાટે છે. અમારો જૈનસમાજ જે વખતે મુશ્કેલીના વાતાવરણમાં સપડાયેલો છે, અમારાં તીર્થો લુંટાઇ રહ્યાં છે, તેવા અંધાધુધીના સમયમાં અમારો જૈન ભાનુ આમ અસ્ત થાય, તે કેમ સ્હેવાય ? ખરેખર આ ખોટ જૈન પ્રજાને આવા સમયે સાલે તેવી છે. અમારા શાસનની કાળજી હવે કોણ કરશે ? અમારા જેવા સંસારી કીડાને આટલું આટલું લાગે છે તો આપના સ્થંભરૂપ પૂજ્ય ગુરૂજીની ખોટ કેમ પુરાશે ? શું લખું ? તેની સમજ પડતી નથી.

પ્રોફેસર વસવાણી, કે જેઓ થોડા જ વખત થયા આપણા જૈન ધર્મના પરિચયમાં આવ્યા છે. અને મેં આપ સર્વેથી જાણીતા કર્યા છે, તેમણે **એસોસીએટ**ના તારથી વર્તમાનપત્રમાં વાચ્યું. અને મને ચીઠ્ઠી લખી બોલાવવાના હતા. તેવામાં જ આપનો તાર લઇ ગયો. અને આવતી કાલે ટાઉન હોલમાં અહિંના જૈન તેમજ જૈનેતર શહેરાઓની એક જંગી જાહેર સભા ભરી સદ્દગતના આત્માને પરમ શાન્તિ ઇચ્છવા એકઠા થવાના છીએ. પ્રો. વસવાણી પ્રમુખ થવાના છે.

કરાંચી પોપટલાલ ત્રિભુવનદાસ શાહ
૬-૯-૨૨

## ૨૫

પૂજ્યપાદ આચાર્ય મહારાજના કાળધર્મ પામવાથી જૈન સમાજને ખરેખર હાલ તુરત ન રૂઝાય નેવો ઘા લાગ્યો છે. તેઓશ્રીના પવિત્ર આત્માનું આવા સંજોગોમાં દેહશૂન્ય થવું, તે ખરેખર અસહ્ય છે. આખો સમાજ અત્યારે તેમના અવસાનથી દુખી થયો છે...શિષ્ય મંડળ તરફ તેમનો અતુલ પ્રેમ, સમાજ તરફ શાંતિભરી દૃષ્ટિ, વિદેશીઓ સાથે તેમનો જૈન ધર્મને સમસ્ત વિશ્વમાં પુનઃ સ્થાપવા માટે પરિચય, વિગેરે વિગેરે બાબતો સ્મરણમાંથી મુક્ત થવી બહુ મુશ્કેલ છે. તેમના જેવા પુણ્ય દેહધારીઓથી સમાજને ઓછો લાભ નથી થયો. અને આયુષ્ય બે પાંચ વર્ષ લાંબુ હોત તો જરૂર તેઓ સમાજને ઘણાજ ઉચ્ચ રસ્તા ઉપર લાવી મૂકત. હવે તો તેઓશ્રીના પુણ્યાત્માને અમર શાંતિ મળો, એજ પ્રાર્થના.

વીલાપારલા — નાગરદાસ કસ્તુરચંદ શાહ
૬–૯–૨૨ — બી. એ.

## ૨૬

આચાર્ય મહારાજના સ્વર્ગવાસથી હિંદુસ્થાનની જૈન કોમે તો એક રત્ન ગુમાવ્યું છે, પરન્તુ પરદેશના વિદ્વાનોને તે કરતાં પણ ભારે ખોટ ગઈ છે. તેઓ ખરી કિંમત આંકી શકયા હતા. અને બન્યો તેટલો લાભ મેળવતા હતા. જ્યારે ઘર આંગણે રત્ન હોવા છતાં અહિંના લોકો તેઓની પૂરી કિંમત આંકી શકયા નથી અને જોઈતો લાભ મેળવી શકયા નથી, એ કમનસીબી છે. પરમાત્મા તેઓના પવિત્ર આત્માને પરલોકમાં અમર રાખે.

મુંબઈ — મોહનલાલ ખોડીદાસ શાહ.
૬–૯–૨૨

૨૭

તા. ૫-૯-૨૨ ના પેપરમાં આચાર્યશ્રીના કાળધર્મ પામ્યાના ખબર વાંચી હું તથા અત્રેનો સંઘ ખરેખર ઘણાજ દિલગીર થયા છીએ. જૈનો પર જ્યારે એક પછી એક આફતો આવવા માંડી છે, ત્યારે આવા ધર્મધુરંધર મહાત્માઓ સ્વર્ગગમન કરે છે, એ ખરેખર ખેદનો વિષય છે. દુનિયામાં જે જાયું છે તેણે જવાનું છે; પરંતુ તેઓ શ્રીના નામની મુરાદો-જેવી કે-દેવદ્રવ્યનો નિર્ણય, કાંકરોલીનો ઝગડો, ભાયખલાની જમીનનો કબજો, વિગેરે તેઓશ્રીના મનમાં જ રહી ગઇ, પ્રભુ તેમના અમર આત્માને શાંતિ આપો અને પરમકૃપાળુ પરમાત્મા ! આપ તેમના શિષ્યોમાં તેમના જેવું બળ આપો ને તેમની મુરાદો આપ બર લાવો કે જેથી તેઓશ્રીની સ્વર્ગમાંથી પોતાની મુરાદો બર આવેલી જોઇને શાંતિ પામો

તા. ૭-૯-૨૨ ના રોજ આખા શહેરની સંપૂર્ણ હડતાલ પડાવી હતી. તેમજ દેરાસરમાં પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી હતી.

જંબુસર
૧૦-૯-૨૨

ડૉ. જગમોહનદાસ મંગળદાસ,
એલ. સી. પી. એન્ડ એસ

૨૮

આચાર્ય મહારાજના નિર્વાણ સમાચાર મળતાં આખા શહેરમાં સર્વત્ર મહાન દિલગીરી ફેલાઇ હતી. તે નિમિત્તે વ્યાપાર રોજગાર આખા શહેરે બંધ કરી આચાર્ય મહારાજના આત્માને હંમેશાંની શાંતિ મળે તે માટે દરેક ધર્મના અનુયાયીએ પોત પોતાનાં ધર્મસ્થાનોમાં

ધર્મ કરણી કરી હતી. આચાર્ય મહારાજના નિર્વાણના ખેદ યુકત સમાચાર જાણી પારાવાર દિલગીરી છવાઇ રહી છે......

આચાર્ય મહારાજની ખોટ પુરી શકાય તેમ નથી.

અમરેલી — શેઠ કરમચંદ નારાયણ.
૧૫-૯-૨૨ — દ—શેઠ નાગરદાસ કરમચંદ

૨૯

આજે છાપામાં શ્રી આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજીના અવસાનના સમાચાર વાંચી દિલગીર છું. પૂજ્ય મહારાજ શ્રી સ્વભાવે ઘણા શાંત અને ભોલા હતા. પોતાને કોઇ જાતનો આગ્રહ નહોતો. વિગેરે ગુણો ઘણા હતા. ને તે યાદ પણ આવે છે. દુનિયામાં કોઇ અમર નથી. પણ સ્વાભાવિક પુણ્યવાન અને ગુણવાનના અવસાનથી સારા નરસાની ખબર પડે છે ને તેઓ સાહેબે પોતે ઘણાનો ચાહ મેળવ્યો હતો.

મુંબઇ
૫-૯-૨૨ — મોહનલાલ હેમચંદ ઝવેરી

३०

आचार्य महाराज श्रीविजयधर्मसूरिजीके स्वर्गवास सुनकर बहोत रंज हुआ । ऐसे पुण्यवान प्रभावक आचार्यका देवलोक होना संघमें बड़ी भारी खामी हुई । सर्वत्र शोक फैल गया है । परन्तु आयुष्यकी प्रबलता है । इसके आगे कोईका वस नहीं ।

महाराज साहेबकी कीर्त्ति सर्वत्र अमर है सो देहान्त हो जाने पर भी जीवित है ।

बम्बई — सेठ लक्ष्मीचंदजी घीया
१–९–२२ — प्रतापगढ़वाले

३१

आचार्य महाराजकी असामयिक मृत्यु पर बहुत बड़ा जैनसमाजका नुकसान हुआ। इसकी पूर्त्ति नहीं हो सकती। ऐसा प्रतापी इस समय हो नहीं सकता। हमको बहुत बड़ा दुःख हुआ। महाराजजीकी कृपा हमारे ऊपर जैसीथी आपसे छीपी नहीं है। जैनका सूर्य अस्त हो गया। मगर इस जगह किसीका जोर नहीं चलता, भावी प्रबल है।

बनारस — बाबू शिखरचंदजी चौधरी
१–९–२२

૩૨

આજ રોજ, ઘણી દિલગીરી સાથે પ્રાત સ્મરણીય સદા ઉપકારી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીના સ્વર્ગગમનના સમાચાર સાંભળીને શોકનો પાર રહ્યો નથી જૈન કોમે એક મોટુ ને મોઘેરું રત્ન ગુમાવ્યુ છે. જૈન કોમની સેવા કરનાર ઘણા થોડા હોય છે. ને તેમા જૈનોનુ શ્રેય કરવાનો શ્રમ લેતા હોય એવા આંગળીના ટેરવે ગણાય તેટલા હોય છે તેમાના એક રત્નનુ અચાનક અદૃશ્ય થવુ, તે તે કોમ કેમ સહન કરી શકે ?

હે વીર, આવા રત્નને માટે તુ મોક્ષમા તારી સાથે સ્થાન આપ, એવી અંત:કરણની ઇચ્છા રાખુ છુ.

વીરમગામ
૫-૯-૨૨ — વાડીલાલ પરમોતમ વહોરા

૩૩

પૂજ્યપાદ શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરિજીશ્રીના સ્વર્ગવાસ થયાના સમાચારથી સમસ્ત જૈન કોમને એક ભારેમાં ભારે ખોટ ગઇ છે એ વાત હવે કોઇનાથી અજાણી નથી. *World is fifty years behind* એ કહેવતાનુસાર જૈનોને હજુ હવે ખબર પડશે કે મહુંમની જરૂરીઆત કેટલી હતી. છેલ્લા મુબઇ સમાચારમા પૂજ્યશ્રીની સમાધિ મદિરની હિલચાલ ઘણી જ વ્યાજબી છે, અને તે સફળતાની છે. જરૂર તેમાં ફતેહ પામશે. તે હિલચાલ જાહેર પેપરો દ્વારા ઉચકી લેવી જોઇએ

ચીંચ પોકલી, મુબઇ

૧૪-૯-૨૨ શિવલાલ વર્ધમાન શાહ

૩૪

પરમપૂજ્ય શાસ્ત્રવિશારદ આચાર્યશ્રી કાળધર્મ પામ્યાના સમાચાર એકાએક પેપરમા વાંચવામા આવવાથી બહુ જ ગમગિની પેદા થઇ છે અરે રે ! આજે સવારના મે ક્રોનીકલમાં વિદ્વાન્ પ્રો. લેરીની ખુશ મુલાકાતના સમાચાર વાંચી મગરૂરી ધરતો હતો, ત્યાજ સાંજના વખતે 'સાંજ વર્તમાન ' જોવામાં આવતા ઉપર મુજબના દુ:ખદાયક સમાચાર મળ્યા એ મહાન્ પુરૂષે જૈનધર્મ માટે અને વિશેષે કરીને પાશ્ચાત્યવિદ્વાનોમાં જૈનધર્મ વિષેની અભિરૂચી ઉત્પન્ન કરવા માટે અથાગ પરિશ્રમ વેઠી સારૂ ફળ બતાવી આપ્યુ છે. અને તેને માટે આખી જૈનઆલમ ખાસ કરીને અત્યંત ઋણિ રહેશે . ગતમહાગુરૂની ઉત્તેજક વાણી અગ્ર દષ્ટિનો અભાવ હવે પુરાય એમ નથી.

ધણીપા શ્રીચદ અબાવીદાસ વકીલ

૬-૯-૨૨ બી. એ એલ એલ. બી.

-- -

૩૫

ગઇ કાલે સવારે આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજીનો દેહોત્સર્ગ થયો, એ સમાચાર સાંભળતાં મારું હૃદય શોક નિમગ્ન થઇ ગયું. ખરેખર જૈનધર્મરૂપી વિશાળ વૃક્ષને પલ્લવિત કરનારા મહાત્માની જૈનસમાજને હવેથી એક ભારે ખોટ માલુમ પડશે. વિશેષમાં પાશ્ચાત્ય વિદ્વાનોને પણ તેમની ત્રૂટી જણાશે. જૈનેતર પ્રજા પણ આ બનાવથી શોકાતુર થવાની

મુંબઇ — હીરાલાલ આર. કાપડીયા એમ. એ
૬–૯–૨૨ — પ્રો. વિલસન કૉલેજ

૩૬

ગઇ કાલનું સાંજવર્ત્તમાન વાચતા મહારાજશ્રીના કાળધર્મ પામ્યાના ખેદ જનક સમાચાર મળ્યા છે. ખરેખર જૈનકોમની અવનતિના ચિહ્નો બહુજ નજરે તરી આવે છે. કારણ કે જે વખતે જૈનકોમના અનેક તીર્થો ભયમાં છે, તેજ વખતે જે આચાર્ય તેને ટકાવી રાખે તેવા શકિતમાન હતા, તેજ આચાર્યરૂપી સૂર્ય અસ્ત થયો જાણીને કોને ખેદ ન થાય ?

મુંબઇ — જ્ઞાનચંદ પરમાનંદ
ભાદરવા સુ. ૧૫, ૧૯૭૮

૩૭

અત્રે મધમાં ખબર પડતા તમામ દુકાનો બંધ રાખી. હડતાલ પાડી હતી અને ગુરૂમહારાજના આત્માની શાંતિ માટે મહાવીરસ્વામીના દેરાસરમાં ઋષિમંડળની પૂજા ભોજક ધનસુખભાઇની મદદથી રાગ–રાગણીથી હારમોનીયમ તબલા સાથે ભણાઇ હતી. સાધુ–સાધ્વીઓ અને સંઘે દેવવંદન કર્યું હતું. કુતરાં, ગાયોને તથા પક્ષિ, ઢોરોને ઘાસ કપાસીયા, રોટલા ખવરાવ્યા હતા

સ્વયંસેવક મંડળની સભા મળી હતી. જેમાં ગુરૂમહારાજના કાળ પામ્યાથી શોક દર્શાવનારા ઠરાવો કરી જૈનકોમને તથા ડો. જેકોબી, ડો. લેવી વિગેરે યુરોપીયન-અમેરિકન વિદ્વાનોને તથા અન્ય કોમને પણ મોટી ખોટ પડી છે, તે કદિ પુરાય તેમ નથી. લાયબ્રેરી, વિદ્યાશાળા, શિક્ષણ-શાળા, કન્યાશાળા વિગેરે સંસ્થાઓ બંધ રાખી હતી. છેવટે સંઘ તરફથી અઠાઇ મહોત્સવ કરવાનો ઠરાવ કરી સભા વિસર્જન થઇ હતી.

જૂનાગઢ. — પોપટલાલ રામચંદ
૧૮-૧૧-૨૪૪૮

૩૮

આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરિ કાળધર્મ પામ્યાના સમાચાર સાંભળતાં ખેદનો પાર રહ્યો નથી. સમાજના કમભાગ્ય કે આવા નરરત્નનો વિયોગ થયો છે. સંઘનું એક છત્ર હતું. દરેક જગ્યા ઉપર તે પર ઉપગારી પુરૂષ પ્રતિબોધ કરી જૈનધર્મની જયપતાકા ફરકાવતા. રાજારજવાડાઓને પણ આપણો સત્ય ધર્મ બતાવીને શુઝવતા. એકલ હિંદુસ્થાન નહિં, પણ વિલાયત-ઇટાલી-અમેરિકા વિગેરેની યુનિવર્સિટીઓના પ્રોફેસરોની શંકાઓને દૂર કરતા. આખી જૈનસમાજને મોટી ખોટ પડી છે... જૈનકોમની પડતી જોવાય છે કે આવા મહાત્માઓનો વિયોગ થાય છે.

શિહોર — તલકચંદ ગોબર
ભાદરવા વ. ૨, ૧૯૭૮

૩૯

श्रीश्रीश्रीश्री १००८ श्रीशास्त्रविशारद आचार्य श्रीविजयधर्मसूरि महाराजके स्वर्गवास होनेका सुनकर अत्यंत दुःख हुआ। जैनसमाजमें आपश्रीके स्वर्गवाससे बड़ा ही धका पहुंचा। आचार्यश्रीके किये हुए उपकारोंके लिये जैनसमाजका बचा २ कृतज्ञ है। आचार्य-

श्रीकी प्रशंसा भारतमें ही नहीं हो रही है, परन्तु सुदूर यूरोपखंडमें भी आचार्यश्रीका यशोगान हो रहा है । इस नाजुक समयमें आचार्यश्री ही एक महान् विद्वान् समाजसेवी व धर्मात्मा महात्मा थे । आचार्यश्रीकी आकस्मिक मृत्यु सुनकर हमारे दुखःका समुद्र उमड़ आया, विचार नहीं सकते कि—अब हमारी प्रिय समाजकी क्या दशा होगी ?

इंदोर हीरालाल जिन्दाणी
९-९-२२

૪૦

ઘણાજ ખેદકારક સમાચાર સાંભળીને દિલગીર થયા છીએ... તેમનો સ્વભાવ તથા મારા ઉપરનો તથા દુનિયા ઉપરનો ઉપકાર હમેશાં યાદ આવ્યા કરે છે. તે તો ઉપકારી ને અમોને દેવાદાર કરીને સ્વર્ગપુરીમાં ચાલ્યા ગયા છે. અમો તો બદલો વાળીએ ત્યારે ખરા. તેઓની કરણીજ સારી હતી, તેથી તેઓને સ્વર્ગમા શાન્તિજ હોય. પરન્તુ વધારે શાન્તિ મળે તેવુ અમે ઇચ્છીએ છીએ.

મુંબઇ હરગોવિંદ રામજી
૧૧-૯-૨૨

૪૧

પરમોપકારી શાસનરત્ન વિદ્યાપિતા ગુરૂ મહારાજ સાહેબના સ્વર્ગગમનના સમાચાર સાંભળી અતિશય દિલગીરી થાય છે. તે પૂજ્ય પિતાના વિરહથી હૃદય દ્રવે છે.........વિશેષ શોક તો એટલા માટે થાય છે કે—જે સમયે ગુરૂમહારાજની હયાતિની ખાસ જરૂર હતી, તે સમયે જ તેઓ

આ સ્થૂળ દેહનો ત્યાગ કરી ચાલતા થયા ! ! જૈન કોમનું ભાગ્યચક્ર કયાં મૂકાય છે, તે કલ્પનામાં આવતું નથી. છિન્નભિન્ન થયેલ જૈન કોમને એકત્ર કરવા તન–મનથી પરિશ્રમ કરનાર તે વીર સરદાર અત્યારે જૈન કોમ ગુમાવી બેઠી ! આ પરમોપકારી શાસન સ્થંભ ગુરૂમહારાજ માટે કયા શબ્દોમાં શોક દર્શાવીએ ?

| | |
|---|---|
| પાલીતાણા | ૫ ત્રિભુવનદાસ અમરશી |
| ૯–૯–૨૨ | ૫ અમૃતલાલ અમરશી |

૪૨

પૂજ્ય ગુરૂશ્રી શ્રી વિજયધર્મ સૂરીશ્વરજીની ખોટ ઘણી મોટી છે આખા હિંદુસ્થાનમાંથી એક ધર્મનાયકની ખોટ પડી છે જે તે પુરી શકાય તેવી મને તો નથી લાગતી

અમ અવસાનથી અમારા જેવા, જે સંસારસમુદ્રમાં ને મોહની જંજાળમાં ડૂબતા ને તો ઘણું જ દુઃખ થાય. કારણ કે તેમના તરફનો જે લાભ મળતો તે હવે નહિ મળે, પણ ભાવી આગળ આપણો શો ઉપાય છે?

| | |
|---|---|
| ચીંચપોકલી, મુંબઇ | છોટાલાલ મોતીલાલ શાહ |
| ૧૮–૯–૨૨ | બી એ |

૪૩

શ્રીવિજયધર્મસૂરિના અવસાનથી અતિ ખેદ થયો છે વ્યવહારથી તેમના સ્થૂલદેહની તત્સ્વરૂપે અવિદ્યમાનતાથી તેમના પ્રત્યેના સંબંધાદિ લક્ષે શોક થાય તે સ્વાભાવિક છે પણ આત્માનું અમૃતતત્વસ્વરૂપ વિચારતાં તે સ્વયોગ્ય અન્ય ગતિમાં જઇ સ્થિરતા પામેલ હશે હવે તો આપણે સર્વેએ તમણે કરેલા જે સત્કાર્યો તે પ્રત્યે અનુમોદના ઉપરાંત આદ

રણા અને તેની પુષ્ટિ કરી તે સ્વર્ગસ્થનું સુસ્મરણ રહે તે કરવાનું ઉચિત છે.

મુંબઇ
૧૦-૯-૨૮

મોહનલાલ દલીચંદ દેસાઇ
બી. એ. એલએલ. બી.
હાઇકોર્ટ વકીલ.

४४

आचार्यजी महाराज श्रीश्री १००८ श्रीधर्मविजयसूरिजी साहेबके देवलोक होनेकी खबर छापाद्वारा मालूम हुआ, बहोत अफसोस हुआ। ऐसे प्रभाविक पुरुषोंका वियोग होना बड़ी खामी हुई। परन्तु इस जगह किसीका जोर नहीं।

भोपाल
आसोज सु. ८, १९७९

गोदीदासजी कांसटीया
अमीचंदजी कांसटीया

૪૫

અમારી જૈન કોમના પલંગનો એક પાયો તૂટી પડયો. જૈન કોમનો સૂર્ય આચ્છાદિત થયો. જૈન કોમનો ધુરંધર ઉપદેશક આ ફાની દુનિયામાંથી સદા માટે અસ્ત થયો. રાજ્ય કરતી કોમની અંદર શાસન રક્ષણ માટે જેમણે પગ પેસારો કરવા માંડયો હતો અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈ જમાનાનું ભાન જૈન કોમને કરાવવાને માટે ઉચિત કરવાને જેમણે બિલકુલ પાછી પાની કરી ન્હોતી અને અત્રેના ચાતુર્માસ વખતે વરસાદની કમીપણાને લઇને દેશ દેશાવરોમા ટીપથી કરાવેલા સંખ્યા બંધ રૂપિયા મોકલાવી પચેન્દ્રિય જીવોના પ્રાણોને અભયદાન અપાવ્યાં, એવા મહાન્ ઉપકારી શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય સૂરીશ્વરજી મહારાજ ૧૦૦૮ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજનો સ્વર્ગવાસ સાંભળી અમારૂં અને

અને અત્રના શ્રદ્ધલસંઘનું તથા કેટલાક રાજ્યના અમલદારોનું દિલ પણ દુખી થયું છે, અને તેઓ પણ દિલગીરી બતાવવાને ભૂલ્યા નથી. અને મહારાજશ્રીના ગુણગ્રામ કરતા જણાય છે અમે સદ્ગુરુના આત્માને સદા શાંતિ ઇચ્છીએ છીએ,

પાલીતાણા. મણિલાલ ભાઇચંદ

४६

ता. ९ के सामवर्तमानमें पूज्य आचार्यश्रीके स्वर्गवास होनेके दुःखदायी, हृदयविदारक समाचार पढ चित्त व्याकुल हो उठा। कलममें शक्ति नहीं, वाणीमें शब्द नहीं, जिससे इस दुःख और चोटका उल्लेख किया जा सके। श्रीमान्ने इस जातिपर कितने उपकार किये हैं, यह समाजपर पूर्णतया विदित है। समाज सदैव उनका कृतज्ञ रहेगा। हालहीमें कांकरोली जैनमंदिरकी हकीगत तो समाजपर नवीन ही है। आशा है समाज पूज्य आचार्यश्रीके उपयुक्त स्मारकका प्रबन्ध करेगी।

पिलाणी, पो. सुरजगढ. वर्धमान बाठिया

१०–९–२२

४७

શાસન પ્રભાવક, જૈન ધર્મ ઉદ્ધારક સૂરીશ્વરજીના કાળ પામ્યાના સમાચારે ખરે જૈન સમાજમાં મહાન્ ખેદ ઉપજાવ્યો છે જૈનધર્મને તથા જૈનતત્ત્વજ્ઞાનને, શ્રીમહાવીરને તેમજ જૈનસમાજને પશ્ચિમના વિદ્વાનોમાં તેમજ સારા જગતમાં પ્રખ્યાત કરનાર શ્રીમદ્ સૂરીશ્વરજીના સ્વર્ગગમનથી કોને દુખ ન થાય! વીરક્ષેત્રના વીર શાસન સ્થંભ–જગત્ પ્રસિદ્ધ સૂર્યાસ્ત પછી ઉદ્યોત કર્યાવે નથી જણાતો.... . શાસનદેવી યે આજે

ધુરંધર બહુમૂલ્ય રત્નના ગુમ થવાથી શોકગ્રસ્ત થઇ લોહીના આંસુ વરસાવી રહી છે. પરમાત્મા તેમના આત્માને પવિત્ર-શાંતિ આપો, એવી મારી હૃદયથી પ્રાર્થના છે.

પાટણ. ફૂલચંદ હરિચંદ દોસી.
૯-૯-૨૨ ગૃહપતિ, જૈન બોર્ડિંગ.

## ૪૮

પૂજ્ય ગુરૂ શ્રીમદ્ આચાર્યશ્રીવિજયધર્મસૂરીશ્વરજીના કાળધર્મ પામવાથી જૈન કોમને જે અસહ્ય ખોટ પડી છે, તે અવર્ણનીય છે. આ ખોટથી જૈન સાહિત્યને પણ મોટી ખોટ પડી છે. એઓશ્રીના થએલ અવસાન માટે જેટલો ખેદ પ્રદર્શિત કરવામાં આવે, તે એમના કાર્યના પ્રમાણમાં ઘણોજ ઓછો ગણાય.

મુંબઇ. લલ્લુભાઇ દીપચંદ ઝવેરી.
૧૨ સપ્ટેમ્બર ૧૯૨૨.

## ४९

गुरुजीकी पवित्र मुखमुद्रा न केवल जैनसंघको, बड़े बड़े राजा महाराजाओंको भी प्रिय लगती थी। गुरुजीका स्वभाव इतना सरल था कि—यदि कोई कोपकी दृष्टिसे इनके समीप जाता तो वो भी उनकी शान्त मुखमुद्राको देखकर ही शीतल जलके समान हो जाता। आपके धर्मचर्चाकी यश—कीर्त्ति अनेक अनेक देशदेशान्तरोंमें पुष्प सुगंधोंकी महकके समान फैल रही है। क्या लिखूं ? परमात्मासे यही प्रार्थना है कि हमारे परमोपकारी श्रीश्रीश्री आचार्य महाराज जहाँ कहीं शुभ

स्थानमें वास हुआ हो, वहाँ उनकी धर्मरूपी ध्वजाका चमकीला तारा सदैव कायम कर उनको सुखशान्ति वर्ताते रहना ।

इंदोर लक्ष्मीबाई
हे. अध्यापिका, सरकारी गर्ल्स स्कूल नं. २

૫૦

આચાર્ય મહારાજ શ્રી ધર્મવિજયજી મહારાજના અકાળ દેવગત થયાના ઘણાજ માઠા સમાચાર સાંભળી દિલગીરીનો પાર રહ્યો નથી. અહિં તમામ લોકો ઘણાજ દિલગીર બની ગયા છે. તેઓ શ્રીની ખરેખર જૈન સમુદાયમાં ન પૂરી શકાય એવી ખોટ પડી છે પણ ભાવી આગળ ઉપાય નથી.

મુંબઇ શેઠ જીવતલાલ પ્રતાપશી.

૫૧

पूज्य गुरुमहाराजका देवलोक होवाका समीचार सुण बोहोत दुःख हुओ । लिख सकु नहीं । इण दुख रो पार नहीं । आज जैन-कोमको एक तेजस्वी तारो दूर गयो । ओर जैनकोमरे कवी भी नहीं भर सके इण तरे जखम लाग्यो । मने चिंता घणी है, लीख सकुं नहीं.

धूलिया चुनीलाल महेता
आसोज व १३ १९७८

૫૨

પૂજ્યપાદ ગુરુવર્યના અવસાનનુ સાંભળી ઘણો દિલગીર થયેલ્છુ. આપણી જૈન કોમમાં તો શું પણ આખી દુનિયાના વિદ્વાનોના બાગમાંથી એક પુષ્પ ખેરાઇ પડી ગયુ છે જૈનકોમની સેવાથી ઋણિ બનાવી 'અહિંસા

પરમો ધર્મ ' નો ઝુંડો ફેરવ્યો તે જગજાહેર છે. આપણા જૈનોમાં તો ન પૂરી શકાય એવી ખોટ પડી છે. પરમાત્મા તેઓના આત્માને શાંતિ આપે.

મુંબઇ વર્ધમાન રામજી.
૧૫-૯-૨૨.

૫૩

આચાર્યશ્રીના સ્વર્ગવાસથી ઘણી દિલગીરી થઇ છે આખા હિંદુસ્થાન વિષે જૈનસમાજમાં પૂરી ખોટ પડી છે. ધર્મનો સ્થંભ તૂટી પડયો છે. એક સાચો હીરો, જેની કિંમત નહિં, એવા મહાત્મા પુરૂષને ગુમાવ્યા છે. જેને સંભારતાં આંખમાંથી આંસુની ધારા ચાલે છે. જેના ગુણોનો પાર નહિં. આ દુનિયામાં એવા ઉપકારી પુરૂષ મળે તેમ નથી. જ્યાં જ્યાં પોતે વિચર્યા, ત્યાં અનેક પ્રકારે અનેક જીવોને પ્રતિબોધીને ઉપકાર કર્યો છે. ગુણનું વર્ણન કરવાને મારા જેવા અલ્પ બુદ્ધિવાળાની શી બુદ્ધિ ચાલે ? તેમણે રાજાઓને બુઝવ્યા છે. સંધના ઘણા વર્ષોના કલેશો મટાડયા છે, મોટા મોટા સાહેબ લોકોને મહારાજે બુઝવ્યા છે.

ભાદરવા વ. ૨, શેઠ કેશવજી ઝુંઝાભાઇ
૧૯૭૮ તળાજા

૫૪

પૂજ્ય આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરિજીના અચાનક કાળ પામ્યાના ખબર ભાદરવા સુદિ ૧૪ રાત્રે સાંભળી ઘણી જ દિલગીરી થઇ છે પૂ. મહારાજશ્રીની, આપણને વિયોગથી પૂરી ખોટ પડી છે. તે ખોટ કોઇ રીતે પૂરી શકાય તેમ નથી. તેમનો ઉપકાર, તેમનું સ્મરણ કયારે પણ ભૂલી શકાય તેમ નથી....

અત્યારે તેવા પ્રભાવશાળી પુરૂષના વિયોગથી શાસનમાં ઘણી જ

ખોટ પડી છે. તેમના આત્માને મોક્ષ મળેલો છે, પણ આપણને અત્યારે અસહ્ય વિયોગ થઇ પડયો છે.

મુલુન્ડ ઝવેરભાઇ રામજી
તા. ૧૧–૯–૨૨

૫૫

ત્રીસ–પાંત્રીસ વર્ષનું ઉચ્ચું ચારિત્ર પાળી અનેક ધાર્મિક કાર્યોમાં પોતાનો પુરૂષાર્થ સાધી જૈન કોમ પ્રત્યે ઘણા ઉપકારી થઇ પોતાના આ ભવના જીવનનો અંત આવે સ્વર્ગ તરફ સિધાવી ગયા છે. ખેદ–દિલગીરી એટલા માટે છે કે અત્યારે દુષમ કાળમાં આવી મહાન્ વ્યકિતઓની ઘણી જ અછત, તેમાં પણ આવા નિર્મળ હૃદયવાળા, ધાર્મિક સંપૂર્ણ જ્ઞાનવાળા, આચાર્ય મહારાજની હયાતી બહુ જ જરૂરની હતી.

મને તેમની ગેરહાજરીથી બહુ લાગી આવે તે સ્વાભાવિક છે, પણ આખી જૈન કોમને એક સાચો સ્થંભ તૂટી પડયા જેટલી ખોટ પડી હું માનું છું.

શેઠ ગુલાબચંદ આણંદજી
૯–૯–૨૨ ભાવનગર

૫૬

અત્રેના તારથી અમે ટૂંકામાં દીલગીરી જણાવી છે, પરંતુ તેમનો અભાવ તો હવે જ્યારે જ્યારે સાંભળે છે ત્યારે ત્યારે બહુ ખેદ ઉપજાવે છે. આપને તો ગુરૂનો વિરહ અસહ્ય લાગે તેમાં કાંઇ નવાઇ નથી, પણ લાગણીવાળા દરેક જૈનને તેમના અભાવથી ખેદ થાય તેમ છે. કારણ કે તેમની ખામી જૈન વર્ગમાં ન પૂરી શકાય તેવી પડી છે જૈન વર્ગે એક અમુલ્ય રત્ન ગુમાવ્યું છે.

ભાદરવા વદ ૩ કુંવરજી આણંદજી
૧૯૭૮ ભાવનગર

૫૭

વ્યાખ્યાન વખતે તેમની પ્રખરવાણી, પ્રૌઢવિચારો, શાન્તમૂર્તિ, ગમે તેવા મનુષ્યને મહાનુભાવ કહીને બોલાવવાની પ્રવૃત્તિ, વિગેરેથી એટલો બધો યશ તેમણે મેળવ્યો છે કે હાલના સાધુસમુદાયમાં તેમના જેવો પ્રભાવ બહુ થોડાજ પાડી શકે છે. જૈનધર્મને મહાન્ ખોટ ગઇ છે, તેમના શિષ્ય સમુદાયને બળદાયક પ્રૌઢ નેતાની ખોટ પડી છે, અને અમારા જેવા જિજ્ઞાસુ જૈનોને વ્યાખ્યાન સાંભળી આત્માના ઉદ્ધારના સાધનની ખોટ પડી છે.

મુંબઇ — નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
૧૨-૯-૨૨

૫૮

આચાર્ય મહારાજશ્રીની સમગ્ર જૈન પ્રજાને એક નહિં પૂરી શકાય, તેવી ખોટ પડી છે. તેઓશ્રીના વર્તમાન સમયને અનુકૂળ વિચાર, જાહેર-જીવનમાં સારામાં સારો ભાવ ઉપરાંત હૃદયમાં જૈનદર્શનને વર્તમાન જગતમાં સાચામાં સાચી રીતે ઓળખાવવાનો શુભ પ્રયત્ન વિગેરે વિગેરે ગુણોથી તેમની ખોટ પુરાય તેવી નથી.

૧૧-૯-૨૨ — જુઠાભાઇ સાકરચંદ વહોરા
ભાવનગર

૫૯

જૈનકોમને તેઓશ્રી જેવા મહાન્ આચાર્યની ઘણી જરૂર હતી. તેઓશ્રીના અવસાનથી જૈનકોમને એક મોટા ધર્મધુરંધર અને વિદ્વાન્ આચાર્યની ખોટ ગઇ છે, જે ખોટ જૈનકોમને વર્ષો સુધી સાલશે. તેઓશ્રીની હાજરીમાં જેઓ તેમને પીછાણી શકયા ન્હોતા, તેઓ પણ હવે તેઓશ્રીની કદર પીછાનવા લાગ્યા છે, એજ આનંદાશ્ચર્ય.

૧૨-૯-૨૨. — મહાસુખલાલ હરગોવિંદ દોસી
મુંબઇ

૬૦

પ્રાતઃસ્મરણીય દાદાગુરૂ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના શિષ્ય તરીકેનું દેશ-પ્રદેશમાં પણ માન ધરાવનાર અને ગુરૂજીની અનન્ય ભક્તિ કરનાર ઝળકતો તારો અસ્ત થયો......

ગુરૂજીનું સરલ અને સાદું જીવન તથા વિદ્વતા મશહુર હતી.

ભાદરવા સુ ૧૪-૧૯૭૮. જગજીવનદાસ અમરચંદ જમરાજ.
ભાવનગર

૬૧

જૈનધર્મ અને જૈન સમાજ તરફનો તેમનો પ્રેમ યાદ આવતાં હૃદય ભરાઇ આવે છે જે સમયે ઉન્મત્ત દુરાત્માઓ જૈનશાસનની હેલણા કરી રહ્યા છે, અને પવિત્ર જૈનમંદિરો પર અણુધટતા પ્રહારો કરી રહ્યા છે, તેવા અણીના સમયે સિંહની માફક ગર્જના કરનાર મૃગપતિ તુલ્ય આચાર્ય મહારાજનું અવસાન હૃદયમાં ઊંડો આઘાત કરે છે.

અમદાવાદ, મૂળચંદ આશારામ વૈરાગી
તા ૯-૧૦-૨૨

६२

जैनसमाजने पाश्चात्य देशमें जैनधर्मकी प्रभावना करनेवाले साधुको खोकर असह्य हानि उठायी है, जिसकी पूर्ति होना कठिन है। जैनसमाजका भवितव्य ही न मालूम क्या है ?

खंडवा सूरजमल जैन
१८-९-२२

६३

आज एक जैनधर्मका सूर्य सदैवके लिये अस्त हो गया।

नेत्रोंमें अश्रु बह रहे हैं लेखनी कांप रही है ! ! ऐसी आशा नहीं थी कि-परमपूज्य श्रीश्री आचार्यजी महाराजका वियोग असमयमें ही हो जावेगा और हमारा समाज अनाथ हो जावेगा ! ! ! महान् आचार्यश्रीके कार्य ऐसे नहीं थे कि जिन्हें हम भुला सकें। या उनसे कभी उऋण हो सकें। हृदय फटता है ! जब ऐसे निःस्वार्थ सौम्यमूर्ति त्यागी कर्मवीर महात्माका इस संसारसे यकायक देवलोक चले जानेसे समाज-संसारमें भारी हृदयाघात हुआ है।

महाराजश्री ! क्या लिखें ? बस, हमारे कोषमें वे शब्द नहीं, जिनके द्वारा हम लोग अपनी असीम वेदना प्रगट कर सकें ! ! !

उज्जैन
१४-९-२२

गुलाबचंदजी ढढ्ढा
सरदारसिंहजी मुणोत

૬૪

પૂજ્ય મર્હુમ આચાર્યે જૈન કોમમાંથી અજ્ઞાનતા કેમ દૂર થાય, તે સારૂ જીંદગીના છેવટના ભાગ સુધી પ્રયત્ન કર્યો હતો અને છેવટે ઉપદેશકો તૈયાર થાય તે સારૂ સારી રકમનું ફંડ એકઠું કરી કોમની ઉત્તમ સેવા બજાવી હતી. જૈન કોમમાંથી આવા વિદ્વાન્ મુનિમહારાજનો થયેલ અભાવ જાણી ખેદ થાય છે.

મુંબઇ
૬-૯-૨૨

નરોત્તમદાસ બી. શાહ

૬૫

એક મહાગુણી અને આખી પૃથ્વીમંડળમાં જેનો યશરૂપી પ્રતાપ વ્યાપી રહેલો છે, એવા એક સૂર્યનો અસ્ત થયો......આ વખતે

આ મહાન્ પુરૂષની ખરેખરી ખોટ પડી ગઇ. મારે તો તે એક પૂજ્ય અને સલાહ લેવાનું ઠેકાણું હતું......એમણે કાશીમાં જઇ અહિંસા પ્રવર્તાવી, અને હિંસક પ્રદેશમાં પાંજરાપોળ સ્થાપી રાજા મહારાજાઓને તથા અગ્રેજ–ગવર્નરો વિગેરેને ઉપદેશ આપી જે મહાન્ કામ કર્યું છે, તેવો પ્રભાવશાળી પુરૂષ હાલના મુનિમંડળમાં કોઇ નથી. આથી મારા હૃદયમાં એક નહિં મટે એવો જખમ પેદા થયો છે.

અમદાવાદ — હીરાચંદ કકલભાઈ
૭–૯–૨૨ — બાલાભાઇ કકલભાઇ

૬૬

નિખિલ શાસ્ત્રનિષ્ણાત, વિદ્વદ્વર્ય, ધર્મધુરંધર પરમપૂજ્ય શાસ્ત્રવિ-શારદ–આચાર્ય શ્રીધર્મવિજયસૂરિજીના કાળ કર્યાના સમાચાર સાંભળી સંપૂર્ણ ખેદ તથા દિલગીરી થયેલ છે. તેઓશ્રીના અવસાનથી જૈનસંઘને તથા સાધુમંડળને એક ન પૂરાય એવી ખોટ પડી છે. અને જૈન સાહિત્ય નિરાધાર થઇ પડયું ગણાય. તેઓશ્રી જૈનશાસનની સેવા બજાવવામાં હમેશાં ઉત્કૃષ્ટ ઇચ્છા ધરાવી સતત ઉદ્યમ કરતા હતા. આત્મિક અને ધર્મસંયુક્ત કાર્યપદ્ધતિથી પ્રબલ રીતે પ્રેરાયલા શિષ્યો અને વિદ્યાર્થીઓ સહિત જ્ઞાન અને ચારિત્ર વર્ધક વિહારો કરતાં હતા. તેઓની પ્રબળ ઇચ્છા ઉપદેશક મંડળો સ્થાપી જીવહિંસા વિરૂદ્ધ અને જ્ઞાનસંપાદન માટે સુબોધ આપનાર વ્યાખ્યાનો કરવાની હતી. તે પ્રમાણે તેઓશ્રીએ અવિશ્રાન્ત શ્રમ લીધો હતો.

જૈનધર્મના સિદ્ધાન્ત તરફ ભારતીય અને પાશ્ચાત્ય વિદ્વાન્ વર્ગોનું ધ્યાન આકર્ષણ કરવામાં તેમની સ્તુતિપાત્ર કોશીશ હતી. જૈનેતર અને જૈન વચ્ચેના મતભેદો, વૈર વિરોધો અને કુવિચારો દૂર કરવાનો અને પરસ્પર ભ્રાતૃભાવ સ્થાપવાનો તેમનો સબળ અને સતત પ્રયાસ હતો. જૈનધર્મ વિરૂદ્ધ જૈનેતર સામાજિક વિચાર દલીલ પૂર્વક છેદનભેદન કર-

વાની તેમનામાં અગાધ શક્તિ હતી પોતાના દૃઢ સંકલ્પ અને વિશાળ મનોબળથી અનેક સ્થળોએ કષ્ટ વેઠી વિહાર કરી અનેક મનુષ્યોને માંસાહારથી મુક્ત કરાવવાનું અને પશુરક્ષા વૃત્તિવાળા બનાવવાનું માન તેમનેજ ઘટે છે.

પ્રાચીન ધર્મધુરંધર આચાર્યોએ બનાવેલા ગ્રંથોનું શોધન કરી, એકત્ર કરી છપાવી, જૈનસાહિત્યની અનુપમ સેવા બજાવી છે.

ભાવનગર
૭–૯–૨૨

મોતીચંદ ઝવેરચંદ માસ્તર,
હાઇસ્કૂલ, ભાવનગર

૬૭

ગુરૂવર્યના અકાળે અવસાન થયાના સમાચાર સાંભળી મર્માહત થયો. આભનો એક જબરસ્ત થાંભલો ત્રુટી પડયો હોય અને દિશાઓ પણ રડતી હોય એમ લાગ્યું. " ભીમજી તો ગમે તેવો પણ મારોજ છે " એમ કહેનાર હવે કોઈ ન રહ્યું અંતરથી પોતાનો માની, ખુલ્લી વિરૂદ્ધતાને કડવા ઘૂટડાની જેમ પીજાય, એવા કોઇ નિકટના ગુરૂ, સાથી અને સલાહકાર હવે ન રહ્યા ! જેના દર્શનથી નેત્ર ઠરે, જેની સાથે વાત ચીત કરવાથી નવો પ્રકાશ અને આત્મામાં નવો હુલાશ પ્રકટે, એવું હવે કોણ ? હવે કોઇ પંચમહાવ્રત ધારી સાધુ પાસે ભીમજી હૃદય ખુલ્લું મૂકી વાત કરતાં અચકાશે શ્રીવિજયધર્મસૂરિ મને બરાબર ઓળખતા, મને પોતાનો માનતા, અને તેથી કોઇ પણ પ્રકારના આડ પડદા વિના કલાકોના કલાકો સુધી વાર્તાલાપ ચાલ્યા કરતો, એ આલાપમાં પણ કંઇ ઓર માધુરી હતી......

તેમની તપ્તકાઞ્ચન સમી તે ગૌરમૂર્ત્તિ, તેમના દિલમા ચોવીસે ચોવીસ કલાક ધગધગતી શાસન સેવાની પવિત્ર હોમાગ્નિ હજી મારા નેત્રો સામે તર્યાં કરે છે તેમનું સ્મરણ પણ કેટલું પ્રભાવિક છે ? તેમની પુરાણ સ્મૃતિઓમાં પણ કેટલો અનુપમ અને અનંત રસ ભર્યો

છે ! ઘણી સ્મૃતિઓ ભૂલાઇ ગઈ છે, ભૂલાતી જાય છે, છતાં અવકાશના વખતે છૂટાં છવાયાં ધૂમાડાની જેમ કેટલી યે સ્મૃતિઓ આવી આત્માને રમથી મિચે છે. અને નવજીવન અર્પે છે. હું તેમનાથી બહુ દૂર રહ્યો, છતાં મને તેઓ મારી પાસે જ હોય, એમ લાગ્યા કરતું. એવા પવિત્ર આત્માનું મૃત્યુ ન હોઇ શકે, તેઓ હમેશા આપણી પડખેજ રહેવાના. સર્વદા આપણું રક્ષણજ કરવાના......

સ્વર્ગસ્થ ગુરૂ માટે શી શી સેવાઓ મળુ ? નથી એટલો શ્રીમંત કે તેમની સમાધિ ઉપર એક બીજો તાજ મહેલ ખડો કરૂં ? નથી ગગનવિહારી સ્રષ્ટા કે કોઇ નવી સૃષ્ટિ રચી તેમા સિંહાસન સ્થાપી સ્વામી શ્રીવિજયધર્મસૂરિજીનો ત્યા સ્નેહથી અભિષેક કરૂં, નથી એટલો તપસ્વી કે તેમની સમાધિની રાખ પાસે તપ આદરી બેસી તેમના નામની નિત્ય માળા જપ્યાં કરૂં ? શું કરૂં ? કંઇ નથી સમજાતું !

ભીમજીભાઇ હરજીવનદાસ
( સુશીલ )

૬૯

આચાર્ય મહારાજશ્રી ધર્મવિજયજી શિવપુરી કાળધર્મ પામ્યા તેથી અમો દીલગીર થયા છીએ જૈન કોમમાં ધુરંધર આચાર્યની ખોટ પડી છે. વિદ્વાનોએ પોતાનો મિત્ર ગુમાવ્યો છે. તેમના ગુણોનું વર્ણન કરી શકાય તેમ નથી. કમનસીબે જૈનકોમે તેમની લાગવગનો લાભ લીધો નથી.

મુંબઇ — લહેરૂભાઈ ચુનીલાલ કોટવાલ
૧૩-૯-૨૨

૭૦

આચાર્યશ્રીના જૈનસમાજ અને જનસમાજ ઉપરના અનેક ઉપકારો કોઇનાથી ભૂલી શકાય તેમ નથી. શાસન તરફનો પ્રેમ એઓશ્રીના હૃદયમાં સદાને માટે ઝળકતો હતો તેઓશ્રીની મુખમુદ્રા ઉપર શાંતિ અને સમભાવ, વૈરાગ્ય અને ત્યાગ, વિદ્વત્તા અને ધૈર્ય, એ દરેક વસ્તુઓ સહચારી-એકજ સ્વરૂપે સદાને માટે દૃષ્ટિ ગોચર થતાં હતાં.

પાલીતાણા — પં० ત્રિભુવનદાસ અમરશી
૧૨-૯-૨૨

૭૧

પૂજ્યપાદ આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના ભવિષ્ય થયાના ખબર જાણી પારાવાર અફસોસ થયો છે. આખા ગામમા દિલગીરી ફેલાઇ ગઇ છે. તેમના માનમાં આખે ગામે પાખી પાળી હતી. મહારાજશ્રીના ફરી અમને દર્શન થયાં નહિં, તે માટે વિશેષ ખેદ થયો છે. હવે ઇશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે કે મહારાજશ્રીના આત્માને શાંતિ મળો.

અમરેલી

૧

ગઇ તા. ૫ મીના તમારા તારના સબંધમાં હું તમોને જણાવવાને લખું છું કે હીઝ હાઇનેસ મહારાજા હોલ્કર જૈનાચાર્ય શ્રીવિજયધર્મ-સૂરિજીના ખેદજનક અવસાનથી ઘણાજ દુખી થયા છે. અને તેમના તરફથી ઘણોજ ઊંડો દિલાસો તમોને પહોચાડવાનું મને ફરમાવેલ છે

લાલબાગ, ઇંદોર
૯–૯–૨૨

શ્રીમાનસિંહ
મન્તઝીમ–આઇ–ખાસ બહાદુર,
સેક્રેટરી
હીઝ હાઇનેસ મહારાજા હોલ્કર

૨

જૈનગુરૂ શ્રીવિજયધર્મસૂરિના અવસાનથી હું ઘણોજ દિલગીર છું. તેઓના અવસાનથી જૈનધાર્મિક ક્ષેત્રને ભારે નુકસાન થયું છે. હું આશા રાખું છું કે તમે તમારા પૂજ્ય ગુરૂના પગલે ચાલશો અને યશપૂર્વક તેઓનું સ્થાન પૂરશો

ફોર્ટ રામનગર
બનારસ સ્ટેઇટ
૨૩–૯–૨૨

કરનલ વિન્ધ્યેશ્વરીપ્રસાદ.
ચીફ સેક્રેટરી, મહારાજા કાશીનરેશ

૩

તમારો તાર વાંચીને મને અત્યન્ત દુખ થયું તમારા પ્રમુખનું મૃત્યુ, તમારા બધાઓને માટે એક મ્હોટી ખોટ સ્વરૂપ છે. અને મારી ખાતરી છે કે સમસ્ત જૈનસંઘ અને બીજા બધા લોકો, જે નાગી માફક તમારા સ્વર્ગવાસી પ્રમુખની વિદ્વત્તા અને વ્યક્તિત્વને ચાહતા હતા, તે પણ તે ખોટના દુખને અનુભવતા હશે અંતઃકરણથી મારો દિલાસો સ્વીકારશો

વી. કે નામજોશી
એડમિનીસ્ટ્રેટર, કેમ્બે સ્ટેટ.

૪

તે વખત બહુ દૂર નહોતો, તેમ જાણવા છતાં તમારા ગુરૂમહારાજના અવસાનના ખબર સાંભળતા મને અત્યંત દુઃખ થયું હતું.

ઈડર
૧૩-૧૦-૨૨

વી. આર. ભાંડારકર
મેમ્બર કૌંસીલ
ઈડર સ્ટેટ.

૫

આપણામાંથી તમારા પૂજ્ય શાસ્ત્રવિશારદ-આચાર્યશ્રી વિજયધર્મસૂરિના ચાલ્યા જવાના ખબર સાંભળતાં મને અત્યન્ત દુઃખ થયું છે. અમોને ભાવનગરમા તે ખબર હેમકભર્યા થયેલ છે. તેમની દૈવી શકિતના પરિચયમા આવવાનું સદ્‌ભાગ્ય જેઓને પ્રાપ્ત થયું હતું, તેઓના મન ઉપર તેમણે આવા પ્રકારની અમર કરી હતી. હું જાણું છું કે ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિએ પહોચેલા તમોને અને તમારા સહાધ્યાયી શિષ્યોને, તમારા મહુંમ ગુરૂજીના ચાહનારાઓ તરફથી આવા પ્રકારના સર્વસામાન્ય દિલાસાના ઉચ્ચારણોની કાંઇ પણ જરૂર નથી; પરન્તુ જો મેં આ પત્રની અંદર તેમ કરવાની હિંમત ધરી હોય, તો તેઓના અહિં છેલ્લા આગમન વખતે મારા પ્રત્યે તેઓના પ્રેમથી મને જે ઋણિ બનાવ્યો છે, તે ઋણ અદા કરવાની ખાતર કરું છું, તેમ માનવા મહેરબાની કરશો.

આપણી સાથે કાયમ રહેશે. દરેક મનુષ્ય અલક્ષ્ય સ્થિતિમાંથી આત્મ-શિક્ષા અને આત્મ સંયમ વડે ફક્ત વિશ્વવ્યાપી કીર્તિને જ નહિં, પરંતુ ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિએ પહોંચી શકે, તે પણ, તેમનું જીવન આપણને શીખવે છે. ધાર્મિક વ્યવહારે જૈન હોવા છતાં મહૂંમ આચાર્યજી તમામ એકમાર્ગી સાંકડાપણાની મર્યાદાથી ઘણાજ આગળ વધી ગયા હતા. અને આથી તેઓ કેટલાક પશ્ચિમના વિદ્વાનો ઉપરાન્ત સમસ્ત ધર્મોના અનુયાયીઓના પ્રિય થઇ પડયા હતા. તેઓનું સ્થાન પૂરવું, એ સ્હેલી બાબત નથી. પણ ઉત્તમ ગુરૂના ઉત્તમ શિષ્ય–એવા તમારાઓમાં અમોને મ્હોટી આશાઓ છે. જન્મ અને મૃત્યુ, એ આપણી સ્વાભાવિક માન્યતા મુજબ વાસ્તવિક સત્ય નથી. આપણી ટૂંકી નજરથી બહારની સૃષ્ટિ તરીકે જોવામાં આવતી મહામાયાનો તે એક ભાગ છે. અને તે આપણે આપણી બુદ્ધિ અને કર્મની શુદ્ધતા વડે દૂર કરવાની છે. તે રસ્તો સહેલો નથી. શ્રીકૃષ્ણ ભગવદ્દગીતામા કહે છેઃ "દશ લાખે એક આ કરવાને શકિતમાન છે." બાહ્યદષ્ટિથી દુનિયાની ઘટમાળમાં જે શકિત લીન થયેલ છે, તેટલી જ આંતરિક શકિતની જરૂર રહેલી છે–જે શકિતને આપણે યોગ્ય રીતે 'વૈરાગ્ય' નું નામ આપીએ છીએ, શું તે સત્ય હકીકત નથી કે આચાર્યજીએ આ કરી બતાવ્યું હતું અને આમ આપણને તે રસ્તો બતાવ્યો હતો ? તેઓના દાખલાનું અનુકરણ કરવાનું બળ આપણને પ્રાપ્ત થાઓ. આથીજ આપણે તેઓને પૂજવાના છે. આથી વધારે યોગ્ય યાદગિરી આપણે ઉભી કરી શકીએ તેમ નથી. અને બીજું કાંઇ તેમને સંતોષી શકે નહિં. તેઓનો આત્મા શાંતિમાં વસો.

ભાવનગર
તા. ૮–૯–૨૨

ત્રિભુવનદાસ કાલીદાસ ત્રિપાઠી
મેમ્બર કૌંસીલ ઓફ એડમીનિસ્ટ્રેશન
ભાવનગર.

૬

પરમગુરૂ આચાર્ય મહારાજશ્રી કાળધર્મ પામવાના ખેદકારક સમાચાર મળતાં અમને અતિખેદ થયો છે...

પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના જે પવિત્ર સમાગમમાં સેવક આવ્યો છે, તે ઉપરથી સેવક કહેવાને શક્તિવાન છે કે તેઓશ્રીના અકાળ સ્વર્ગવાસથી આપના સાધુમંડળને ભારેમાં ભારે ખોટ ગઇ છે. જે ખોટ સહેલાઇથી પૂરાવી અતિકઠણ છે. જૈનકોમે એક વીરરત્ન ખોયું છે, શિષ્યોએ એક સાચો ગુરુ ગુમાવ્યો છે; ભકતોએ એક ખરો રાહબર અને અન્ય કોમના વિદ્વાનોએ એક સાચો મિત્ર ખોયો છે.

ઉચા પ્રકારની વિદ્વત્તા સાથે એઓશ્રીની સાદાઇ વિદ્વાનોને અજાયબી પમાડતી હતી; હરેક પ્રકારનાં સંકટો સામે ટકી રહેવાની એઓશ્રીની શક્તિ અદ્ભુત હતી; ઇર્ષ્યા, અદેખાઇ વિગેરેનાં વાદળાંઓને પોતાના હમેશના શાન્ત સ્વભાવથી વિખેરી નાખવાની એઓશ્રીની શકિત વિષે બે મત હતાજ નહિં. એઓશ્રીનો સરલ સ્વભાવ, એઓશ્રીની શાન્તમૂર્ત્તિ, એઓશ્રીની ધર્મ પ્રત્યે સંપૂર્ણ આસ્થા, એઓશ્રીની વિદ્વત્તા, જૈન તેમજ અન્ય કોમનાં શાસ્ત્રો વિષેનું એઓશ્રીનું બહોળું જ્ઞાન, કઠણમાં કઠણ વિષયો સમજાવવાની એઓશ્રીની શકિત જે કોઇ ભાગ્યશાળી પુરૂષ એઓશ્રીના ગમે તેવા ટુંક સમાગમમાં આવતો, તે સહેલાઇથી જોઇ શકતો હતો. ખરેજ, એઓશ્રીની સાથે જે કોઇ ભાગ્યશાળી શખ્સે ગમે તેટલા થોડા સમય માટે પણ મેલાપ કર્યો હોય, તે એઓશ્રીને સહેલાઇથી ભૂલી શકે તેમ નથી, એઓશ્રીના ઉચા વર્ત્તને જે છાપ બેસાડયો છે, તે કદી મટી શકે તેમ નથી, એઓશ્રીના આત્માને પ્રભુ શાંતિ આપો. એઓનું શરીર આપણાથી જુદું પડી ગયું છે, પરન્તુ એઓશ્રીનો આત્મા આપણી રાહબરી કરવા માટે, આપણને ઉચ્ચ માર્ગે દોરવા માટે, આપણને

સાચો માર્ગ દેખાડવા માટે હજી તેમને તેમ તૈયાર અને આતુર છે જેવો અને તેવો બલ્કે તેથી પણ વધુ શક્તિવાન છે

૬–૯–૨૨
ભાવનગર

અરદેશર જમસેદજી સુનાવાના
બી. એ એલએલ બી.
જજ—ભાવનગર સ્ટેટ

૭

संसारसे एक प्रेमी शक्ति गयी। शिवपुरी इन अस्थियों से पावन हो गयी।

ता. ७–९–२२

विनायक बळवत पाठक
बाउन्डरी ओफीसर–वडनगर

૮

છાપામાં વાંચ્યુ કે–આચાર્યશ્રીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો ચિત્તને ક્ષોભ થયો. અહિ સભા બોલાવી શોકપ્રદર્શિત કરવાનો ઠરાવ થયો બીજી બાજુ જમાનામા અને આગેવાની કરનારની શોધમા રહી ગયુ. ઉપરે સાભળ્યુ કે ગુરુકુળ સંસ્થાએ તે માટે સભા બોલાવી હતી હૃદયથી માનાજલી આપી શાંતિ પકડી

આચાર્યશ્રી જેવા વિદ્વાન્ અને રાત્રિદિવસ ધર્મમય ઉદાર દિલના વાતાવરણમાં જીવનની પળેપળને યોજનાર મહાત્માની અંતની ઘડી સુધરે એમા નવાઇ નથી દેહત્યાગ ઉત્તમ દિવસે થાય, તે પણ ઉત્તમ પ્રકારના પુણ્યનુ ફળ છે કેમકે અહિ દેહત્યાગ, બીજી બાજુથી તે નિર્વાણ અગર ઉત્તમ યોનિની પ્રાપ્તિના આરંભનો દિવસ બને છે આચાર્યશ્રીના આત્માને પરમશાંતિ મળો, એ શ્રદ્ધાંજલિ સમર્પણ કરી વિરમુ છુ.

પાલીતાણા
૧૯–૯–૨૨

ચિમનલાલ ગિરધરલાલ મહેતા
દીવાનસાહેબ–પાલીતાણા સ્ટેટ

૯

અલબત્ત ગુરૂજી શ્રીવિજયધર્મસૂરિજી મહારાજ તો મોક્ષપદ પામ્યા. પરન્તુ તેમના ગુણ, જ્ઞાન તથા તપથી મોહિત થયેલા અમારા જેવા મનુષ્યોને સ્નેહની લાગણીથી દુઃખ થાય, એ સ્વાભાવિક છે. . મહારાજશ્રી મારા બાલપણમાં સહાધ્યાયી હતા તે તથા ગોંડલના પરિચયથી તેમના તરફથી લાગણી કદી વિસરાય તેમ નથી.

નામદાર ઠાકોર સાહેબ રામેશ્વર યાત્રાએ પધારેલા છે તેઓશ્રી પણ આપના પત્રથી દિલગીર થશે.

ગોંડલ
૨૨-૯-૨૨

પ્રાણશંકર બ. જોશી.
પ્રાઇવેટ સેક્રેટરી, ગોંડલ મહારાજા

૧૦

આચાર્યશ્રીનો મને તો ટુંક સહવાસ થયેલો પણ તેથી મારા હૃદયને જે મનોબ થયેલો તે હું વર્ણવી શકતો નથી આચાર્યશ્રીની સાદાઇ, આડંબરરહિતતા તથા એમના જ્ઞાનની અસર કોઇના પણ મન પર થયા વગર રહે નહિ, એમના પરલોકવાસથી ગુજરાતે એક કીમતી હીરો ગુમાવ્યો છે અને ગુજરાતી સાહિત્યે એક નિઃસ્વાર્થી સેવક ને પૂજક

૧૨

આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ સ્વર્ગવાસી થયા છે, એ મેં બહુ દિલગીરીપૂર્વક સાંભળ્યું. થોડા સમયની જે એમની સાથે મને ઓળખ થઇ હતી, તે અને એમનો દયાળુ અને સભ્ય સ્વભાવ તથા વિદ્વત્તાની હું બહુ સંતોષપૂર્વક યાદ કરું છું.

ડબ્લ્યુ. ટયૂડર. ઓવન.
આઇ. સી. એસ.
રેસીડેંસી ગોધરા.

ગોધરા.

૧૩

તમારા તા. ૧૬ મી સપ્ટેમ્બરના પત્રથી મહારાજ જૈનાચાર્ય વિજયધર્મસૂરિના અવસાનના ખબર જાણીને મને બહુ દુઃખ થયું. તેઓ એક બહુ પવિત્ર જીવન ગાળતા હતા, કે જેનો બદલો એમને જરૂર પરલોકમાં મળ્યો હશે. મારો દિલાસો સ્વીકારશો અને મારા દિલાસાની ખબર એમના બીજા અનુયાયીઓને પહોંચાડશો.

ઇ. જી. કોલ્વીન
ભૂતપૂર્વ એજંટ ટૂ ધી ગવર્નર જનરલ
રાજપૂતાના.

---

૧

સ્વર્ગસ્થ આચાર્યશ્રી પ્રત્યેના સુદૃઢ ભક્તિભાવના આવિર્ભાવે નેત્રોમાંથી જળપ્રવાહ છૂટયા વિના રહ્યો નથી. તેમાં વધારે ખેદ તો એટલા માટે થાય છે કે—એઓશ્રીના પવિત્ર પ્રતિમાનાં પ્રત્યક્ષ દર્શનનો અને તેઓશ્રીના વદનકમળથી ઝરતા ઉપદેશામૃતનો અપૂર્વ લાભ છેલ્લો મુંબઇમાં મળેલો, ત્યારબાદ એ લાભને માટે સદાને માટે હું નિર્ભાગી બન્યો છું. આથી મારું હૃદય ચિરાય છે, સંતાપથી શેકાય છે. પૂજ્ય આચાર્યશ્રી ખરેખર આદર્શરૂપ હતા. અને તે કેવળ એકદેશીય નહિં, પણ સર્વદેશી જૈન અને જૈનેતર એ સર્વ તેઓશ્રીને પૂજ્ય આચાર્યશ્રી તરીકે સ્વીકારે તેવી વિદ્યાવિભૂતિથી–જ્ઞાનસમૃદ્ધિથી અને સર્વોત્તમ સાધુતાથી વિભૂષિત હતા. આથી તેઓશ્રીની એકલા જૈનોનેજ નહિં, પણ પ્રજા સમસ્તને ખોટ છે ............

મને યાદ છે કે—મુંબઇમાં એકવાર બે ત્રણ અમારા શાસ્ત્રજ્ઞ ભાઇઓને લઇ હું પાયધુની પરના ઉપાશ્રયમાં તેઓશ્રીના દર્શને આવેલો, તે વેળાની શાસ્ત્રચર્ચામાં તેઓશ્રીએ એવી અસર ઉપજાવી હતી, કે જૈનોમાં આવા શાસ્ત્રવિશારદ, સાદા ને શાન્ત અને વિદ્યાવિભૂતિ વડે સિદ્ધાન્ત સમજાવનાર આચાર્યશ્રી છે, એ જોઇ, એ ભાઇઓએ સંપૂર્ણ સંતોષાનંદ દર્શાવ્યો હતો અને આવા આદર્શરૂપ આચાર્ય દરેક મત–પંથ–સંપ્રદાયનાં હોય તો ધર્મોન્નતિ થયા વિના રહે નહિં, એવો વિચાર ખુલ્લા દિલે પ્રદર્શિત કર્યો હતો. પૂર્વકાળમા મહાપુરૂષો ધર્મસાધના વડે તીર્થંકર પદને પામ્યા હતા; આ કલીયુગમાં પણ એ પદવીને યોગ્ય મહાપુરૂષો જગતનું કલ્યાણ કરવાને ઉદ્ભવે છે, એમ આચાર્યશ્રીના ચારિત્રથી સમજાય છે.

સૂરત.
૧૯–૯–૨૨

મોતીલાલ છોટાલાલ વ્યાસ.
( મુમુક્ષુ, વાનપ્રસ્થ )
ભૂતપૂર્વ સમ્પાદક, મહીકાંઠા ગેઝેટ

२

महाराज जैन समाजके रत्न थे। उनके इस तरह काल करजानेसे जैन समाजकी बड़ी क्षति हुई है। तीनों समाजोंमें एक्यके वास्ते चेष्टा करना, विदेशोंमें जैन साहित्यका प्रचार करना, आदि बातें महाराजके नामको अमर रक्खेंगी।

झालरापाटन — लालचंद सेठी
वाणिज्यभूषण, साहित्यप्रेमी.

९–९–२२ — ( सुप्रसिद्ध दिगम्बर कोट्याधीश सेठ विनोदीराम बालचंदवाले )

3

ધર્મવિજય સૂરિજી પોતે તો જિન થયા, તેમના નામરૂપની આસપાસ કીર્તિનો ઓજસ ચિરકાળને માટે રહી ગયો, પરન્તુ હાલના જડવાદના સમયમાં જ્યારે બધું ભૂલાઇ જતું હતુ, અને પાશ્ચાત્ય વિદ્યાની યુક્તિની કસોટી આગળ બધા ધર્મોની કસોટી થતા જૈન ધર્મની, બૌદ્ધ ધર્મની શાખા તરીકે ગણના થવા લાગી, તેવા સમયમા પૌર્વાત્ય વિચારોને પાશ્ચાત્ય વિચારશ્રેણીને અનુકૂળ સમજાવવામા સૂરિજીએ બજાવેલી સેવા અપૂર્વ

४

परमवंदनीय आचार्यवर श्रीविजयधर्मसूरीश्वरजी महाराजके अवसानके समाचार वर्त्तमानपत्रोंसे पढ़तेही हृदयको दारुण आघात हुआ। और मानो केवल जैनशासनहीको नहीं, सारे भारतवर्ष और समग्र हिन्दुसंसार भरको जो अवर्णनीय हानी हो गई उसके मननसे चित्त केवल शोकसागरमें डूब गया। वे तो परमपवित्र आत्मा और उग्र तपस्वी होनेकी हैसियतसे मुक्तिधामको प्राप्त हो गये, परन्तु आज संसारभरके विद्वान् निःसहाय और अनाथसे हो गये और और जैन-साहित्यके क्षेत्र अरक्षित रह जानेकी भांति रह गई।

६–९–२२ शंकरप्रसाद हरप्रसाद देसाई
बम्बई

५

મહારાજશ્રી ગુરૂદેવ પંચત્વ પામવાથી તાત્ત્વિક દૃષ્ટિ અનુસાર ખેદને કારણ નથી, પરંતુ તેઓશ્રીએ અન્ય આચાર્યોની જેમ વિતંડાવાદમાં નહિ ઉતરતાં સર્વ ધર્મનું સત્ય રહસ્ય જૈનતત્ત્વ દૃષ્ટિએ પ્રતિપાદન કરી જે અન્યજીવો તરફ સદ્‌ભાવ અને તેમની ઉન્નતાવસ્થાની દિશા પ્રસારી, એ દૃષ્ટિએ જોતાં એક વ્યક્તિની ભારતને ખોટ પડી છે

૧૬–-–૨૨ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ
( બાલકવિ )
જામનગર

૬

સુરીશ્વરજીના અવસાનના સમાચાર વાંચી બહુજ ખિન્ન થયો છુ તેમના અવસાનથી સસ્કૃત વિદ્વાનો એક સ્તભ તુટી પડ્યો છે એમ માનુ છુ.

૨૧-૯-૨૨ રામનલાલ ચુનીલાલ મોદી
પાટણ

૭

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજના અવસાનની ખબર જાણી અત્રે હુ ઘણોજ દુખી થયો છુ એમના જેવા મહાત્માશ્રીનુ આ અકાલ મૃત્યુ સર્વ દેશની ધાર્મિક હાનિનુ કારણ થયુ છે

આસો સુદિ ૩ શનિવાર શ્રી મતીજી મહારાજ
કુકરમુડા

૮

સ્વગસ્થ મહાત્માશ્રી ભારતવર્ષમાજ નહિ પણ યુરોપીય દેશોમાં તેમજ ત્યાના વિદ્વદ્ વર્ગમા સુવિખ્યાત હતા પ્રો. લેવી અને ડૉ. થોમસ જેવા ધુરંધર વિદ્વાનો તેઓશ્રીને મળવાને ઉત્સુક હોય અને તેઓશ્રીને શોધતા આવે, એ હકીકત આપને અગર જૈન કોમનેજ નહિ, પણ અખિલ ભારતવર્ષને મગરૂર બનાવે તેમ છે

જૂની પદ્ધતિ પ્રમાણે ઉછરેલા તેમજ કેળવાયા છતા પાશ્ચાત્ય પદ્ધતિ પુર સર દરેક વિષયમા ઊડા ઉતરી પાર પહોચવામા તેમણે જે દષ્ટાંત ખડુ કર્યુ છે, તે ભારતવર્ષના ઉછરતા વિદ્યાર્થીઓને અનુકરણીય થઇ પડે તેમ છે પ્રભુ તેઓના આત્માને પરમશાંતિ આપો

મુબઇ આચાર્ય ગિરજાશકર વલ્લભજી
૨૫-૯-૨૨ ક્યૂરેટર પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ

૯

મહારાજશ્રીએ જો કે જૈનોની અથવા જૈનધર્મની સેવા તો કરી જ છે, પરન્તુ તેઓની વિદ્વત્તાથી, અન્વેષણ પ્રિયતાથી અને આપ જેવા ઉદ્યોગશીલ શિષ્યોના સહકાર્યથી આખા હિંદુસ્થાનના, ખાસ કરીને ગુજરાતના સાહિત્યની સમૃદ્ધિ વધારવાને ઓછી સેવા કરી નથી. સ્વધર્મમાં અડગ શ્રદ્ધાવાળા હોવા છતાં, તેઓની હૃદયની વિશાળતા એટલી બધી હતી કે–જૈનેતરો, હિંદુઓ, પારસીઓ, મુસલમાનો, ખ્રિસ્તીઓ અને યૂરોપના પ્રખર વિદ્વાનોના હૃદયો તેઓએ આકર્ષ્યાં હતાં. તેઓના જવાથી આખા હિંદુસ્થાનને હાલ તુરત ન પુરાય તેવી ખોટ પડી છે.

૨૮–૯–૨૨ માનશંકર પીતાંબરદાસ

ભાવનગર

૧૦

પરમપૂજ્ય સદ્ગુરુ શ્રીવિજયધર્મસૂરિ મહારાજના અકાળ અવસાનની ખબર જાણીને મને ઘણો શોક થયો છે.

એમના અવસાનથી આપના મંડળને કશાથી ન પૂરાય એવી ભારે ખોટ ગઇ છે એ ખરૂં, પણ એ ખોટ એકલી આપના મંડળનેજ નથી, જૈન નામ ધરાવનાર સર્વને અને જૈન સાહિત્યમાં રસ લેનાર સર્વને એમના અવસાનથી અસાધારણ ખોટ ગઇ છે....કેવળ પુરૂષાર્થ વડે એમણે સર્વ સિદ્ધિઓ મેળવી હતી. જૈનસાહિત્યને દીપાવવામાં અને જૈનધર્મને વિશુદ્ધ કરવામાં એમના કરતાં વધારે પ્રયાસ બીજા કોઇએ કર્યો નથી.

૧૪–૯–૨૨ મણિલાલ બકોરભાઇ વ્યાસ.

બોધરા

૧૧

સૂરિજીના અકાલ અવસાનના સમાચાર સાંભળી હું અત્યન્ત ખિન્ન થયો હતો. સૂરિજીની સાથે હું સંપર્કમાં આવ્યો, તે વખતથી એઓના

તરફ મારો ભાવ પુષ્ટ થયો હતો. એઓએ જે જે ધર્મકાર્યો આદર્યાં હતાં, તે પરમ સ્તુત્ય હતાં

૧૫-૧૦-૨૨ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા
વાદ-ર, મુંબઈ.

१२

आचार्यश्रीका शरीरत्याग संवाद सुनकर दुःख हुआ। उन्होंने आदर्शत्याग स्वीकार करके धर्माचरण और धर्मप्रचार किया था।

१७-९-२२ महावीरप्रसाद द्विवेदी
भू. पू. संपादक 'सरस्वती'
दौलतपुर.

૧૩

એમના સમાધિસ્થ થવાથી આપણા દેશને મોટી ખોટ પડી. એઓશ્રી સંસ્કૃત વિદ્યાવિશારદ હતા, એટલુંજ નહિ પણ ઉત્તમ આચાર્ય હતા. એમનુ જીવન સર્વથા અનુકરણીય હતુ.

૨૧-૯-૨૨ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી
( રાવબહાદુર )-સૂરત

१४

आचार्य महोदयके देहावसान का समाचार सुनकर बड़ा दुःख हुआ। निःसंदेह आप लोगोंका छत्रभङ्ग हो गया। आपका शोक स्वाभाविक है। मेरी रायमें तो भारतीय विद्वन्मण्डलीकी भी भारी

क्षति हुई है। ऐसे पुरुष, जैसे आचार्य विजयधर्मसूरि थे, किसी सम्प्रदायके हों, सबके श्रद्धाभाजन होते हैं। मैंने एकवार काशी धाममें जब उनके दर्शन किये थे, तब मेरी यही धारणा हुई थी। वे पुण्यात्मा थे, इसलिए उनकी सद्गति के विषयमें कहना ही क्या है ?।

चिरगांव, झांसी — मैथिलीशरण गुप्त
ता. १८–९–२२ — ( प्रसिद्ध हिन्दी कवि )

१५

शोक समाचार पाकर हृदय दुःखसागरमें डूब गया। हा! सारी भावी आशाएं मनकी मनमें रह गई। ईश्वर महात्माको शांतिप्रदान करें.

लश्कर — मा. रा. मालेराव
९–९–२२

१६

पूज्यपाद श्रीविजयधर्मसूरि महाराजकी निर्वाणप्राप्तिके समाचार सुनकर बहुत रंज हुआ। हमको बड़ी उम्मीद थी कि शीघ्रही आपकी प्रकृति स्वस्थ हो जायगी और चातुर्मासके बाद आप लश्कर पधारेंगे और हमको आपके संभाषणका सौभाग्य प्राप्त होगा, परन्तु ईश्वरकी इच्छा कुछ और थी।

लश्कर ( ग्वालियर ) — मोरेश्वर गर्दे
१७–९–२२ — (सुप्रीन्टेन्डेन्ट आर्क्योलोजिकल डीपार्टमेंट)

૧૭

આચાર્ય મહારાજશ્રીના દેહત્યાગના સમાચાર જાણી સંસારી કયા જીવને દુઃખ નહિં થાય ? તેઓશ્રીના આત્માને માટે તો આ દેહે પણ મુક્તપણુંજ હતું, પણ સંસારના જ્વરથી પીડાતા દરદીઓના એક નેક હકીમનો જવાથી દુઃખ થયા વગર કેમ રહે ?

એઓશ્રીના આત્માને તો હમેશાં શાંતિજ છે. પણ એઓશ્રીના પરિપક્વ જ્ઞાનનો લાભ મળવાના સમયે થયેલા દેહત્યાગથી અમારા જેવા સંસારી જીવડાઓને તો અત્યંત ખોટજ છે. પણ તેઓશ્રીની શુભેચ્છાઓ પોતાના અગ્ર શિષ્યોમાં પ્રેરી તે ખોટ પૂરી પાડે, એ શુભ વાન્છના.

મુંબઇ ડાહ્યાલાલ મકનજી.
૮-૯-૨૨

૧૮

ખરેખર મારા જેવા અલ્પ પરિચયવાળાને આ બનાવથી ખેદ થાય છે. તો પછી આપશ્રીને રાત્રિદિવસ તેઓશ્રીની છાયામાં રહેનારને અતિશય ખેદ થાય, તેમા કંઇ શકાજ નથી. મારા ટૂંક પરિચયમાં પણ હું તેઓશ્રીના ઔદાર્ય વિગેરે ગુણોથી મોહિત થયો હતો. જે ખરેખર મહાત્માઓ હોય છે, તેઓને તેમના ભાવિની અગાઉથીજ ખબરજ હોય છે. પણ તે વાત તેઓ બીજાઓની જાણમાં આવવા દેતા નથી. એ બાબતનો મને મારા ગુરૂશ્રીથી અનુભવ થયો છે. તેવી રીતે આચાર્ય મહારાજશ્રીને માટે બન્યું છે. આચાર્ય મહારાજશ્રી દૈવી પુરૂષ હતા, એમાં કંઇ સંશયજ નથી.

વડોદરા. વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કર.
૧૧-૯-૨૨ માલીક લુહાણામિત્ર સ્ટીમ પ્રેસ.

१९

आचार्य महाराजश्रीके स्वर्गगमन समाचारको सुनकर हृदय मक्से हो गया।

जिन महात्माका जीवन जैनधर्मकी उन्नतिहीके लिए अर्पण हुआ, जिन्होंने समस्त संसारके विद्वानोंके हृदयों पर जैनधर्मके उत्कर्षका प्रभाव अंकित किया; जिन्होंने जैनधर्मकी अभिवृद्धिके लिए अपने आयुका समस्त समय व्यतीत किया, उन महात्माके अवसानसे किसको कष्ट न होगा ?

मेरे पर तो उनकी असीम कृपा थी। मुझ जैसे सामान्य व्यक्तिको भी वे धर्मकार्यमें सम्मिलित करने और मेरे द्वारा दयाधर्मका प्रचार करानेकी उनकी बड़ी इच्छा थी। वे मेरे समान व्यक्तिके जीवनको नीचेसे उठाकर ऊंचा कर देना चाहते थे। मेरे ही पर क्यों, मेरा तो ख्याल है कि—जिन जिनसे उनका परिचय होता उन सभीको वे उन्नत करनेही का विचार करते थे। मेरा भी हृदय कितना आगे बढ़ा था ? धर्मसेवा करनेके लिए आगे आनेको कितना उछल कूद कर रहा था। परन्तु एकदमसे दुर्दैवके एक जबर्दस्त आघातने हृदयको काष्ठकी पुतलीसा बना दिया। जिनके आश्रय और उत्साहसे हृदय आगे बढ़ना चाहता था। उन्हींके दुर्दैवकालने छीन लिया। मैं आँसू पोंछताही रह गया।

माटूँगा कृष्णलाल वर्मा
१९–९–२२

२०

આચાર્યશ્રી શાસ્ત્રવિશારદ–વિજયધર્મસૂરિજીના અવસાનના સમાચાર સાંભળી ઘણાજ દિલગીર થયા છીએ. મહારાજશ્રીના અવસાનના લીધે કરીને જૈનસમાજને નહિ, પણ આર્યાવર્ત્ત દેશને બહુજ ખોટ ગઇ છે.

પરમાત્માને ગમ્યું તે ખરૂં. બાકી હાલ અમારી તો પરમાત્મા પાસે એજ પ્રાર્થના છે કે-એ પવિત્ર પુરૂષના આત્માને શાન્તિ આપો. અને હે પરમાત્મા, બીજો એવો પ્રતાપી પુરૂષ ઉત્પન્ન કરો.

મુંબઇ. શિવલાલ દરગોવન.
૭-૯-૨૨

૨૧

વિજયધર્મસૂરિ મહારાજના અવસાનથી કેવળ જૈન જાતિનેજ નહિં, કિન્તુ ભારતવર્ષની સમસ્ત આર્યજાતિને એક પ્રકારની એવી હાનિ થઇ છે, કે જે કદાચિત્ તત્કાળ પુરાશે નહિં, કારણ કે-ભરતભૂમિએ એક શાસ્ત્રવિશારદ, વ્યાખ્યાન વાચસ્પતિ તથા ધર્મસ્થંભને ખોઇ દીધો છે, એ નિર્વિવાદ છે. અને તેથી જો હૃદયમાં અતિશય ખેદ થાય, તો તે સર્વથા સ્વાભાવિક છે. મારા મન્તવ્યાનુસાર હું પરમાત્માનાં ચરણોમાં એજ પ્રાર્થના કરૂં છું કે સ્વર્ગસ્થ મહાત્માશ્રીના આત્માને પરમાત્મા શાશ્વત શાંતિ સમર્પો.

૨૦-૧૨-૨૨ ઠક્કુર નારાયણ વિસનજી.
અમદાવાદ.

૨૨

તેઓની શિક્ષા, પરોપકારી કાર્યો, અને શોધખોળના લાભો આપણને હવે વધારે વાર આપવાને શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય વિજયધર્મસૂરિ રહી શકયા નથી, તે સાંભળવાને હું ઘણોજ દિલગીર થયો છું. તેઓના જવાથી ફક્ત જૈનસમાજેજ નહિં, પરન્તુ તેઓના સહવાસમાં આવવાનું સદ્ભાગ્ય જે કોઇને પ્રાપ્ત થયું હતું, તે સર્વેએ એક મિત્ર ગુમાવેલ છે.

૯૬ આમ્હર્સ્ટ સ્ટ્રીટ ડૉ. નરેન્દ્રનાથ લૉ.
કલકત્તા. ૨૫-૧૦-૨૨ એમ. એ, બી. એલ.
પી. એચ. ડી.

૨૩

તા. ૫ માહે સપ્ટેમ્બરના દિવસે પૂજ્ય ગુરૂમહારાજ વિજયધર્મ-સૂરિજીના કેવલ્યના ખબર મને આકાશમાંથી વજ્રસમાન મળેલ છે. તેઓ મારા તરફ ઘણા માયાળુ હતા, અને હું પાર્શ્વનાથ અને મહાવીરના ધર્મસંબંધી કાંઈક તેના તમામ દશ્યો શીખું, તે માટે ઘણા ઉત્કંઠિત હતા. દોઢ વર્ષ સુધી અમારે અરસપરસ પત્રવ્યવહાર હતો. અને તેમના તરફનું મારૂં ઋણ કોઇ દિવસ ભરી શકાય તેમ નથી. આ તમામ પત્રોમાં હું તેમનો શિષ્ય હતો, અને તેઓ મારા ગુરૂ હતા. તેઓના વિશાળ જ્ઞાનનો અને તેઓના મહાન્ વિવરણ ચાતુર્યનો તમામ લાભ મેં મેળવ્યો છે. તેઓએ મને કાઠિયાવાડ અને ગુજરાતમાંના મદ્રીત પુસ્તકો વેચનારા પુસ્તકોના વેપારીઓ અને પરગજુ માણસોની સાથે ઓળખાણ કરાવી હતી. અને જૈન પુસ્તકોનો નાનો પણ ફળદાયક સંગ્રહ કરવાને મને શક્તિવાન કર્યો હતો. અને તેઓના પત્રો કાયમ બોધદાયક હતા.

હવે હું તમારા ગુરૂજીનો ઉત્કંઠાપૂર્વક વખાણનાર કેવી રીતે થયો, તે તમોને કહીશ.

છેલ્લા સૈકાના ૧૮૮૦ થી ૧૮૮૯નાં વર્ષોમાં મેં ખાસ કરીને પ્રાકૃત બાજુમાં જૈનસાહિત્યમા ઘણો રસ લીધો પરન્તુ તે દિવસોમાં યતિઓ અને ગૃહસ્થો તેઓના ધર્મસંબંધી બોધ અને ખબર આપવાને ઘણા નાખુશ હતા. છાપેલા પુસ્તકો કયાથી મળી શકશે, તે ખબર આપવાને પણ તેઓ નાખુશ હતા. અને તે દિવસોમા છાપેલાં પુસ્તકોની સંખ્યા ઘણી ઓછી હતી સુપ્રસિદ્ધ જગન્મિત્ર ધનપતસિંહજી દ્વારા મોટી સંખ્યામાં બહાર પાડવામાં આવેલ અંગો અને ઉપાંગોની સંખ્યા થોડા વખતને માટેજ લભ્ય હતા. પરન્તુ થોડા વખતમાજ પ્રચારમાંથી આ પુસ્તકો પાછાં ખેંચી લેવાના ઉદ્દેશથી આ પુસ્તકો ઉપર મનપસંદ કિંમત મૂકવામાં આવી હતી. તે ઘણાં અશુદ્ધ અને પદચ્છેદ વિનાનાં હોવાથી પણ શીખ-

નારને માટે નિરર્થક હતા. જૈન તરીકે કેટલાક બુદ્ધનાં પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં હતાં કલકત્તામાં ઘણા જૈન પૈસાપાત્ર ગૃહસ્થો પાસે હું ગયો પણ તેઓએ મૌન ધારણ કર્યું ફક્ત એકજ ગૃહસ્થે મને કંઇક મદદ આપી તેઓનુ નામ જવાહીરમલ છે તેઓ થોડા માસ સુધી કલકત્તામાં, અને થોડા માસ સુધી લખનૌમાં રહ્યા હતા તેઓ જાતાજ કોઇપણ પ્રાકૃત પુસ્તક વાંચી શકતા, અને સંસ્કૃતમાં અનુવાદ કરી શકતા તુરતમાંજ મર્હુમ ડૉ. હુર્નલના ઉવાસગદસાઓની સુંદર પ્રત બહાર આવી સંસ્કૃતભાષાની બીજી શાખાઓમાં મારો રસ બહુ પ્રબળ થતો જવાથી હું મારા જૈન અભ્યાસની પાછળ વધારે વાર પડી શકયો નહિ

પરન્તુ મારા મિત્ર મર્હુમ સૌમ્ય સતીશચંદ્ર આચાર્ય તેમાં ઘણો રસ લેતા અને તમારા ગુરુની શુભેચ્છા અને મિત્રાચારી કેળવાતી તેમના તરફથી મને જાણવાનું મળ્યુ કે જૈનસાહિત્યની અંદર છુપાઇ રહેલો પ્રમાણ જગત્ સમક્ષ ખુલ્લો મૂકવાને ઇચ્છનાર મહાજ્ઞાનવંત અને બુદ્ધિશાળી એક જૈનસાધુ છે અદ્ય પર્યંત છુપાં રાખવામાં આવેલ જૈનોના પવિત્ર પુસ્તકો બહાર પાડવામાંજ નહિ, તેઓના વિશાળ પત્રવ્યવહારથી સમસ્ત વિશ્વની ઉપર જૈનધર્મનાં વિસ્તીર્ણ બી રોપવામાં તેઓ રોકાયેલા હતા તેઓના તત્ત્વની ઉદારતાથી તેમને ઘણાજ પ્રશંસવામાં આવતા એક ઇટાલીયન વિદ્વાને તેઓનુ ચરિત્ર લખેલ છે, અને તેઓની સેવાઓને ખુલ્લી રીતે કબૂલ કરતા યૂરોપના-કોઇપણ પશ્ચિમના-વિદ્વાને પોતાની પદવીથી ઉતરતુ ગણ્યું ન્હોતુ

તેઓની ઓળખાણનો અંગત લાભ મને હમણાજ મલ્યો છે, અને મને તેથી ઘણોજ ફાયદો થયો છે તેઓ હવે હૈયાત નથી, પરન્તુ તેઓનું યશશરીર હમેશને માટે જીવતુ રહેશે કોઇ મોટા માણસની યાદગિરી રાખી મૂકવાનો ઉત્તમ રસ્તો તેઓનુ કૃત્ય જારી રાખવાનો છે

મહારાજ વિજયધર્મસૂરિ ઘણા ભાગ્યશાળી છે કે તેમણે તમારા જેવા યોગ્ય શિષ્યને તેઓનું કામ ચાલુ રાખવાનેજ નહિં, પરન્તુ તેને સુધારવાને અને વધારવાને પણ મૂકી ગયા છે. તેઓની ખોટનો આપણે તમામ પ્રકારે શોક કરીએ, અને તેની સાથે જે સાહિત્યના તેઓ પ્રશસ્ય પ્રકાશક હતા, તેના ઊંડા અને વધારે ઊંડા અભ્યાસથી તેઓની યાદગિરીનો અંગીકાર કરીએ.

જજ નીખેરરોડ — મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી.
રામ્ના પી. ઓ.
ડક્કા. ૧૭-૯-૨૨ — સી. આઈ. ઇ.

૨૪

તમારા પૂજ્ય આચાર્યના આપણા મધ્યમાંથી ચાલ્યા જવાના ખબર સાંભળતાં ખરેખર મને અત્યંત દુઃખ થયું હતું. આપણો ફક્ત એજ દિલાસો છે કે તેઓએ વધારે શાન્તજીવન પ્રાપ્ત કર્યું છે.

૨૩-૯-૨૨ — ગંગાનાથ ઝા.
સંસ્કૃત કોલેજ, બનારસ — વાઇસ ચાન્સેલર અલાહાબાદ યુનિવર્સિટી.

૨૫

પૂજ્ય વિજયધર્મસૂરિના અકાળ અવસાનના ખેદજનક ખબર સાંભળવાને હું બેહદ દિલગીર છું. તેઓ એક મહા જૈનવિદ્વાન હતા. અને કદાચ ચાલુ જમાનામાં સૌથી મોટા જૈનવિદ્વાન્ હતા. સત્ય પાછળ શુદ્ધ અને નિખાલસપણે કામ કરનાર વ્યક્તિ હિંદુસ્થાને ગુમાવી છે. તેના તુલ્ય પુત્રને મેળવતાં તેને વર્ષો લાગશે સમસ્ત હિંદુસ્થાનના વિદ્વાનો, હિંદુસ્થાનની બુદ્ધિના વિકાસને કારણભૂત તેમની સેવાઓ કબુલ કરશે. ઘણુંજ શોચનીય છે કે જે વખતે તેઓ જૈનધર્મ ઉપર આવું સારૂં પુસ્તક લખતા હતા, તે વખતે તેઓને મૃત્યુએ લઇ લીધા છે.

૨૦-૯-૨૨ — વિ૦ ભટ્ટાચાર્ય
વિશ્વભારતી, શાંતિનિકેતન (બેંગાલ) — પ્રિન્સિપાલ

૨૬

તે સત અને વિદ્વાન્ મહાત્મા શ્રીવિજયધર્મસૂરિના અવસાનના સમાચાર લ ઈ જતા તમારા પત્રે મને અવર્ણનીય દુ ખમાં નાખી દીધો છે અને ફકત જૈનસમાજમાંજ નહિ, પરન્તુ તેટલેજ દરજ્જે શુભેચ્છાના અને મિત્રાચારીના, તેમજ મનુષ્ય જાતિ અને અખિલવિશ્વના માટે કલ્યાણજનક સમસ્ત વ્યવહારોમા જે શૂન્યતા આ અણધાર્યા બનાવથી ભાસી રહી છે, તેનો હુ જેમ જેમ વિચાર કરતો જાઉં છુ, તેમ તેમ આ ખોટની અને આ મહાન્ તેમજ અસાધારણ દુ ખની વિશાળતાનુ ભાન વધારે તીવ્રપણે થતુ આવે છે. પણ તે ટેવી ગણત્રી કરવી તે મનુષ્ય માત્રનો સ્વભાવ છે દુનિયા સમક્ષ શ્રીવિજયધર્મસૂરિની જે અલૌકિક શકિત કામ કરી રહી હતી, તે હવે કદાચ પ્રકૃતિ–બધના બંધનો રહિત કામ કરશે

તમારી મારી અને સર્વ જે કોઈ તેઓને શિક્ષક, સત કે મનુષ્ય તરીકે પૂજતા હતા, તેઓની ફરજ છે કે તે શકિતની સત્તાઓનુ, તે સ્નેહમય સેવા અને એકરાગતાની વૃત્તિઓનુ અને તે અદશ્ય આ લોક તરફની નિરતર ભાવનાઓનુ અવલબન કરવુ જોઇએ. અને તેમા શ્રીવિજયધર્મસૂરિ હવેથી આપણા સારૂ એક શાશ્વત ચિહ્ન તરીકે અને

૨૭

તમારા પૂજ્યગુરૂ શ્રીવિજયધર્મસૂરિનું અવસાન સાંભળવાને મને ઘણુંજ દુ:ખ થયું છે. તેઓના સ્વર્ગવાસથી પૂર્વની વિદ્યા અને જૈનધર્મની સૃષ્ટિમાંથી એક ભવ્ય અને ઉમદા વ્યકિત ચાલી ગઇ છે અને ફક્ત હિંદુસ્થાનજ નહિં, પરન્તુ કેળવાયેલ સમસ્ત દુનિયા તેઓની અસાધ્ય ખામીથી વધારે ગરીબ બની ગઇ છે.

પણ તેઓનો ઝભો યોગ્ય ખભા ઉપર પડેલ છે, અને મને ખાતરી છે કે તેઓનું મહાન્ અને ઉમદા કામ ચાલુ રાખવાનો તમે પ્રયત્ન કરશો.

એસ. ડી. કૉલેજ ઑફ કૉમર્સ. શંકરપ્રસાદ ભાર્ગવ.
કાનપુર તા. ૨૨–૯–૨૨ એમ. એ. એલએલ. બી.
એફ. એસ. એસ.
એકટીંગ પ્રીન્સીપાલ.

૨૮

તે પૂજ્ય સાધુના આ ક્ષણિક દુનિયામાંથી શાશ્વતા ભવ્ય સ્થાનમા શાંતિમય ગમનના દુ:ખદાયક સમાચાર ઘણાજ ખેદ સહિત સાંભળ્યા. તે ગુરૂ ચાલ્યા ગયા છે, પરન્તુ આપણી માતૃભૂમિની ઉન્નતિ તરફ અને જાતિભાઇઓની સેવા તરફ આપણી જિંદગી સમર્પણ કરવાને આપણને પ્રોત્સાહન આપતું તેમનું કામ આપણી પાછળ રહ્યું છે. મને જાણવાને ઘણોજ આનંદ થાય છે કે-પૂજ્યગુરૂની માફક તમો પણ મિત્રતાનો તેવોજ જમણો હાથ મારી તરફ લંબાવો છો, અને હું જૈનધર્મ, કે જે વારંવાર ખોટી રીતે સમજવામાં આવે છે, અને અસત્ય રીતે વર્ણવવામાં આવે છે, તેને સમાજની અંદર પ્રકાશમાં લાવવા જેટલી બને તેટલી મદદ કરવાને કાયમને માટે તત્પર રહીશ.

ઈંદોર આઈ. ડબ્લ્યુ. જોહેરી
૨૦–૯–૨૨ એમ. એ. બી. ડી.
પ્રો. ક્રીશ્ચીયન કૉલેજ, ઇંદોર.

૨૯

આમલનેરની પ્રજા અને ખાસ કરીને જેઓને પુજ્યગુરૂના પરિચયનો અને તેઓના અદ્વિની છેલ્લી સ્થિરતા દરમીયાન તેઓની ગભીર અને લાભદાયક શિખામણુ સાભળવાના પ્રસગોનો મહાન્ આનદ મળેલ છે, તેઓ આ દુખદાયક ખબર સાભળતા ઘણાજ દિલગીર થયાં છે. તેઓનો આત્મા શાતિમા વાસ કરો

મને ચોક્કસ ખાતરી છે કે તમો અને મુ૦ વિદ્યાવિજયજી તથા બીજા શિષ્યો તેટલાજ ઉત્સાહ અને જુસ્સાથી અને તેઓના ઉમદા ઉદાહરણથી દોરાતા રહી પૂજ્યગુરૂના પવિત્ર કામને જારી રાખશો

આમલનેર — ડી પી ચિચલકર
૨૩-૯-૨૨ — વકીલ

૩૦

શ્રીવિજયધર્મસૂરિજીના મહાન્ આત્માનો લય થઇ ગયો, એ સાભળી મને ઘણુજ દુખ થયુ છે હુ આશા રાખુ છુ કે તેઓનુ કામ આગળ ચલાવીને અને તેઓનો સદેશ બર લાવીને તેઓને પરોક્ષ રીતે હમેશને માટે આપણી પાસે જોવાનુ આપણે માથે રહેશે

લખનૌ — રાધાકુમુદ મુકરજી
૨૩-૯ ૨૨ — એમ એ પીએચ ડી પી આર એસ

૩૧

દિલગીરી ભરેલા સમાચાર નિવેદન કરતા તમારા તા. ૮-૯-૨૨ ના પત્રથી મારી સશોધન પ્રવૃત્તિઓને સખ્ત ફટકો લાગ્યો છે. જે વખતે તેઓ તરફથી હુ કિમતી દાનની આશા રાખતો હતો, તે વખતે તેઓને

આપણી પાસેથી ખુંચવી લેવામાં આવ્યા છે. આથી સમસ્ત હિંદુસ્થાનને અને ખાસ કરીને મને સખ્ત ધા લાગેલ છે. મહુંમ આચાર્ય વિજય-ધર્મસૂરિની પંકિતમાં, હિંદુસ્થાન પોતાના વિદ્વાનોમાંથી કોઇને મૂકી શકે તેમ નથી. તેઓ એક નામાંકિત વિદ્વાન્ અને સાધુ હતા. અને હવે આપણે ઓછા તેજસ્વી એવા નવા સંવત્માં આવ્યા છીએ, આ વર્ષને ધર્મસંવતનું પહેલું વર્ષ કહેવામાં તમો યોગ્ય કરો છો.

તેઓની યાદગિરી રાખવાને પ્રયત્ન કરવાનો તમોએ મારો વિચાર કર્યો છે. મારી શકિતઅનુસાર હું ઘણી ખુશાથી મારો ફાળો ભરીશ, અને જો કે તે અલ્પ હશે, તો પણ તે ભકિતમય હૃદયથી આપવામાં આવશે.

આશુતોષ
ચામુન્ડી ધકસટેન્શન.
૧૮-૯-૨૨

આર. શામશાસ્ત્રી,
બી. એ.; પી એચ. ડી.; એમ. આર.
એ. એસ ; ક્યૂરેટર ઓરીયન્ટલ
લાયબ્રેરી.

૩૨

તમારા ગુરૂમહારાજ જે પ્રમાણે ઉપદેશ આપતા, તે પ્રમાણે વર્ત-નાર એક ખરા સાધુ હતા. ધાર્મિક મુદ્દાઓને દઢ પાયા ઉપર આરૂઢ કરવામાં તેમના પ્રયત્નોએ પ્રતાપી વિજય મેળવ્યો હતો. તેઓનો આનંદી સ્વભાવ, તેમની ઉદાર વૃત્તિવાળી ઉપેક્ષા, તેમનું ઉચ્ચ જ્ઞાન, તેમની તત્ત્વ-વિવેકવાળી તીક્ષ્ણ બુદ્ધિ, અને ખાસ કરીને વધારે તેમનો સર્વશુભવાદ અદ્વિતીય હતાં અને સમસ્ત વિશ્વના માનની ભલામણ કરતાં હતાં.

તમોએ ( નહિં, આ દેશે ) એક મહાન્ પુરૂષ ગુમાવેલ છે. આપણા દેશના કાર્યકર્તામાંના એક તરીકે હું તેમને લેખતો હતો. મારૂં કહેવું સત્ય માનશો કે લાખો માણસો તેઓની ખોટ માટે વિલાપ કરતા હશે. પણ તમને પડેલો વિરહ તો અસહ્ય છે, પરન્તુ મને આશા છે કે— આ સૃષ્ટિના નિયંતા તમોને, તમારા સદાને માટે શોક કરાવી ગયેલ ગુરૂથી

આવી વ્યવસ્થિત રીતે શરૂ કરવામાં અને ચલાવવામાં આવેલ કામ જારી રાખવાની અને તેઓના પગલે ચાલવાની શકિત જરૂર આપશે. તમોએ તેમના આશીર્વાદો મેળવ્યા છે. અને મને આશા છે કે વખત આવતાં તમારા પૂજ્યગુરૂના પગલે ચાલી આવતી કીર્તિ મેળવવાને તમે શકિતવાળા નીવડશો.

મહેરબાની કરી તમારા સહચારીઓને મારા નમસ્કાર કહેશો, અને તેઓના દુઃખનો હું ભાગીદાર છું, તેમ તેઓને જણાવવા કૃપા કરશો.

અહમદનેર<br>
૧૮–૯–૨૨

પ્રો. સી. જી. ભાનુ<br>
ફિલોસોફિકલ ઇન્સ્ટીટયૂટ.

૩૩

આચાર્ય શ્રીવિજયધર્મસૂરિના અવસાનના શોકભર્યા સમાચારે તીરની જેમ મારા હૃદયને વિંધી નાખ્યું હતું. તેઓશ્રીના અવસાન અને અગ્નિસંસ્કાર સંબંધી સંપૂર્ણ માહિતી મને મોકલાવવા કૃપા કરશો. આપ તે સમયે તેમની સમક્ષ હશો. જો તેમ હોય તો તેઓના શિષ્ય સમુદાય અને સમાજ પ્રત્યેનો તેઓનો અંતિમ સંદેશ જણાવશો.

૧૮–૯–૨૨<br>
મદ્રાસ.

સી એસ. મલ્લીનાથ.<br>
એડિટર ' જૈનગઝટ '

૧

થોડા વખત પહેલાં તમારો એક પત્ર પહોચ્યો હતો, કે જેમાં તમારા મોટા ગુરૂ શ્રીવિજયધર્મસૂરિના અવસાનના ખબર હતા, તે વાંચી હું બહુ દુઃખી થયો. મહેરબાની કરીને મારો વિલંબયુકત દિલાસો સ્વીકારશો. અને આશા છે કે જે .ઉત્સાહ ને સફળતાવાળાં ગુરૂમહારાજનાં કામો વિશિષ્ટ હતાં, તે ઉત્સાહ અને સફળતાપૂર્વક તેમનું કામ, તમારા નેતૃત્વ નીચે આગળ ચલાવવામાં આવશે. તેઓશ્રીના પ્રકાશવાન્ અને ઉદાર ઉપદેશથી હિંદુસ્થાનના લોકોના વિચારો અને દેશભક્તિ ઉપર બહુ પ્રભાવ પડયો હતો, એટલુંજ નહિં, પરન્તુ શ્રીયશોવિજય ગ્રંથમાળાના પ્રકાશન વડે પૂર્વ અને પાશ્ચાત્ય જૈનજ્ઞાનને અકથનીય ફાયદો થયો છે.

ડૉ. એમ. બ્લુમફીલ્ડ.

૫-૩-૨૩ હોપ્કિન્સ યુનિવર્સિટી બાલ્ટીમોર

યુનાઇટેડ સ્ટેટસ.

૨

આચાર્ય મહારાજની સાથે મને ગયા વરસેજ સંબંધ થયો હતો, તે પહેલાં નહિં થયો હતો, તેથી હું દુઃખી છું, કારણ કે એમ વિચાર કરતાં, કે, હિંદુસ્થાનથી જર્મનીમાં જવા માટે દરેક પત્રને ત્રણ અઠવાડિયાં લાગે છે, આ સમય બહુ ટુંકો કહેવાય. વિજયધર્મસૂરિનાં જીવન-ચરિત્રનાં પુસ્તકો વાંચતાં મને ખાતરી થાય છે કે આચાર્યજીની ઓળખ, બહુ લાંબા સમય પહેલાંથી નહિં કરવાથી મને બહુ નુકસાન થયું છે. તેઓશ્રીએ લખેલા કાગળો, બાયોગ્રાફરોએ લખેલી વાતોને ટેકો આપતા હતા. જો કે તેઓ મને બિલકુલ ઓળખતા નહિં હતા, છતાં તેઓ મને, જે વખતે, એમની સાથે સારા નસીબે સંબંધ થયો હતો, તે સમયથી મને મારા અભ્યાસમાં મદદ કરવાને તૈયાર હતા.

મને જૈનધર્મ અને જૈનફિલોસોફી ઉપર બહુ પ્રેમ છે અને વિજયધર્મસૂરિના સબંધથી મે પુરાણા અને નવીન જૈનગ્રંથોનો વધારે અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો હતો. હું વિના સંકોચે કહી શકું કે જૈનગ્રંથો વાંચતાં અને શોધતાં જેટલો આનંદ મને હવે લાગે છે, તેટલો આચાર્ય મહારાજની પ્રકાશવાળી મહાનુભૂતિ વિના કોઇવાર ન્હોતો આવ્યો અને મને આશા છે કે આ વિષયમાં વધારે ઊંડા ઉતર્યા પછી હું જૈનધર્મ અને જૈનસાહિત્યની શોધખોળ સબંધી કંઇક કામ કરવા સમર્થ થઇશ.

આચાર્યશ્રીનું અવસાન સાંભળીને મને બહુ દુઃખ થયું છે, અને જ્યાં સુધી હું કામ કરવા સમર્થ રહીશ, ત્યાં સુધી એમના સ્મરણને માન આપીશ.

૩૦-૩-૧૯૨૩

ડૉ. જે. નોર્બલ.
બર્લિન યુનિવર્સિટી

છે, તે બધનોથી મુક્ત હતા, છતાં તેઓ ઝીણામાં ઝીણા વિષયની અંદર ઉતરતા હતા, અને દરેક વિનતિનો, મહેરબાનીપૂર્વક ઉત્તર આપતા હતા. જો કે એમની દષ્ટિ, ઊચા અને સનાતન સત્ય તરફ જતી હતી, છતાં તેઓ જેવી બારીક ચીજો તરફ પણ બેદરકારી નહિં બતાવતા હતા, કે જે વડે કરીને સ્કોલરો કિંમતી જ્ઞાન ભેગું કરે છે. સક્ષેપમા તેઓ વિદ્-ત્તાના ક્ષેત્રમાં એક મોટા કામ કરનારનો આદર્શ ખડો કરતા હતા. પરન્તુ તેઓએ મોકલેલાં પુસ્તકોમાંના એકમા એમનો ફોટો છે. તે જોતાં મને લાગે છે કે એમના મુખ ઉપર એક એવો ભાવ છે કે જે પાશ્ચાત્ય લોકોમા ભાગ્યેજ દેખાય છે. તેઓ પેલા માણસોમાંના એક હતા, કે જેઓ, જો કે હજી આ સંસારમા રહેલ અને બીજા માણસોની માફક માનુષીય રોગોથી પીડાએલ છે, છતાં, એક બહુ ઊચા લોકથી અવતર્યા હોય, એમ સ્પષ્ટ જણાય છે. જાણે તેઓએ માત્ર આપણને, જીવનના એક વધારે ઊંચા આદર્શનું ઉદાહરણ આપવા માટે અને જે વિચારો ઘણા માણસોના જ્ઞાનથી બહાર છે, એવા વિચારો જાહેર કરવા માટે આપણી પાસે આવવાની ફરજ ન કરી હોય, જે જે લોકો એમના સમાગમમા આવ્યા છે, તે બધાઓ એમનુ મ્હોઢુ અને અપૂર્વ વ્યક્તિ-ત્વ ભૂલી જાય, એ બનવાજોગ નથીજ

ડૉ. એચ ત્સિમર
હેડલબૅર્ગ યુનિવર્સિટી.

૨૯-૫-૧૯૨૩

૪

ગુરૂમહારાજના અવસાનની ખબર મને વજ્રાઘાત જેવી લાગી. ડૉ. થોમસ, અને 'ટાઈમ્સ'દ્વારા મને તેની સૌથી પહેલા ખબર પડી હતી. અને પછી મને તમારા પત્ર વડે કરી તેનો બરાબર સમય માલૂમ પડ્યો. એમના મોટાં અને સુદર કામોનું સ્મરણ, કે જેની યાદગીરી જરૂર આ કલ્પથી વધારે વખત રહેશે, તેનાથી અમને જે ભરોસો મેળવવાનો

છે, તે સંબંધમાં તમે લખ્યું છે તે બિલકુલ ઠીક છે. મારા માટે તેઓ હમેશાં પરમ પૂજ્ય અને સરળ મિત્ર તરીકે હતા. એમની મહેરબાની ભરી સહાયતાનો હું બહુ આભારી છું. છતાં પાશ્ચાત્ય લોકોની દૃષ્ટિએ મૃત્યુ, એક બહુ ભયંકર અને રહસ્ય યુક્ત ચીજ છે. કારણ કે તેઓ બરાબર નથી જાણતા કે મૃત્યુ, એ માત્ર નવા જીવનનો એક દરવાજો છે. અને, કારણ કે જેટલી ધૃણા, સંપૂર્ણ નાશને માટે આત્મા અનુભવે છે, તેની ધૃણા બીજી કોઇ ચીજને માટે નથી. સર્વથા નાસ્તિક, એવા લૌકાયતિક ( કે જેમનાથી કમનસીબે આજકાલ યુરોપ ભરેલ છે અને એમાં મારો પોતાનો દેશ પણ અપવાદ નથી. ) લોકો પણ આ વસ્તુ ( મૃત્યુ ) સંબંધી વ્હેમ રાખે છે. મને એમ લાગે છે કે–જે પુરૂષનું માહાત્મ્ય ખરેખર સનાતન છે, તેની સ્તુતિ કરવા માટે મારો લઘુ અવાજ અસમર્થ છે. જે ખરેખર મ્હોટા મહાત્માએને આ નવીન યુગમાં જૈન સંઘે ઉત્પન્ન કર્યા છે, તેમાંના એક આદર્શ તરીકે હું સ્વર્ગવાસી ગુરૂ મહારાજને સમજું છું. કે જેમની અંદર હું, સાધુત્વ અને વિદ્વત્તાના મિશ્રણરૂપી સૌથી ઉંચું માનુષીય આદર્શ–તત્ત્વ જોઉં છું.

૨૪–૩–૧૯૨૩ —ડૉ. જે. શારપન્ટીયેર
યુનિવાર્સિટી ઓફ ઉપસાલા. સ્વીડન.

૫

મારા ઊંડા શોકના ઉચ્ચારણની આવૃત્તિ કરવી એ મને ઉચિત નથી લાગતું. બહારના માણસ તરીકે હું ધારૂં છું કે આચાર્યશ્રીનું મૃત્યુ સમસ્ત જ્ઞાન–વિજ્ઞાનને માટે અને હિંદુસ્થાનના ધર્મોના અભ્યાસીઓના પરસ્પર મેલાપને માટે એવું નુકસાન છે કે જેની ખોટ કદિ પૂરી શકાય તેમ નથી.

૨૧–૧–૧૯૨૩ ડૉ. ઓ. લ્હાઇન.
પ્રાગ યુનિવર્સિટી–ચેકોસ્લોવેકિયા.

૬

તમારા ગુરૂજી, કે જેમની મૂર્ત્તિ બનાવવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું, અને જેમના સંબંધમાં મારા ભાણેજ ડો. ટેસીટોરીએ બહુ પ્રશંસા અને ભક્તિ ભાવપૂર્વક વર્ણન કરતા હતા, તેમના અવસાનના ખબર આપતા તમારા પત્રથી હું બહુ દિલગીર થયો છું.

૨૫-૧૧-૧૯૨૨

પ્રો. એ. મિસ્તુસી
રોમ ( ઇટલી )

૭

તમારો તા. ૧૩ મી સપ્ટેમ્બરનો પત્ર, કે જેમાં તમારા માનનીય ગુરૂ મહારાજશ્રી વિજયધર્મસૂરિના અવસાનના ખબર છે, તે મને મળ્યો અને હું બહુ ખુશી થયો છું. એમને મળવા માટે હું કોઇવાર ભાગ્યશાળી નથી થયો, પરન્તુ મારા દેશના ઘણા લોકો, આ સાચા અને જગ પ્રસિદ્ધ વિદ્વાનની ખોટથી ઉત્પન્ન થયેલી દિલગીરીમાં મારી સાથે મળતા થયા હશે.

સર જોર્જ ગ્રીયરસન. કે. સી. આઇ, ઇ. પી એચ. ડી
૧૦-૧૦-૧૯૨૨ રાથફાર્નહેમ. કેમ્બર્લે. સરી. ઇંગ્લેંડ

૮

તમારા ગુરૂ મહારાજશ્રી વિજયધર્મસૂરિના અવસાનના ખબર મેં અત્યન્ત ખેદ સાથે સાંભળ્યા હતા. અને હું અંતઃકરણની ઇચ્છા ધરાવું છું કે તમો આ મહાન્ પૂર્વ-ગામીનાં કૃત્યોને જારી રાખશો.

૨૨-૧૦-૧૯૨૨

ડૉ. બી. ફેડેગૉન
અમસ્ટર્ડમ (હોલેન્ડ).

૯

તે પૂજ્ય સંત અને વિદ્વાન તમારા ગુરૂ આ દુનિયામાંથી ચાલ્યા જવાના ખબર તમારા પત્રથી મળતાં મને તીવ્ર દુઃખ થયું હતું. તેઓશ્રીના પ્રેમથી મને પ્રાપ્ત થયેલ જે પુસ્તકોની બે લાઇનો તેઓની યાદગીરી અહર્નિશ તાજી રાખે છે, તેની વચમાં પ્રો. કિલહોર્નના ફોટાની પાસે તેઓશ્રીનો ફોટો મારા વાચન રૂમમાં સ્થાપવામાં આવેલ છે. જેના તેઓ ઓ૦ મભાસદ હતા, તે જર્મન ઓરિયેંટલ સોસાઇટીના હાલના સેક્રેટરીને તેઓના અવસાનની ખબર મે પહોંચાડી છે.

૩-૧૧-૧૯૨૨ ડૉ ઇ. હુલ્ચ.
હાલે યુનિવર્સિટી.

૧૦

તેઓના અવસાનથી ફક્ત તેઓના મિત્રોને કે સ્વદેશીઓનેજ નહિ, પરન્તુ સમસ્ત વિશ્વના વિજ્ઞાનને એક ગંભીર ખોટ આવી પડી છે. તેઓ પશ્ચિમના વિદ્વાનો તરફ એટલા બધા માયાળુ અને સહાયક હતા, કે યૂરોપમાં અલભ્ય અને હિંદુસ્થાનમાં છપાવવામાં આવેલ કિંમતી પુસ્તકો માટેની તેઓની (યૂરોપીય વિદ્વાનોની ) માગણીમાં તેઓને મદદ કરવાને નિરંતર તત્પર રહેતા. મારે માટે તો હિંદુસ્થાનની કેલવણીનો ઇતિહાસ બહાર લાવવાના મારા પ્રયત્નોમાં તેઓની મદદને માટે હુ તેઓ પ્રત્યે હૃદયથી આભારી છું. એક વ્યકિત તરીકે અને એક વિદ્વાન્ તરીકે હું તેઓને માટે સર્વોત્તમ માનની લાગણી નિરંતર ધારણ કરતો રહીશ.

૧૭-૧-૧૯૨૩ ડૉ જે. જોલી.
વિર્ત્સબુર્ગ, યુનિવર્સિટી (બાવેરીઆ).

૧૧

તમારા પૂજ્ય ગુરૂમહારાજ શ્રીવિજયધર્મસૂરિના ચાલ્યા જવાના શોકભર્યા સમાચાર સાંભળતાં મને હૃદયથી દુઃખ ઉત્પન્ન થયું હતું. જે

, મને તેઓને મળી શકવાની તક બિલકુલ મળી શકી ન્હોતી, તો પણ તેઓના માયાળુ પત્રવ્યવહાર દરમીયાન તેઓના વિશાળ જ્ઞાનની તેમજ ઉચ્ચ ઉત્સાહ અને હૃદયના પ્રેમની કદર કરવાને શકિતમાન બની શકયો હતો. અત્યારે પણ, જો કે તેઓનો સ્થૂલ દેહ, તે એક ભૂતકાળની વાત થઇ પડી છે, છતાં, તેઓનાં કૃત્યો અને વિચારો સાથે, કોઇ પ્રકારે પરિચય પામેલના મનમાં, તેઓના ઉત્કૃષ્ટ ગુણો કાયમનો વાસ કરશે.

૨૦–૧૨–૨૨ ડૉ. એલ. ફિનો.

હૅનોઈ. (ઇન્ડોચાઇના)

૧૨

જ્યારે મને ખબર મળ્યા કે મહાન્ જૈનાચાર્યશ્રી વિજયધર્મસૂરિ, એક એવી વ્યક્તિ કે જેઓને માટે હું પોતેજ નહિં, પરન્તુ ઘણા જર્મન વિદ્વાનો અત્યન્ત પૂજ્ય ભાવ રાખતા હતા, અને જૈન ધર્મ સંબંધી તેમના લેખો અને તેમની પ્રવૃત્તિઓની ઘણીજ અનુમોદના કર્યા કરતા હતા, તેઓએ આ જગતને છોડયું છે, તે સાંભળીને મને ઘણો આઘાત પહોંચ્યો હતો. કમભાગ્યે મને તેઓશ્રીને મળવાનો અને તેમનો અંગત પરિચય કરવાનો આનંદ પ્રાપ્ત થયો ન હતો; તો પણ તેઓનાં પુસ્તકોમાંથી મેં જે કાંઇ વાંચ્યું છે તેથી અને, તેઓશ્રીના પત્ર વ્યવહારથી તેઓની સાથે સંબંધ રાખવા ઉપરથી કહી શકું છું કે તેઓ કેવા મહાન્ વિદ્વાન્ અને કેવા પ્રિય થઇ પડેલા હતા. હવે કલ્પનાથી મને વધારે દુઃખ થાય છે કે–તેઓશ્રીને મળવાનો સમય હવે અશકય બની ગયો છે. તેઓએ જૈનોના આગમો વિગેરે મારા ઉપર મોકલવાની કૃપા કરી હતી, કે જેથી હું શ્રીમહાવીરના ધર્મનો અભ્યાસ મૂલથી કરવા સમર્થ થયો છું. એટલા માટે હું તેમનો ખાસ આભારી છું. મારા પ્રત્યે તેમનો આભાર ખાસ મોટો છે. કારણકે એમની મદદ વિના તીર્થંકરોના સિદ્ધાન્તોનું વધારે ઉંડું અને યથાર્થ જ્ઞાન મેળવવાનું

જેઓની સહાનુભૂતિ હતી અને રસ લેતા હતા, તેઓને મદદ કરવાને કાયમ તત્પર રહેતા તેઓની સાહાય્ય વિના હુ **समराइच्चकहा** અને **पउमचरियम्** છપાવી શકયો ન હોત. તેમજ જૈનધર્મનો મારો અભ્યાસ હું કૃતેહ પૂર્વક આગળ વધારી શકયો ન હોત. તેથી હુ મારા બાકીના દિવસોમાં તેઓની યાદગિરીનો કાયમને માટે અંગીકાર કરીશ. તેઓની ખોટ, તેઓની સાથે ઓળખાણ થવાનો લાભ જેઓને પ્રાપ્ત થયો છે, તેવા હિંદુસ્થાનના, યૂરોપના અને અમેરિકાના તમામ વિદ્વાનોને તેવી જ રીતે જણાશે અને શોચનીય થઇ પડશે. જે પ્રજા તેઓને એક પવિત્ર પુરૂષ તરીકે પૂજ્ય માનતી હતી, તે સમસ્ત જૈનપ્રજાને આવા નામાંકિત આધ્યાત્મિક ગુરૂના અવસાનથી જે ઘણુ સખ્ત્ ુ દુખ અને શોક થયો હશે તેનો વિચાર હુ ખડો કરી શકું છું. અને જેઓને, તમોએ અત્યારે તમારા ઉપર આવી પડતા હિમ્મતવાન કૃત્યમાં આજ પર્યન્ત સાહાય્ય કરેલી છે, તેવા તમારા આચાર્યની ક્ષતિથી હું તમારી સાથે દુઃખી થાઉં છુ.

૧૬-૧૦-૨૨

ડૉ. એચ યાકોબી
બોન યુનિવર્સિટી (જર્મની)

૧૮

તમારા સર્વોત્તમ ગુરૂના અવસાનના ખબરે મને અત્યત દુખી કર્યો છે તેઓના સહધર્મીઓમાજ નહિં, પરન્તુ યૂરોપના વિદ્વાનોમાં પણ તેઓ પ્રખ્યાત હતા. જ્યાં સુધી હિંદુસ્થાનના સાહિત્યનો અભ્યાસ ચાલુ રહેશે, ત્યા સુધી સંસ્કૃત સાહિત્ય માટે તેઓની સેવાઓ કદી પણ વિસરી શકાશે નહિ,

૧૨-૧૧-૨૨

ડૅા. જે જોલ્લી.
પ્રો ઓફ સંસ્કૃત,
વિર્ત્સબુર્ગ યુનિવર્સિટી.

૧૯

મોટા અને માયાળુ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મ-સૂરિના અવસાનના ખબર સાંભળતાં મને બહુ દુઃખ થયું. વિલાયત છોડયા પહેલાં મેં મારા શિષ્ય ડૉ. સ્ટાઇન અને ચેકોસ્લોવેકીઅન કૌંસલ ડૉ. પેર્ટોલ્ડ દ્વારા આ દુઃખદાયક સમાચાર સાંભળ્યા હતા. એમના છેલ્લા તા. ૨૧ મી જુલાઇના કાગળમાં, આચાર્ય મહારાજે મને લખેલું કે એમની તબીયતમાં જરા સુધારો થયો છે અને તેઓ બિલકુલ સારા થશે, એવી આશા હતી.

ઘણા વર્ષો સુધી તેઓની સાથે પત્ર વ્યવહારમાં રહ્યા બાદ હું તેઓને જાતે મળવાના આનંદની રાહ જોઇ રહ્યો હતો. મારા કામમાં જોઇતાં ઘણાં અમૂલ્ય અને અલભ્ય પુસ્તકો મોકલવામાં તેઓની પરોપકાર બુદ્ધિ હું કદિ પણ વિસરીશ નહિ. એમના તા. ૧૫ મી માર્ચ ૧૯૨૧ ના પત્રમાં તેઓએ મને આ માયાળુ શબ્દો લખ્યા હતા કે " દરેક માણસે પોતાના સમકાર્યકારી માણસને મદદ કરવી જોઇએ, ખાસ કરીને આ સમયમાં, એ સ્વાભાવિક છે " અને તે પ્રમાણે તેઓ મદદ કરતા પણ હતા મારા હિંદુસ્થાનના સાહિત્યના ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં તેઓની તમામ સાહાય્ય માટે આચાર્ય તરફ મેં આભાર જાહેર કર્યો હતો. અફસોસ, જ્યારે મેં આ પ્રસ્તાવનાની પ્રુફ વાંચી ત્યારે મારે વધારવું પડયું હતું કે " જેઓનો આભાર માન-વાની હું ઇચ્છા ધરાવતો હતો, તેઓ આપણામાંથી અદૃશ્ય થયા છે." આચાર્ય વિજયધર્મસૂરિને, ફક્ત એક મહાન વિદ્વાન્ અને તેઓના સમાજના અગ્રેસર ધર્મગુરૂ તરીકે જ નહિં, પરન્તુ હિંદના તેમજ પશ્ચિમના વિદ્વાનોને વિદ્યાપ્રાપ્તિમાં હૃદય પૂર્વક સહાયક તરીકે અને યૂરોપમાં તેઓના સહાધ્યાયીઓને અર્પણ કરેલ મદદ વડે સંસ્કૃત વિદ્યાની સર્વોત્તમ સેવા બજાવનાર તરીકે પણ તેઓ કાયમને સારૂ એક પ્રૌઢ અને

મારાથી નહિં બન્યું હત. જૈન સાહિત્યના વિશાળક્ષેત્રમાં અવિશ્રાન્ત સશોધક તરીકે તેઓ એક હિંદુસ્થાનના આચાર્યની વિદ્વત્તા તથા પાશ્ચાત્ય ક્રિટીકલ પદ્ધતિઓનું સંમિશ્રણ કરતા હતા. એક તપસ્વી હોવા છતાં, તેઓ પ્રત્યેકની સાથે વાતચીત કરવામાં અને વિદ્વાનોના કામ તથા વિચારોમાં ભાગ લેવામાં તેઓ વ્યાવહારિક બુદ્ધિ પણ ધરાવતા હતા સમસ્ત મતો અને સર્વ દેશોના મનુષ્યોના અનન્ય માનની યોગ્યતા ધરાવનાર વ્યકિત તરીકે તેઓ મારા દિલમાં નિરંતર વાસ કરશે.

૪-૧૨-૨૨ ડૉ. એચ. ઍન. ગ્નાજેનપ

બર્લીન યુનિવર્સિટી.

૧૩

તેઓને ઓળખવાનુ મહદ્ભાગ્ય જે કોઇને પ્રાપ્ત થયું છે, તે સર્વને તેમના અવસાનથી સખ્ત ફટકો લાગેલ હોવો જોઇએ હુ જાણુ છું કે તમારા ગુરૂમહારાજ એક અસાધારણ વ્યકિત હતા અને તેઓએ અદ્વિતીય ગુણો પ્રાપ્ત કર્યા હતા

એન્ટોનીટા ટેસીટોરી.

૧૪

આ પૃથ્વીતળ ઉપરથી આચાર્યજીનુ અદૃશ્ય થઈ જવાનુ મે ઘણાજ શોક સાથે સાંભળ્યુ. જો કે હુ જાણુ છુ કે તમારો ધર્મ અંગત પ્રેમની લાગણી ધરાવવાની મના કરે છે, છતા મને ખાત્રી છે કે તેઓના સહવાસની ખામીથી દુઃખી થયા વિના રહેવું તે તમારા સર્વને માટે અતિ મુશ્કેલ છે. મને તેઓને મળવાની તક મળી હતી, તે માટે ઘણો આનંદ થાય છે, અને હુ તેઓને ફરી મળી શકીશ નહિં, તે માટે ઘણુ દુખ થાય છે તમે મને તારથી ખબર આપવાનુ યોગ્ય કર્યું અને હું તેની ઘણીજ કદર કરૂં છુ.

હોટેલ—શ્રીનગર ડૉ. એચ એમ જ્હોન્સન.

કાશ્મીર. ૬-૯-૨૨

૧૫

મને સાંભળવાને ઘણુંજ દુઃખ થયું છે કે તમારા બહુમાન્ય ગુરૂ અને પૂર્વગામીએ આ ક્ષણિક દુનિયાનો ત્યાગ કરી યશઃ શેષઃ પણું પ્રાપ્ત કર્યું છે.

૨૯ હેન્ડેલ સ્ટ્રાસે હાલે,
એ. એસ. જર્મની
૨૭-૧૦-૨૨

ડૉ. ત્સખરીઅસ.
પ્રો. ઓફ સંસ્કૃત
હાલે યુનિવર્સિટી.

૧૬

મારે કહેવાની જરૂર નથી કે શ્રીવિજયધર્મસૂરિના અવસાનના ખબર મળતાં મને અનહદ દુઃખ ઉત્પન્ન થયું હતું. ખરેખર, તમે મારો મર્હુમ ગુરૂમહારાજ સાથેનો પત્રવ્યવહાર જાણો છો, અને ફક્ત જૈન-ધર્મનો અભ્યાસ કરવા માટે મને પુસ્તકો મોકલતા, તેટલુંજ નહિં પરંતુ વધારે અંગત વ્યવહારમાં પણ તેઓ શિખામણ આપતા હતા. તમે ખાત્રી રાખશો કે જેઓ મને મદદ કરવા હમેશા તત્પર હતા, તેવા આ એક મહાન્ જૈનસંઘને હું કદી પણ વિસરીશ નહિ.

બર્લીન
૨૭-૧૦-૨૨

ડૉ. જે. નોબલ

૧૭

વિજયધર્મસૂરિના અવસાનના ખેદજનક ખબરે મને સખ્ત દુઃખ આપ્યું છે. લગભગ વીસ વર્ષ સુધી હું તમારા આચાર્યના સંબંધમાં રહેલ હતો અને ઘણા પ્રકારે તેઓની માયાળુપણાનો મેં અનુભવ લીધો છે. તેઓ એક ખરા મિત્ર અને પોતાની જાતને ઓળખાવતા, તેજ પ્રમાણે શુભેચ્છક હતા. અને જૈનધર્મના સાહિત્ય અને વિકાસને માટે

ગુણવાન્ સાધુ પુરૂષ તરીકે પણ તેઓની યાદગીરી પશ્ચિમમાં તેમજ પૂર્વમાં માનપૂર્વક ધારણ કરવામાં આવશે.

મુંબઈ ડૉ. એમ. વીન્ટરનીટસ.
૩૦–૧૧–૨૨ પ્રાગ યુનિવર્સિટી.

૨૦

મારા ગુરૂ પાસેથી પૂજ્ય આચાર્ય મહારાજ વિજયધર્મસૂરિના સ્વર્ગસ્થ થયાના ખબર સાંભળી, મારે તમોને અંતઃકરણનો દિલાસો મોકલવાની જરૂર પડી છે તેઓના ઉદાર અને પ્રૌઢ વિચારોને માટે મારી હમેશાં હૃદયની સહાનુભૂતિ હતી, અને તેને અમલમાં મૂકવા માટે તેઓનો દૃઢ ઉત્સાહ તેમજ તેઓનું અદ્વિતીય વ્યક્તિત્વ, કે જેમાં મનની વિશુદ્ધતા, હૃદયનો પ્રેમ, અને પ્રતાપી ઉત્સાહનું આલ્હાદજનક સમ્મેલન થયું હતું, તેવા વ્યક્તિત્વની હું હમેશા પ્રશંસિકા હતી, અને હું ધારું છુ કે તે વ્યક્તિત્વ આપણા સર્વને માટે આદર્શરૂપ થવું જોઇએ. તેમની ભાવના તમારા અને તમારા ગુરૂબંધુઓમા હમેશાં સજીવ રહે, અને મનુષ્ય જાતિને માટે સુખરૂપ થાય, એવી હું આશા રાખું છું.

લીપ્ઝીગ ( જર્મની ) ડૉ. શાર્લોટ ક્રૌઝે.
તા. ૨૫–૯–૨૨ લીપ્ઝીગ યુનિવર્સિટી

મેં તેઓના મૃત્યુ સંબંધી લાંબુ વિવેચન લખ્યું હતું, જે હું તે રીવ્યુના બહાર આવતાં મોકલીશ, પ્રો બેલોની ફિલિપ્પી, બીજું તેવુંજ લખાણ તૈયાર કરે છે., આટલી બધી ફતેહપૂર્વક રીતે તેમનાથી શરૂ કરવામાં આવેલ કામ તમો જારી રાખશો. તેની મને ખાત્રી છે.

રોમ ડૉ. જી. તુચ્ચી

૧૮-૯-૨૨

૨૨

તમોએ સહન કરેલ નુકસાન માટે જે અગાધ દુઃખ હું અનુભવું છું, તે હું ભાગ્યેજ વર્ણવી શકું તેમ છું. તેમના જવાથી મેં પણ એક માયાળુ, નિખાલસ, અને નિઃસ્પૃહી મિત્ર અને ગુરૂ ગુમાવેલ છે, અને તેનો હું હમેશને માટે વિલાપ કરીશ. મને ભરૂસો છે કે તેઓના મુખ્ય શિષ્ય અને વારસ તરીકે તમારા ઉપર આવી પડતી ફરજો, મનુષ્યના માથે આવેલી વ્યથાને રૂઝવવાની તમોને જરૂર શકિતમાન કરશે.

૧૭ એન્ડર્લેર સ્ટ્રાસે. ડૉ. હેલમૂથ ફોન ગ્લાજેનપ

બર્લીન

તા. ૯-૧૦-૨૨

૨૩

મને તમારા ઘણા માનનીય ગુરૂ વિજયધર્મસૂરિના અવસાનના ખબર આપવા માટે હું તમારો ઘણો જ આભાર માનું છું. જો કે મેં તેઓને કદી પણ જોયા ન્હોતા, છતાં પણ મેં એક વ્હાલા મિત્ર ખોયા હોય, એમ મને લાગે છે ! તેઓના પત્રો પરોપકાર બુદ્ધિ અને સહાનુભૂતિથી ભરપુર હતા, અને તેઓથી લખાએલી દરેક લીટીથી પુરવાર કરવામાં આવતા જન સમાજને માટે તેઓના વિશ્વવ્યાપી પ્રેમથી હું હમેશાં ચકિત થઇ જતો. જૈનધર્મની શોધ ખોળ અને તેને યથાર્થપણે

સમજાવવાને માટે તેમજ જિનથી પ્રકાશિત કરાએલ ગૌરવવાન્ સંયોગ પ્રચારને માટે તેઓ જે ફતેહ મેળવવાને શક્તિશાળી થયા છે તે આશ્ચર્યજનક છે

પૂર્વકાલના અભ્યાસમાં પૂર્વ અને પશ્ચિમનો સહકાર એજ અમારા સર્વના મનાવનાર તેઓના વિચારની વિશાળતાનો વિચાર કરવામાં અમો-હિંદી નહિ હોવા છતાં હિંદુસ્થાનને ચાહનાર-ઘણોજ આનંદ પામીએ છીએ આપણા સર્વને માટે આવી પડેલુ નુકસાન કેટલુ ભારી છે, તેનો વિચાર કરતા મને તીવ્રપણે લાગી આવે છે પરન્તુ તેઓનુ કામ આગળ ચલાવનાર તમારા જેવા બાહોશ શિષ્ય મૂકી ગયા છે, તે વિચારથી મને કાંઈક દિલાસો મળે છે. મર્હુમ ગુરુ અને તેઓના અનુયાયીઓ જેવી વ્યક્તિઓનોજ ઉપકાર છે કે હિંદુસ્થાન ધીમે ધીમે તેના ચૈતન્યપણાને પ્રાપ્ત કરવાના રસ્તા તરફ પાછુ વળતુ જાય છે. અને હિંદી મનો-વ્યાપારની પ્રાચીન ભાવનાઓ તેમજ અવિનાશી સત્યનો નિઃસ્વાર્થી અમર દુનિયા સમક્ષ એક દિવસ ઝગઝગતી રીતે પ્રકાશશે જે બી તેઓએ વાવેલ છે, તેના ભવિષ્યના દિવસોમા ફણગા ફૂટશે, અને ફળ ધારણ કરશે

ઉસ્લૂ પ્રો ડૉ સ્ટેનકોનોફ
૧૧-૧૦-૨૨

૨૪

મારા માનનીય મિત્ર શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય વિજયધર્મસૂરિના અવસાનના ખબરથી મને અત્યત ખેદ થયો હતો. મારા જૈન અભ્યાસ પ્રત્યે તેઓની માયાળુ સાહાય્યના પુરાવા તરીકે અને તેઓનું વિશાળજ્ઞાન અને નિઃસ્વાર્થ ભાવનાની સાબીતીઓ તરીકે હું તેઓના પત્રો સગ્રહી રાખુ છુ. પશ્ચિમ અને હિંદુસ્થાનના જ્ઞાનની વચ્ચે સંયોજક સાંકળ તરીકે

તેઓએ જૈનધર્મના જર્મન મિત્રોને જે સેવાઓ અર્પણ કરી છે, તે શ્રેષ્ઠ છે. અને સાભારપણે યાદગિરીમાં ધારણ કરવામાં આવશે.

હામ્બુર્ગ ( જર્મની ) પ્રો. ડૉ. વાલ્ટેર. શુબ્રિંગ.
૨૦-૧૧-૨૨

૨૫

મનુષ્ય જાતિના કલ્યાણ કર્તામાંના એક મહારાજ શ્રીવિજયધર્મ-સૂરિના અવસાનના સમાચાર જણાવતો તા. ૧૧ સપ્ટેમ્બરનો તમારો માયાળુ પત્ર ગઇ કાલે અહિં પહોંચેલ છે. આ શોકજનક ખબર સાભળવાને મને ઘણું દુઃખ થયું છે. અને જો કે તમો ખરેખર કહોછો તે પ્રમાણે, જે કામ તેઓએ તેમના જીવન દરમીયાન કરેલું છે, તે કાયમને માટે ટકી રહેશે, છતાં પણ અત્યારથી તેઓના આધ્યાત્મિક શિક્ષણની ખામી જેઓને લાગી હશે, અને જેઓ તેઓની સાથે નિકટ સંબંધમાં આવેલા છે, તેઓને મારો અંતરનો દિલાસો પ્રદર્શિત કરવાની ઇચ્છા રાખું છું.

૮૪ શેલગેટ રોડ એચ વોરન.
બેટરસી, લંડન
૪-૧૦-૨૨

૨૬

પૂજ્ય ગુરૂમહારાજ શ્રીવિજયધર્મસૂરિના અવસાનના સમાચાર આપતો તમારો તા. ૧૩ સપ્ટેમ્બરનો પત્ર મને ઘણા દુઃખ સાથે મળ્યો છે. મને તેઓને મળવાનો લાભ પ્રાપ્ત થયો ન્હોતો, પરન્તુ વિશ્વવ્યાપી કીર્ત્તિવાળા એક પરિપકવ અને જ્ઞાની વિદ્વાનની ખોટ માટે વિલાપ કરવામાં મારા સાથે આ દેશમાં ઘણા માણસો જોડાશે.

૧૦-૧૦-૨૨ ડૉ. ઇ. એડજેર્ટન.

૨૭

તમારા તા. ૧૬ મી સપ્ટેમ્બર ના પત્રથી મહારાજ જૈનાચાર્ય વિજયધર્મસૂરિના મૃત્યુના ખબર જાણતાં ખરેખર હું ઘણોજ દિલગીર થયો છું. તેઓ પવિત્ર જીવન ગાળતા હતા, મારો દિલાસો સ્વીકારવા મહેરબાની કરશો અને તેઓના બીજા અનુયાયીઓને મારા દિલાસાનો સંદેશ પહોંચાડશો.

લંડન — સર ઇ જી. કોલ્વીન

તા ૧૪-૧૦-૨૨ — ભૂતપૂર્વ એ. જી. જી. રાજપુતાના.

૨૮

મારે કહેવાની જરૂર જ નથી કે મને તે પુણ્યાત્માના મૃત્યુથી ઘણીજ દુઃખદાયક અને ઊંડી અસર થઇ છે મને એટલાં બધાં કિંમતી પુસ્તકો અને હમેશાં જ્યારે જરૂર પડે ત્યારે તેઓનો બોધ આપવામાં તેઓના પ્રેમથીજ હું તેઓના ઘણા ઊંડા ઉપકારમાં આવેલ છું, એમ નથી, પણ તેઓ હિંદુસ્થાનના સર્વોત્તમ વિદ્વાન્‌માંના એક હતા કોઇ પણ વિદ્વાને જૈનધર્મ સબંધી સત્ય હકીકતનો ફેલાવો કરવામા તેઓના કરતાં વધારે કર્યું હોય, તેમ હું માનતો નથી. અને તેમજ તેઓ આબેહૂબ વૈજ્ઞાનિક અને વિદ્વત્તાભરેલી પદ્ધતિસર કામ કરનાર એક વ્યક્તિ હતા. તેઓએ શિલાલેખોનો સંગ્રહ કર્યો હતો, અને સંસ્કૃત તેમજ ગુજરાતી ગ્રંથોની સર્વોત્તમ પ્રતો બનાવી હતી. અને મને વિશ્વાસ છે કે ફકત શ્વેતામ્બરોને નહિં, પણ ઘણે ભાગે ગુજરાતીઓને અને વળી જેઓને અભ્યાસમાં તેઓ સહાય કરતા તેવા તમામ વિદ્વાનોને પણ તેઓની પવિત્ર યાદગિરી રહેશે. મારે માટે તો, મારા અભ્યાસ ગૃહમાં તેઓની છબી લટકાવવામાં આવી છે, એવા તેઓને હું મારા સર્વોત્કૃષ્ટ કલ્યાણકારી-માંના એક તરીકે મારી કૃતજ્ઞતા ઘણીજ ઊંડી અસરથી નિરંતર યાદ કરીશ.

લાઇપ્ઝિગ

૬-૮-૨૨ — ડૉ. યોહન્નેસ હેર્ટેલ

૨૯

મારા પૂજ્ય મિત્ર શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય વિજયધર્મસૂરિનું અવસાન સાંભળીને મને દુઃખ થયું છે તેઓશ્રીએ લખેલ પત્રો, તેઓનું વિશાળ જ્ઞાન અને નિષ્કપટી સ્વભાવ તેમ, તેમણે મને જૈન અભ્યાસનો સંબંધ કરાવનાર એક સાંકળ તરીકે જે સેવા, તેમણે ખાસ કરીને જર્મન વિદ્વાનોને માટે કરી છે, તે અત્યન્ત મહત્વની છે અદ્વિતીય છે. અને તેની યાદ આભારપૂર્વક હમેશાં તાજી રહેશે.

હેમ્બુર્ગ ડૉ. ડબલ્યુ. શુબ્રિંગ
૩–૧૧–૨૨

૩૦

તમારા આચાર્યનું અવસાન બહુ દિલગીરી ભરેલું છે અને તેથી મને અત્યત દુઃખ થયું છે. તે પુણ્યાત્મા એક સુપ્રસિદ્ધ વિદ્વાન્ અને ખાસ કરીને સાહિત્યના અભ્યાસના મહાન્ પ્રચારક હતા. તેઓશ્રીને માનવંતા સભાસદની પદવી આપીને જર્મની અને ઇટાલીની સુપ્રસિદ્ધ ઓરિયેંટલ સોસાઇટીઓએ પશ્ચિમની દુનિયામાં કબૂલ કરેલ છે. હિંદુસ્થાનના વિદ્વાનોની માફક યૂરોપના વિદ્વાનો તેઓના અત્યંત ઋણિ થયા છે. તેમનુ નામ અમર રહેશે. અને તેમના વારસને તેમના કરતા ચઢીયાતુ થવું સહેલુ રહેશે નહિ

ગોડેસબેગ –બોન ડૉ ડબલ્યુ. કીરફેલ
તા. ૨૦–૧૧–૨૨

૩૧

મારા વ્હાલા અને માનવંતા મિત્ર અને તમારા પૂજ્યગુરૂના અવસાનના ખબર લાવતા તમારા તારથી હુ અત્યત દુઃખી થયો હતો. આવા પૂજ્યગુરૂ અને ધર્માધિકારીથી વિમુક્ત થવાના શરૂઆતના વખતમાં

તમોને અને તમારા સર્વ મિત્રોને જે આઘાત લાગ્યો હશે, તેની હું કલ્પના કરી શકું છું.

ઇન્ડીયા ઓફીસ—લંડન, ડૉ એફ ડબ્લ્યુ. થોમસ

૬—૯—૨૨

૩૨

તમારા પૂજ્ય ગુરૂમહારાજના અવસાનના ખેદજનક ખબરનો તાર મળતાજ મે લખેલ પત્ર તમોને જરૂર મળી ગયો હશે તે ખબર મને આઘાત સાથે મળ્યા હતા. કારણ કે—જે મિત્રતાનુ માન તેઓએ મને પ્રાપ્ત કરાવ્યુ હતુ તે મિત્રતાનો ઘણા વર્ષો સુધી લાભ લેવાની મે આશા રાખી હતી.

ઇંડિયા ઓફીસ લાયબ્રેરી, ડૉ. એફ ડબ્લ્યુ થોમસ

લંડન, તા ૨૮—૯—૨૨

૧

# શ્રી વિજયધર્મસૂરિઃ

## (લેખક—ડૅા. સ્ટેન કૅાનોફ. ઇસ્લુ-નોર્વે)

જે સમાચાર મને હિંદુસ્થાનથી મળ્યા છે, તે પ્રમાણે આ વર્ષની ૫ મી સપ્ટેમ્બરની પ્રાતઃકાળમાં તેઓએ છેલ્લો શ્વાસ નાખ્યો છે. તેમનું નામ યૂરોપીયન વિદ્વાનોમાં સુપ્રસિદ્ધ હતું કે જેઓમાંના ઘણા તેમને પોતાના અંગતમિત્રોમાંના એક ગણતા હતા. જે જે લોકોને તેમની સાથે કંઇ પણ જાતનું કામ પડતું, અને તે ઉપરાન્ત જે જે જૈનીઝમ અને આધુનિક હિંદુસ્થાનના ધર્મની પ્રગતિમાં ભાગ લેતા હતા, તે બધાઓ, એમના અવસાનના સમાચાર બહુ દિલગીરી પૂર્વક સાંભળશે. તેઓ ડૅા. એફ. ડબલ્યુ. થોમસની સાથે સમ્મત થશે કે જેઓ, મિ. ઓ જે સુનાવાળાએ લખેલ મહાત્માના જીવનચરિત્રની પ્રસ્તાવનામાં આમ લખે છેઃ—

"આ પુસ્તકમાં વર્ણન કરેલ અગત ગુણ, એમના ચરિત્રનો અદ્વિતીય પ્રભાવ, એમની ગંભીર શ્રદ્ધા, એમની મહાત્માને યોગ્ય મહેરબાની અને મૃદુતા, કે જે આ મહાત્માને માટે લક્ષણભૂત છે, આ ગુણોની અપેક્ષા ન રાખીએ તો પણ એમની સરળતા અને ઉદાર દૃષ્ટિ, એમના સૌથી વધારે વિશિષ્ટ લક્ષણ તરીકે પસંદ કરીએ એમનાં કામો બહુવિધ હતા. એટલુંજ નહિં, પરન્તુ તેઓ પાશ્ચાત્ય વ્યકિતયો અને પાશ્ચાત્ય પદ્ધતિયોનું હાર્દિક સમ્માન કરતા હતા. કારણ કે તેઓ ઘણી રીતે વિદ્વાનોના કામમાં મદદ કરતા હતા, અને પોતે તે વિદ્વાનોના ક્રિટીકલ સિદ્ધાન્તો સ્વીકારતા હતા. એવી રીતે તેઓ જૈન ધર્મ અને પાશ્ચાત્ય સભ્યતાની વચમાં એક સાચા દલાલ તરીકે કામ કરતા હતા. અને બીજી બાજૂમાં તેમની પોતાની શોધખોળ સૌથી ઉચી મંડળીમાં

પ્રશમક નીવડી હતી એનું પ્રમાણ એ છે કે તેમને ઘણી સોસાઇટીઓના મેમ્બર બનાવવામાં આવ્યા હતા, અને મહત્વયુકત બિરૂદો આપવામા આવ્યાં હતા. છતા એમ ન સમજવું જોઇએ કે તેઓ પોતાના ધર્મની અંદર સ્થિર નહિં હતો. ઉલ્ટુ, બહારની સભ્યતાઓ જોઇને, તેઓ પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધામાં વધારે મજબૂત થતા હતા. "

સ્વર્ગસ્થ આચાર્યમાં, જન્મથી આવા ધર્મગુરૂ થવા માટેના લક્ષણો નહિં હતા તેઓ કાઠીયાવાડમાં આવેલ મહુવાના એક સાધારણ વૈશ્ય કુટુબમા ઉત્પન્ન થયા હતા અને મૂલથી એમનુ નામ મૂલચદ હતુ તેઓ ૪ સ ૧૯૬૮ માં જન્મ્યા હતા એમના પિતા રામચદ્રને ૩ છોકરા ને ૪ છોકરીઓ હતી છોકરાઓમાં મૂલચદ સૌથી નાના હતા. અને સ્વ૦ એલ. પી ટેસીટોરીના મત પ્રમાણે ( વિજયધર્મસૂરિ એ જૈનાચાર્ય ઓફ ધી પ્રેઝન્ટ ડે ભાવનગર ૧૯૧૯ ) એમના માબાપ આજ કારણથી એમની કેળવણી માટે જરા પ્રમાદ કરતા હતા. કઇક અપેક્ષાએ તેઓ 'કિપલિંગ' નામના અગ્રેજી કવિએ તેના જીવનચરિત્રનુ વર્ણન કરેલ છે, એ 'કિ' નામના છોકરાની માફક, એક રખડતા છોકરા તરીકે મ્હોટા થયા હતા. અને જ્યારે તેમના પિતાને લાગ્યુ કે– તેઓ કઇ કામ કરી શકે, ત્યારથીજ તેમને સ્કૂલમા મોકલવાને બદલે, પોતાની દુકાનમા રાખ્યા.

પરન્તુ આ છોકરાને કામ કરવુ બહુ નહિ ગમતુ હતુ જુગાર રમવામા તેઓ બહુ ઉત્સુક હતા અને ગમે તે પ્રસગ આવે તે પોતાની ઉત્સુકતાને સફળ કરતા, કે જે પ્રસંગે ઘણીવાર તેઓ ઘણા પૈસા ગુમાવતા હતા.

એક દિવસે, ઘણા પૈસા ખોયા પછી તેમને એમના પિતાનો ઘણો ઠપકો મળ્યો. તેમના જીવનમા જે કઇ ફેરફાર થયો છે, તેનુ કારણ

આજ હતુ જો કે એમને બરાબર કેળવણી નહિ મળી હતી, અને જો કે તેમનુ મન કઈક ગભીર વિચાર કરતા વધારે રમવામા તલ્લીન હતુ છતા એમના હૃદયમા **આધ્યાત્મિક સત્ય** માટે તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ હતી કે જે ઇચ્છાના કારણે હિંદુસ્થાનની સભ્યતાના જૂના વખતથી ઘણા યુવકો ઘરબાર છોડી દઇને આધ્યાત્મિક શોધમા નીકળી ચુકેલા છે.

તેઓએ લક્ષ્મી અને સસારની અનિત્યતા સંબધી વિચાર કરવા માડયો એથી એમને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સસારના રાગ-દ્વેષોને દૂર કરવાની ઇચ્છા વધારે તીવ્ર થઇ

અને છેવટે તેઓ ગુપ્ત રીતે ઘર છોડી ચાલ્યા ગયા, અને એવા ગુરૂની શોધમાં કે જેઓ તેમની ઇચ્છિત શાતિની શોધમા, ભાવનગર ગયા ત્યા મુનિરાજ વૃદ્ધિચદ્રજી બિરાજતા હતા, કે જેમના વ્યાખ્યાનોથી આમના દિલમા બહુ મ્હોટી અસર થઇ, તેમની આગળ આમણે વિનતિ કરી કે ' મને દીક્ષા આપો ' પરતુ એમના પિતાની અનુમતિ સિવાય, એમની વિનતિ સ્વીકારવાને તૈયાર ન થયા

રામચદ્ર ( પિતા ) એ ચાહતા ન હતા પરન્તુ છેવટે યુવકના આગ્રહથી તેમની વિનતિ માન્ય કરી અને ૧૨ મી મે ૧૮૮૭ એ દીક્ષા આપવામા આવી અને **ધર્મવિજય** નામ રાખ્યુ

પ્રારભમા આ યુવક સાધુ મા I ગોચરી પાણી લાવવામા સમર્થ હતા પરન્તુ ધીમે ધીમે અભ્યાસ કરવા લાગયા, અને એમના કેલવણીના અભાવથી ઉત્પન્ન થએલી મુશ્કેલીઓને જીતીને તેઓ સારી રીતે આગળ વધ્યા અને ધીરે ધીરે સસ્કૃત અને પ્રાકૃત કે જે જૈન સાહિત્યની પુરાણી ભાષાઓ છે તેમા સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું. બહુ ઉત્સાહ પૂર્વક તેઓ જૈન આગમના અભ્યાસમાં ઉતર્યા અને એની સાથે વાદ-વિવાદમા શકિત-વાન થયા અને એ સારા વ્યાખ્યાતા પણ થયા તેઓ એમના ગુરૂના

સૌથી વ્હાલા શિષ્ય થયા. અને જ્યારે ગુરૂજીએ કાળ કર્યો, ત્યારે ૧૮૯૩ માં વિચરતા સાધુ અને ધર્મગુરૂ તરીકે દુનિયામાં પ્રવેશ કર્યો.

આ વખતથી તેઓએ એક વિચરતા વ્યાખ્યાતા તરીકે જીવન શરૂ કર્યું. અને એમના વિહારમાં, જૈનસાધુઓના પુરાણા નિયમ પ્રમાણે ખાસ ચોમાસામાં સ્થિરતા થતી.

ધીરે ધીરે એમના મનમા એક કલ્પના ઉઠી કે હું મારૂં જીવન જૈનધર્મના પુનરૂદ્ધાર અને ફેલાવને માટે કરૂં. તેમણે સ્પષ્ટતાથી જોયું કે માત્ર વ્યાખ્યાન આપતા વિચરવું, એટલીજ જરૂરત નથી; પરન્તુ પુરાણા જૈન સાહિત્યનો અભ્યાસ કે જે લગભગ ભૂલી જવામાં આવ્યો હતો; તેમાં ઊંડા ઉતરવું, અને બીજાઓને પણ આ કામમા ભાગ લેવા તૈયાર કરવા અને તે માટે ઉત્તેજન આપવું. એ ખાસ જરૂરી છે.

આ લક્ષ્ય મનમાં રાખીને તેમણે ઇ. સ ૧૯૦૨ મા ગુજરાતમાં આવેલા માંડલમા 'યશોવિજય જૈન પાઠશાળા' નામની પાઠશાળા સ્થાપન કરી. પરન્તુ વધારે સંતોષકારક પરિણામ મેળવવા માટે તેમને એમ લાગ્યું કે 'એક સારા કેન્દ્રસ્થાનમાં રહીને કામ કરવુ, વધારે સારૂ છે.' અને તેથી આ કામ માટે તેમણે બનારસને ખાસ પસંદ કર્યું.

એમને ખબર હતી કે આ લક્ષ્ય સફળ કરવામાં મ્હોટી મુશ્કેલીઓ ઉપસ્થિત થશે. બનારસ, એ ઓર્થોડોક્સ ( સંકુચિત વિચારના ) હિંદુઓનું મુખ્ય સ્થાન હતું. અને સૌથી મ્હોટા પંડિતોના મત પ્રમાણે જૈનો ધર્મભ્રષ્ટ, અને નાસ્તિક ગણાતા. અને તેથી ધર્મવિજયજીના મિત્રોએ ત્યાં નહિં જવા માટે ઘણું કહ્યુ. પરન્તુ એમના મનમાં નિશ્ચય થયો હતો કે જવુંજ. તેથી ઈ. સ ૧૯૦૩ માં તેઓ બનારસ આવી પહોંચ્યા;

તત્કાલ તેઓએ, ખાસ કરીને એવી જગાઓમાં કે જ્યાં લોકોના ઘણાં ટોળાં ભેગાં થતા હતાં, ત્યાં જાહેર વ્યાખ્યાનો આપવાં શરૂ કર્યાં.

અને એમની વકતૃત્વ કલાથી હમેશા વધતી જતી એવી સાભળનારાઓની સંખ્યા આકર્ષિત થઈ સાભળનારાઓને જૈનધર્મી બનાવવા માટે મહેનત ન કરી. પરન્તુ પ્રારંભમાં એવી ખાતરી આપવા માટે પ્રયત્ન કર્યો કે જૈનધર્મના સિદ્ધાન્તો હિંદુ ધર્મના સિદ્ધાન્તોની સાથે મળે છે.

એમની વકતૃત્વ કળા અને સરળતા જીતી ગઇ. એમની કીર્તિ આખા શહેરમાં ફેલાઈ. અને મહારાજા કાશીનરેશે પણ એમને મહેલમા બોલાવ્યા. કે જ્યા રાજા અને વિદ્વાન્ પંડિતોની એ સભામા તેમણે જૈનધર્મના સિદ્ધાન્તો જાહેર કર્યા જે દ્વેષભાવ એમના માટે વિદ્યમાન હતો, તે જલદી દૂર થયો અને તેમણે હિંદુ ધર્મના મ્હોટા નેતાઓમા પણ મ્હોટુ માન મેળવ્યું.

એક ન્હાના ખડેરવાળી ધર્મશાળામા ૯ મહીના પસાર કર્યા પછી પોતાની પાઠશાળાને માટે એક ભવ્ય મકાન ગૃહસ્થો પાસે ખરીદાવ્યું કે જેને માટે મુબઇના ગૃહસ્થોએ જોઇતા પૈસા આપ્યા આ કૉલેજ ગમે તે ધર્મ અને ગમે તે જાતિના વિદ્વાનોને માટે ખુલ્લી હતી અને વિદ્યાર્થીઓની સખ્યા જલદી વધતી ગઇ બે વર્ષ પછી 'હેમચંદ્રાચાર્ય જૈન પુસ્તકાલય' નામનુ જૈન પુસ્તકાલય આ કૉલેજની સાથે ખોલવામા આવ્યું હતુ કે જેની સભાળ ધર્મવિજયના યોગ્ય શિષ્ય ઇન્દ્રવિજયજી રાખતા હતા ઇ સ. ૧૯૦૬ મા ધર્મવિજયજીએ, અલાહાબાદમા ભરાએલ કુંભ મેળાના પ્રસગે થયેલા 'સનાતન ધર્મ મહાસભા'નુ આમત્રણ સ્વીકાર્યું. આ પ્રસગે આખા ભારતવર્ષના વિદ્વાનો ભેગા થયા હતા અને તેથી ધર્મવિજયજીને પોતાના પ્રચાર કાર્ય માટે સારી તક મળી એમના ભાષણોની સારી અસર થઈ અને હિંદુઓમા જૈનધર્મ તથા જૈનતત્ત્વજ્ઞાન તરફ વધારે ઉત્સાહ જાગ્રત થયો

ચોમાસા પછી તેઓએ મગધ, કે જે જૈન ધર્મનું જૂનું સ્થાન છે, તે તરફ પ્રસ્થાન કર્યું. અને કલકત્તા સુધી વિહાર કર્યો, કે જે

પ્રસગે તેઓ નદીયા પણ ગયા અને ત્યાંના પ્રસિદ્ધ નૈયાયિકોની સાથે ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિવિધ પ્રશ્નો સબધી ચર્ચા કરી

ઈ સ ૧૯૦૮ માં તેઓ પાછા બનારસ ગયા, અને તેમની પહેલાંની મહેનત નકામી નહિ ગઈ હતી, તે તત્કાળ માલૂમ થયુ. કારણ કે ત્યા અત્યારે જરા પણ દ્વેષ ભાવ નહિ હતો, ઉલટુ પડિતોએ અત કરણથી એમનુ સ્વાગત કર્યું અને ૨૫ મી ઓગસ્ટે તેઓ 'યશોવિજય પાઠશાળા' નામની જૈન કોલેજમા બનારસના મહારાજાના પ્રમુખપણા નીચે ભેગા થઈને એમને શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય'નુ પદ આપ્યુ આ પ્રસગે એમનુ નામ **વિજયધર્મ** એ પ્રમાણે બદલાયુ અને **સૂરિ** પદ મેળવ્યુ

બનારસમા પશુઓ માટે એક હોસ્પીટલ, જેને પાંજરાપોળ અથવા પશુશાળા કહે છે, તે સ્થાપન કરીને ઈ સ ૧૯૧૧ મા પાછા ગુજરાત તરફ ચાલ્યા આગરામાં તેમણે એક પુસ્તકાલય અને એક ફ્રી ડીસ્પેન્સરી સ્થાપન કરાવવા માટે ઉપદેશ કર્યો અને સારૂ ફડ કરાવ્યુ અને ત્યાથી પણ કાઠીયાવાડમા આવેના પાલીતાણામા યશોવિજય જૈનગુરૂકુળ' નામની સસ્થા ખોલવા માટે બદોબસ્ત કર્યો.

વિદ્વાનોનો સહકાર વધારવા માટે તેઓ હમેશાં ઉત્સાહી હતા. અને આ વિષયમાં તેઓ પોતે આદર્શભૂત હતા. કારણ કે જે જે વિદ્વાનો એમની આગળ મદદ માટે વિનતિ કરતા, તેઓ તેમને મદદ આપવાને હંમેશાં તૈયાર રહેતા.

પાશ્ચાત્ય ક્રીટીકલ અને ઐતિહાસિક પદ્ધતિઓ દાખલ કરવી, તે તેમના જૈન ધર્મના પ્રચાર કરવાના લક્ષ્યને ઉપયોગી થશે, એવી એમની ખાતરી હતી. એમના પોતાના ધર્મ ઉપર તેમને જે શ્રદ્ધા હતી, એમાં કોઇ વાર પણ તેઓ ચલાયમાન નથી થયા, અને તેજ માટે જે જે શોધખોળથી જૈનધર્મનો ઇતિહાસ અને હિંદુસ્થાનનું ધાર્મિક જીવન વધારે સારી રીતે જાણી શકાય, તે શોધખોળનું તેઓ હમેશાં અનુમોદન કરતા અને ઉત્તેજન આપતા.

એક સંચાલક તરીકે, પાઠશાળાઓના સ્થાપક તરીકે અને વ્યાખ્યાતા તરીકે જે કામ વિજયધર્મસૂરિ કરતા હતા, તે ઉપરાંત જૈનધર્મના સિદ્ધાન્તો અને ઇતિહાસનું જ્ઞાન જેથી વધે, એવાં કામોમાં પણ તેઓ બહુ ભાગ લેતા હતા. એ દેખીતું છે. ઇ. સ. ૧૯૦૪ માં તેઓએ **યશોવિજયજૈનગ્રંથમાળા** નામની સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથોની સીરીઝ શરૂ કરી; કે જેમાં ઘણા મહત્ત્વના જૈનગ્રંથો જાહેરમાં આવ્યા, અને તે દ્વારા દુનિયાને ભેટ ધરવામાં આવી છે.

તે ઉપરાંત તેમણે પોતે જૈનધર્મ સંબંધી કેટલાક ગ્રંથો અને નિબંધો લખ્યા, હેમચંદ્રાચાર્યનું **યોગશાસ્ત્ર** એડિટ કર્યું, અને મેવાડમાં આવેલ દેલવાડા ગામ, કે જેમા પહેલાં ઘણાં જૈનમંદિરો હતાં, અને મ્હોટું નગર હતું, તે સંબંધી પણ વિદ્વાનોને માટે ખરેખર યોગ્ય, એવું એક આર્કયોલોજિકલ મોનોગ્રાફ ( પ્રત્નતત્ત્વ સંબંધી નિબંધ ) લખ્યું છે.

પરન્તુ મુખ્યત્વે તેઓ તીર્થંકરોના એક સંપૂર્ણ વફાદાર અનુયાયી

હતા, અને આ (તો ( જૈનધર્મ ) ઉદ્ધાર કરવો, એ એમના જીવનનુ મુખ્ય લક્ષ્ય હતુ ઇ સ ૧૯૧૧ થી હિદી અને ગુજરાતી ભાષામા છપાતા એક પાક્ષિકપત્ર દ્વારા, પોતાના પ્રિય કામની સફળતાને માટે તેમજ પોતાના શિષ્યોને જૈનધર્મની વધારે શુદ્ધ અને ઓજસ્વિતા તરફ લઇ જવા માટે તેઓએ પ્રયત્ન શરૂ કર્યો હતો આ પત્રમા છપાયેલ એમના મુખ્ય લેખો 'ધર્મદેશના' નામના એક ગુજરાતી ગ્રથમાં ભેગા કરવામા આવેલ છે તે જૈનધર્મનો એક સર્વસાધારણ ઉપદેશ-વિવેચન કરે છે

હવે એક વાત ખાસ કહેવા લાયક છે અને તે એ કે, શ્રીવિજય ધર્મસૂરિએ, હિદુસ્થાનના એક જૂના ધર્મના પુનરુદ્ધાર માટે જે કામ કર્યુ છે, તે કામ, આધુનિક હિદુસ્તાનમા તદ્દન અદ્વિતીય નથી, એટલા માટે કે આધુનિક હિદુસ્થાનમા જે જાગ્રતિ, અને પ્રયત્નો ચાલી રહ્યા છે એને માટે વિજયધર્મસૂરિજીનુ જીવન અને કામ અદ્વિતીય લક્ષણભૂત છે

અનુયાયી બતાવવામાં ગૌરવ સમજતા. અને એમ માલૂમ પડતું કે બીજાઓ પણ એ માર્ગનું અનુસરણ કરશે.

વીસમી શતાબ્દિમાં, હિંદુસ્થાનમાં યૂરોપીયન સભ્યતાની અસર થઇ છે, એ માનવાનાં અનેક કારણો છે. પરન્તુ હિંદુસ્થાનની સભ્યતાના આજ કાલના નેતાઓ એવી આશાયે નથી રાખતા અને એમ ચાહતા પણ નથી કે રાજનીતિના વિષયમાં કે સભ્યતાના વિષયમાં હિંદુસ્થાનમા પાશ્ચાત્ય અસર થાય. જે યૂરોપીયન પદ્ધતિયો, દેશી પદ્ધતિયો કરતાં વધારે સારી છે, તે પદ્ધતિયો સ્વીકારવામાં વાંધો નથી; પરન્તુ હિંદુસ્થાનના સંસ્કારો બગડે એવું તો ન થવું જોઇએ, એમ તેઓ માને છે. ઉલટું આ પદ્ધતિયો, માત્ર જે જે વિચારો વિગેરે ઘણી શતાબ્દિયો સુધી પરદેશીય લોકોની સાથે વ્યવહાર રાખતા વધારવામાં આવ્યા છે એવા વિચારોથી હિંદુસ્થાનની સભ્યતાને શુદ્ધ કરવામાં વાપરવી યોગ્ય છે.

હવે યૂરોપીયન અસરના સંબધમા આજ કાલ તો ઘણી જાગ્રતિ જોવાય છે. બીજા દેશોની તુલનામા હિંદુસ્થાનના લોકોને હવે આધ્યાત્મિક અને રાજનૈતિક દૃષ્ટિએ સ્વદેશાભિમાન જાગ્રત થયું છે 'પુનરૂદ્ધાર' એ દરેક ઠેકાણે સિદ્ધાન્તભૂત આજકાલ મનાય છે. અને આ સર્વસાધારણ ભાવનામાં સ્વર્ગવાસી વિજયધર્મસૂરિનુ વ્યકિતત્વ બરાબર સ્વસ્થાને લાગે છે. સ્વદેશી આદર્શ અને કામો તરફ, આધુનિક જાગ્રતિમાં તેઓ એક અસાધારણ કુશળ કામ કરનારા હતા, કે જેમના મનમાં હિંદુસ્થાનના પુરાણા તત્ત્વજ્ઞાનિયોએ પ્રરૂપેલ સત્ય મૌજૂદ હતું. અહિંસા અને પરોપકાર એ એમાની બીજી બાજુમા તેઓ જે અસાધારણ ઉત્સાહ રાખતા હતા, તેમાં કદાચિત્ ક્રિશ્ચીયાનીટીની અસર હશે, પરન્તુ મુખ્યત્વે તેઓ એક સાચા હિંદુસ્થાની લાગે છે અને જે ઉંચી જાતના આધ્યાત્મિક ગુણોથી હિંદુસ્થાનનુ નામ બધા સત્ય શોધનારાઓમાં પ્રિય થઇ પડયું છે, તે ગુણોના તો તેઓ એક પ્રતિનિધિ હતા.

હિંદુસ્થાનના જૈનોએ વિજયધર્મસૂરિના અવસાનથી એક ભારે નુકસાન અનુભવ્યું છે. અને તેઓના દુઃખમાં યૂરોપીયન મિત્રો ભાગ લે છે પરન્તુ જે કામ તેઓએ શરૂ કર્યું છે તે કામ માટે ઉત્તમ શિષ્યોને તેઓએ તૈયાર કર્યા છે, અને જેના હૃદયમાં તેઓએ, જે ઉત્સાહ ભર્યો હતો, તે શિષ્યો વડે કરીને આગળ ચલાવવામાં આવશે.

('એક્ટાઓરિયન્ટેલિયા 'માથી.)

૨

## વિજયધર્મસૂરિ.

(ડૉ. એફ ડબ્લ્યુ. થોમસ. ઇન્ડીયા ઑફીસ, લાયબ્રેરી લંડન.)

તા. ૫ સપ્ટેમ્બર ૧૯૨૨ ના દિવસે થયેલા વિજયધર્મસૂરિના અવસાનથી જૈનસંઘ તથા હિંદુસ્થાનની સમસ્ત પ્રજાને ન સુધારો થઇ શકે એવું અસહ્ય નુકસાન થયું છે. તેઓ સંપૂર્ણતાથી એક આચાર્ય તથા સાધુપુરૂષના પુરાણા આદર્શને પૂર્ણ કરતા હતા. અને રાગ-દ્વેષરહિત મહેરબાની અને ઊંડું જ્ઞાન, એ એમના માટે લક્ષણભૂત હતાં એવા ગુણોથી તથા તેમના જુદાં જુદાં કામો ને ઉદાર દૃષ્ટિથી તેમને એમની પોતાની સમાજમાં એક અસાધારણ પ્રતિષ્ઠા અને જૈનસમાજથી બાહર બહુમાન યુક્ત અનુમોદના મળી હતી. જો તેમનું આયુષ્ય હજુ

સહકાર, એ પણ આજકાલની પરિસ્થિતિમાં આકર્ષક છે. જૂનામાં કોઇ પણ જાતનો ફેરફાર કર્યા વિના આધુનિક વિચારો કેવી રીતે ગ્રહણ કરવા જોઇએ, એ બતાવનાર નેતૃત્વ, વિજયધર્મસૂરિના વ્યક્તિત્વમાં જૈનસમાજે પ્રાપ્ત કર્યું હતું. જો તેમનું આયુષ્ય લંબાયું હત તો આ વાત તેમણે સ્પષ્ટપણે બતાવી હત.

આ અસાધારણ પુરૂષનું જીવન, બે અંગ્રેજી ગ્રંથોમાં લખેલ વર્ણવામાં આવ્યું છે. ૧–"વિજયધર્મસૂરિ એ જૈનાચાર્ય ઓફ ધી પ્રેઝન્ટ ડે.' ડો. એલ. પી. ટેસીટોરી ભાવનગર ૧૯૧૭. ૨–વિજયધર્મ-સૂરિ હિઝ લાઇફ એન્ડ વર્ક by. એ. જે. સુનાવાલા. લંડન. ૧૯૨૨.) આ જીવન એક વિસ્તૃત નિબંધને માટે યોગ્ય છે. અહિં તો માત્ર સક્ષેપથી કંઇક લખીશ.

તેઓ ૧૮૬૮ મ કાઠીયાવાડમાં આવેલા મહુવામાં જન્મ્યા હતા. તેઓ વીસા શ્રીમાળી ગ્નાતિના રામચંદ્ર નામના વૈશ્યના પુત્ર હતા. આ **મૂલચંદ** નામનો છોકરો, ત્રણ છોકરા અને ૪ છોકરીઓના કુટું-બમાં સાથી ન્હાનો હતો. એની કેલવણી સંબંધી પ્રમાદ થયો હતો. અને તેની ન્હાની ઉમરથી જુગાર રમવાની ટેવ પડી હતી. એ જુગારમાં થયેલું મોટું નુકસાન અને તેના પરિણામે પિતાએ આપેલા ઠપકાથી જુગારનો મદ ઉતરી ગયે.. અને એક દિવસે તેઓ પ્રતિબોધ પ્રાપ્ત કરવાને માટે ભાવનગર ગયા. ત્યાં તેઓ વૃદ્ધિચંદ્રજી નામના જૈનસાધુનું વ્યાખ્યાન સાંભળીને એમને દીક્ષા લેવાનું મન થયું હતું. એમના માતાપિતાની અનુમતિ પ્રાપ્ત કરીને તેઓએ તા. ૧૨ મી મે ૧૮૮૭ ના દિવસે આ ઇચ્છા પૂરી કરી. આ પ્રસગે એમને **ધર્મવિજય** નામ મળ્યું. આ વખતે તેઓ માત્ર ૧૯ વર્ષની ઉમરના હતા. આ પછીનાં વર્ષોમાં તેઓ અભ્યાસ અને વ્યાખ્યાનમાં તલ્લીન રહ્યા, એવી રીતે કે જેથી વૃદ્ધિચંદ્રજી, એમના અંત્ય પ્રસંગે (૧૮૯૩) આ યુવાન ઉત્સાહીને

એમના સકસેસર (પટ્ટધર) તરીકે જાહેર કર્યા. સાધુઓના એક સમુદાયના પ્રમુખ તરીકે તેઓ, વ્યાખ્યાન કરતા કરતાં અને જૈનન્યાયનો અભ્યાસ કરતાં કરતા, કાઠીઆવાડ અને ગુજરાતનાં ગામડાં અને નગરોમા વિહાર કરવા લાગ્યા. એક ચોમાસુ તેમણે પોતાના ગામમા કર્યું, ત્યાં તેઓએ તેમના માતુશ્રી, કે જેઓ હમણા વિધવા હતાં, તેમને અને તેમના બીજા સગાઓને મળ્યા હતા પરંતુ સાધુ હોવાના કારણે તેઓ આ લોકોને ન ભેટી શક્યા, અને ન પ્રેમ બતાવી શક્યા વિજયધર્મસૂરિ, અનેક સંસ્થાઓના સ્થાપક થયા જેમાં પોતાના ગામમાં આ પ્રસંગે સ્થાપન કરેલી લાયબ્રેરી, એ સૌથી પહેલી સંસ્થા હતી અહિં તેમને એક એવો વિચાર ઉઠયો કે એક એવી પાઠશાળા સ્થાપન કરવી કે જેમા સંસ્કૃત પ્રાકૃત અને જૈનધર્મનો અભ્યાસ કરાવવામાં આવે

તે પછી ૧૯૦૨ માં ગુજરાતમા આવેલા માંડલમાં આવી સંસ્થા સંબંધી મંગલાચરણ કરવામા આવ્યુ કે જેનુ નામ 'યશોવિજય પાઠશાળા' રાખ્યુ. પરન્તુ ભવિષ્યને માટે ધર્મવિજયના મનમાં આનાથી મ્હોટી કલ્પનાઓ હતી અર્થાત્ બનારસ કે જયાં હિંદુ ધર્મનુ કેન્દ્રસ્થાન છે, ત્યા આ સંસ્થાને લઈ જવા માટે એમના બીજા સાધુઓની સાથે પગે ચાલીને રવાના થયા રસ્તામાં બહુ કષ્ટો

વિજયધર્મનાં વ્યાખ્યાનો અને ઉદારદષ્ટિ-વ્યવહાર કુશળતાથી ધર્માન્ધ લોકોનો દ્વેષભાવ મટી ગયો, અને બનારસ મહારાજાનું ધ્યાન તેમના તરફ ગયું. એટલે કે જેથી ઇ. સ. ૧૯૦૬ માં અલાહાબાદમાં ભેગી કરેલી એક વિદ્વાનોની ભવ્ય સભામાં ભાગ લેવાનુ આમંત્રણ એમને મળ્યુ. તે જ વર્ષે તેઓ મગધ ( એટલે ચૌથ બિહાર ) મા આવેલી જૈન તીર્થોની યાત્રા માટે રવાના થયા અને બગાલ સુધી ગયા. કે જ્યાંથી તેઓ કલકત્તા ગયા અને નદિયામાં આવેલા પુરાણા વિશ્વ વિદ્યાલયનો અનુભવ લેવા ગયા કાલીઘાટનુ દસ્ય જોઇને પશુ યજ્ઞની વિરોધમા **अहिंसादिग्दर्शन** નામનો એક હિદી ગ્રથ લખવાનુ કારણ મળ્યુ. બનારસમાં પાછા આવીને પોતાની કોલેજની સભાળમા લાગ્યા ત્યા તેમને ઇ. સ ૧૯૦૮ મા અસાધારણ માન મળ્યું. અર્થાત્ મહારાજાના પ્રમુખપણા નીચે વિદ્વાનોની એક મોટી સભામાં એમને ' શાસ્ત્ર વિશારદ-જૈનાચાર્ય ' નુ પદ મળ્યુ આ પ્રસગે એમનુ નામ ' વિજય ધર્મ ' રાખી, તેની સાથે ' સૂરિ ' ( અર્થાત્ મહા પુરૂષ ) શબ્દ જોડવામાં આવ્યો.

એવી એક પાજરાપોળ ( પશુશાળા ) અર્થાત્ પશુઓની હોસ્પીટલ તેમણે બનારસ છોડવા અગાઉ ( ઇ. સ ૧૯૧૨ પહેલા ) ખોલી, કે જે સસ્થાઓને જોતા લાબા વખતથી હિંદુસ્થાનમા મુસાફરી કરવા આવનારા યૂરોપીયન મુસાફરોને બહુ જિજ્ઞાસા ઉત્પન્ન થતી. વિજયધર્મસૂરિના જીવનના છેલ્લા અગીઆર વર્ષ સંબંધી અહિ માત્ર સક્ષેપમાં કઇક કહીશ

પશ્ચિમના હિંદુસ્થાનમા વિહાર કરતા તેઓ યુ૦ પી૦ માં પસાર થતા આગરામાં આવ્યા, કે જ્યા તેઓએ જૈન પુસ્તકાલય અને એક દવાખાનુ ખોલાવ્યું. રાજપૂતાનામાં પણ તેઓએ વિહાર કર્યો હતો, કે જ્યા ઘણાં જૂનાં જૈન મંદિરો, અને જૂના ભંડારો છે કે જેમાં પુસ્ત-

કાની બહુ ખરાબ સ્થિતિ થઇ ગઈ હતી. ત્યાં તેમણે એક જૈન લીટરરી કૉન્ફરન્સ ભેગી કરવાનું નક્કી કર્યું હતુ. તે સભા જોધપુરમાં ૧૯૧૪ માં આમંત્રિત થઈ હતી. અને જૈન ધર્મના એક યુરોપીયન અભ્યાસી પ્રો હર્મન યાકોબીની ઉપસ્થિતિથી શોભિત હતી. આચાર્યના છેલ્લા જીવનના દિવસો પશ્ચિમ હિંદુસ્થાનમાં ગુજર્યાં હતા, જ્યાં તેઓએ ઘણી સ્કુલો સ્થાપિત કરાવી હતી અને જ્યાં ગુજરાત અને રાજપૂતાનાની પ્રાચીન શિલ્પકલા અને પ્રાચીન ગુજરાતી રાસાઓ વિગેરે સબંધી એમનામાં ઉત્સાહ જાગ્રત થયો હતો. ઇ સ ૧૯૨૦ ના વર્ષમાં, કે જ્યારે આ પંક્તિઓના લેખકને, આચાર્યને મુંબઇમાં જોવાનું માન મળ્યું હતુ, ત્યારે તેઓ બિમાર હતા અને જ્યારે તેઓ ખાનદેશમાં આવેલા ધૂળિયા ગામમા હતા, ત્યારે પણ તેમની તબીયત નરમ હતી. છતાં તેઓ ૧૯૨૧ ના શિયાળામાં આગરા અને બનારસ તરફ, દષ્ટયુકત વિહારમા રવાના થયા પોતાના શિષ્યમંડળ સાથે તેઓ ઇંદોરમા આવ્યા હતા પરન્તુ ગ્વાલીયર સ્ટેટમાં આવેલા શિવપુરી ગામમાં આચાર્ય મહારાજની શારીરિક શકિત હીન થઇ હતી થોડા દિવસની બીમારી પછી, પોતાનો અંતકાળ નજીક આવ્યો છે, એમ જાણીને, તેઓ એક ઉંચા જૈન મહા ત્માને યોગ્ય સમાધિમાં બેસીને છત્રીસ કલાક પછી સ્વર્ગવાસી થયા. શિવપુરીમા એક સમાધિમંદિર, શ્રીવિજયધર્મસૂરિની યાદગીરિ માટે

શોધખોળના સંબંધમાં લખેલો નિબંધ છે. પરન્તુ સાચી વિદ્વત્તાથી ભરેલું તેમનું મુખ્ય કામ હેમચંદ્રાચાર્યના **योगशास्त्रनुं** એડીશન છે, કે જે ' બિબ્લીઓથેકા ઇન્ડિકા ' નામની ગ્રંથમાળામાં બહાર પડયું છે. **यशोविजय जैनग्रंथमाला** આ નામથી સ્થાપિત કરેલ સિરિઝ, કે જેમાં લગભગ ૮૦ જૈનગ્રથો બહાર પડયા છે, એ પણ એક વિશાળ કામ છે. આજ ખરેખર એમના કામોનું ઉત્તમ સ્મારક છે. અને જો આપણે વીશમી શતાબ્દિમાં, મૂલગ્રંથો અને ગ્રંથમાળાઓ છપાવવામાં, જે અદ્ભુત ઉત્સાહ જૈનોમાં જોઇએ છીએ, કે તેનું મૂળ કારણ બરાબર આપણે શોધી શકયા હત તો માલૂમ પડત કે આ બધું ઘણે અંશે શ્રી વિજયધર્મસૂરિના ઉદાહરણનું પરિણામ છે. એમના પ્રકાશિત પુસ્તકો અને એમનું વ્યક્તિત્વ યૂરોપીયન વિદ્વાનોને પરિચિત હતુ. અને તેઓ જર્મન તથા ઇટાલીયન એશિયાટિક સોસાઇયોના **ઓનરરી મેમ્બર** હતા. એમના મૃત્યુ પ્રસંગે લગભગ હિંદુસ્થાનના તમામ પેપરોમાં તેમના સબધી લેખો આવ્યા હતા. અને એમના માનની ખાતર તમામ સ્થળે હડતાલો પાડવામાં આવી હતી. એમના ભકત અનુયાયીઓ કે જેમાના સૌથી મ્હોટા ઉપાધ્યાય ઇંદ્રવિજયજી છે, તેઓ એમનું કામ અને એમની ભાવના આગળ ચલાવવા માટે પ્રયત્ન કરી રહ્યા છે.

( " જર્નલ ઑફ ધી રોયલ એસિયાટિક સોસાયટી ઑફ ગ્રેટબ્રીટન એન્ડ આયર્લેન્ડ "માંથી. )

હતા, તેમનું જીવન ચરિત્ર વાંચતાં બહુ જ સંતોષ થાય છે. હરેક દેશનું માહાત્મ્ય આવા મહાત્માઓને આધીન છે. આત્મબલિદાનનો સિદ્ધાન્ત એ આત્મોન્નતિનો જ સિદ્ધાન્ત છે. વિજયધર્મસૂરિજી જેવી વ્યક્તિઓને માટે જીવનનો અર્થ 'જનતાની સેવા' એજ છે. તેઓ ઈ. સ. ૧૮૬૮ ના વર્ષમાં કાઠીયાવાડના એક વૈશ્ય કુટુંબમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ રામચંદ્ર અને માતાનું નામ કમલાદેવી હતું. જે ન્હાનું બાળક, પાછળથી પ્રસિદ્ધ સાધુ થયું હતું, તેનું નામ મૂલચંદ રાખવામાં આવ્યું હતું. એમના બાળપણમાં અસાધારણતા ન્હોતી. એમનો સ્કૂલનો સમય બિલકુલ અસંતોષકારક હતો. અનિયમિત અને ચંચલ હોવાના લીધે તેઓ તેમના માસ્તરને કંઇ પણ જાતનો સંતોષ ન્હોતા આપતા. અને કોઈ વાર સંતોષ આપશે, એમ પણ કોઇને ન્હોતું લાગ્યું. નિરાશ થઇને માસ્તરે તેમના તરફની બધી આશા મૂકી દીધી હતી. એમના પિતાએ એમને મદદગાર તરીકે દુકાન ઉપર બેસાડયા, ત્યાં પણ પહેલાં કરતાં કંઇ પણ સુધારો થયેલો ન જણાયો. તેઓ કુસંગમાં પડયા, એમને જુગારના દાયરામાં પેસવાની ટેવ પડી. અને તેમના પિતાની થોડી મૂડીને રજા વિના ઉપાડી લેતા. એક દિવસ એઓ

એ સ્વાભાવિક છે. ભાવનગરમા રહેનાર શ્રીવૃદ્ધિચંદ્રજી જેવા વિદ્વાન્ અને ગ્નાની મહાપુરૂષ, કે જેઓ આ યુવકને પિતુતુલ્ય પ્રેમથી સંભાળતા હતા, એવાને ગુરૂ તરીકે પ્રાપ્ત કરવા, એ એમનું સારૂં નસીબ હતું. એમને જૈનસાધુ તરીકે દીક્ષા આપવામાં આવી કે જે જીવનચરિત્રથી યુરોપીયન વિદ્વાનો આકર્ષિત થતા હતા, તે આશ્ચર્યદાયક જીવનની શરૂઆત છે.

દીક્ષા પ્રસંગે—૧૨ મી મે ૧૮૮૭ તારીખે એમનું નામ **ધર્મવિજય** રાખવામા આવ્યું હતું. આ વિદ્વાન્ ગુરૂના પ્રેમયુક્ત નેતૃત્વ નીચે તેઓ જૈન આગમના એક ઉત્સાહી અભ્યાસી થયા. ઇ. સ. ૧૮૯૩ માં એમના ગુરૂનો સ્વર્ગવાસ થયો. વિજયધર્મસૂરિ, (ધર્મવિજયજી) એમના મકસેઅર થયા એમનો એકજ સિદ્ધાન્ત હતો, અને તે સિદ્ધાન્ત ' સત્યની સેવા ' નો હતો ખુલ્લા પગે અને ખુલ્લા માથે એમના ભિક્ષાપાત્ર સિવાય બીજી કોઇ પણ જાતની સોબત નહિ રાખતા, તેઓ એક સ્થાનેથી બીજા સ્થાને જવા લાગ્યા. તેમણે સફળતા પૂર્વક જૈનસંઘની લક્ષ્મી, સર્વ સાધારણના ઉપયોગી-પરોપકારી કાર્યો તરફ ખેંચી. એમનું એક મ્હોટું કામ બનારસમાં બ્રાહ્મણોનો દ્વેષભાવ હોવા છતાં એક **જૈન પાઠશાળા** સ્થાપિત કરવી, એ હતું. એમની સ્નેહયુક્ત સરળતા દ્વારા સૂરિજીએ આખરે આ બ્રાહ્મણોનું ચિત્ત ખેંચ્યું, અને તેમનો પ્રેમ પણ પ્રાપ્ત કર્યો. બનારસના મહારાજા, કે જેઓ તેમના કામમાં સારો ભાગ લેતા હતા, તેઓએ આ પાઠશાળાની બહુ પ્રસસા કરી. ઘણા વર્ષો સુધી બનારસમા રહેલું વિદ્યાલય જૈનસભ્યતાનું એક મ્હોટું કેન્દ્રસ્થાન બની રહ્યું. ઇ. સ. ૧૯૦૬ માં ધર્મવિજયજીએ અલાહાબાદમાં આવેલ ' સનાતન ધર્મ મહાસભા ' માં ભાગ લીધો. એમની વક્તૃત્વ કલા અને વિદ્વત્તાદ્વારા તેઓએ દરભંગાના મહારાજાનું લક્ષ્ય ખેંચ્યું, કે જેઓએ એમને એમના બંગલામાં પધારવાનું આમંત્રણ કર્યું. ધર્મવિજયજીએ ત્યાં જઇને બૌધધર્મ અને જૈનધર્મમાં શું અંતર છે, તે સમજાવ્યું, કે

25970

જેથી મહારાજાએ ઘણો સંતોષ બતાવ્યો. બંગાલ અને બિહારમા વિચરીને તેઓ બનારસ પાછા આવ્યા, કે જ્યાં તમામ પંડિતો અને વિદ્વાનો તરફથી તેમનુ સ્વાગત થયું. જેમાં કાશીનરેશ પ્રેસીડેન્ટ હતા, એવી એક સભામાં, એમની વિદ્વત્તા અને બીજા પરોપકારના કાર્યો માટે લોકોમાં જે માનની લાગણી હતી, તેના પરિણામે તેમને " શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય "ની પદવી મળી. જો કે વિજયધર્મસૂરિ કઠિન ચારિત્ર પાળનાર સાધુઓમાંના એક હતા, છતા જે ખામીઓ સંકુચિતતા અને અંધશ્રદ્ધામાં રહેલી છે એવી બધી ખામીઓથી બિલકુલ રહિત હતા. પાશ્ચાત્ય પદ્ધતિઓમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા. ડૉ યાકોબી અને ડૉ. થોમસ જેવા ઓરિયેંટલ વિદ્વાનો એમની ઉદારતા, વિદ્વત્તા અને સરળતા માટે એમના પ્રશંસકો થયા હતા. એમાં આશ્ચર્ય જેવું શું ?

સાહિત્ય, ધર્મ અને શિક્ષણના ક્ષેત્રમાં આ મોટા આચાર્યે કરેલાં વિવિધ કાર્યોનો સરવાળો કરવાની જરૂરીયાત નથી. જે સંસ્થાઓ તેઓએ સ્થાપિત કરેલી, અને સંચાલિત કરેલી હતી, તે, જે કામ તેઓએ સાધારણ રીતે દેશના અને ખાસ જૈનધર્મની ઉન્નતિને માટે કર્યું છે, તે કામોના સ્મારક રૂપે છે. એમનું વ્યક્તિત્વ, આપણા વિચારોને સ્વાભાવિક રીતે ભારતવર્ષના અમુક પુરાણા દિવસો તરફ ખેંચી જાય છે. કે જ્યારે મુનિસંઘો સભ્યતાનો પ્રકાશ એક સ્થાનથી બીજા સ્થાન તરફ-મહારાજાઓના દરબારોથી લઇને નાનામા નાની ગરીબની ઝૂંપડિયો તરફ લઇ જતા અને બધાઓને બોધ આપતા, આવા આદર્શનો પુનરુદ્ધાર, હિંદુસ્થાનની નવી ઉન્નતિ માટે જરૂરી છે.

('ધન્ડીયનરીવ્યુ', મદ્રાસમાંથી)

૪

## સ્વ. વિજયધર્મસૂરિ

( લેખક—ભીમજીભાઈ હરજીવન, સુશીલ )

ઘટનાઓ એજ જો જીવન ચરિત્ર ગણાતુ હોય તો શ્રી વિજયધર્મસૂરિજીના હિન્દી, ગુજરાતી અને અગ્રેજીમા વિવિધ લેખકોએ ઘણા વિસ્તારથી જીવન ચરિત્રો આલેખ્યા છે. દૂરથી વિજયધર્મસૂરિનુ જીવન નિહાળનારને તો એમ જ લાગે કે વિજયધર્મસૂરિ એટલે જૈન ધર્મના મહાન એક ઉપદેશક, સસ્કૃત-પ્રાકૃત સાહિત્યના મહારથી અને અહિસા ધર્મની એક જીવત પ્રતિમા, પરતુ તે વર્ણન વિજયધર્મસૂરિના આતર જીવનને પુરેપુરો ન્યાય ન આપી શકે વિજયધર્મસૂરિ એટલે તો ત્યાગ અને તપસ્વિતાની એક મનોહર મૂર્તિ, વિજયધર્મસૂરિ એટલે અનુકપા અને સહૃદયતાનો ઉછળતો મહાસાગર વિજયધર્મસૂરિ એટલે જૈનશાસન પ્રેમનો એક નિરતર સળગતો રહેલો પવિત્ર હોમાગ્નિ

મને મારી વિદ્યાર્થી વયમા તેમનો ઘણો પરિચય થયો હતો. હુ તેમને મારા ગુરુ માનતો અને કેટલાક વિવાદભર્યા પ્રશ્નોમાં તેમની સામે ઉભના છતા તેમના પ્રત્યેનો મારો પૂજ્યભાવ લેશમાત્ર ક્ષીણ થયો નથી. મારા જીવનની પુરાણી સુમધુર સ્મૃતિઓમા બરાબર મધ્યસ્થાને ભક્તિ અને પ્રીતિના સિંહાસને શ્રી વિજયધર્મસૂરિ વિરાજી રહ્યા છે. હુ જ્યારે જ્યારે મારા ગત જીવનના પાનાંઓ ફેરવીશ, ત્યારે ત્યારે તેમની પુણ્ય પ્રભાવંતી છબીને ઘડીવાર સ્તબ્ધ બની જોઇ રહેવાનો અને તેમના ચરણે માથુ નમાવીને જ ત્યાથી આગળ વધવાનો શ્રીવિજયધર્મસૂરિ માત્ર આચાર્ય, પડિત કે તપસ્વીજ નહોતા. તેઓ એક અજબ પ્રકારની શિલ્પકળા જાણતા હતા. શીલાઓમાથી અહલ્યાઓ કેમ ઉભી કરવી તે તેમને આવડતું હતુ. કાઠીયાવાડના ખેતરો અને જંગલોમાં

રઝળનારા કેટલાય બાળકોને તેમણે પંડિત અને મનુષ્ય બનાવી દીધા છે. જૈનસમાજના ઘણા વિદ્વાનો અને અભ્યાસીઓ સીધી અથવા આડકતરી રીતે તેમના ઉપકાર નીચે છે.

કાશીની 'શ્રીયશોવિજયજી જૈનપાઠશાળા' એ તેમના જીવનની પ્રધાન ઘટના છે. એ પાઠશાળાની આસપાસ શ્રીવિજયધર્મસૂરિના જીવનનો મ્હોટો ભાગ સંકળાયેલો છે. એ પાઠશાળાની સ્થાપનાનો, નિર્વાહનો અને ત્યાગનો ઇતિહાસ, શ્રીસૂરિજીની અડગતાનો, શાસનપ્રેમનો અને અજબ ઉદારતાનો ઇતિહાસ છે. શાળાની સ્થાપના, એ ઘટના દેખવા અને સાંભળવામાં બહુ નજીવી છે; પણ એની પાછળનો એમનો આત્મભોગ, એમની એકનિષ્ઠા અને એમનો વીર્યોલ્લાસ તો ઇતિહાસની એક અદ્ભુત સામગ્રીરૂપ બની રહેવાનાં. જૈનસમાજમાં નિત્ય નવી નવી કેટલીએ પાઠશાળાઓ સ્થપાય છે અને લય પામે છે, નિત્ય કેટલીએ પ્રકાશનની સંસ્થાઓ જન્મે છે અને અકાળે વૃદ્ધ બને છે, જૈનકોમના ઇતિહાસમાં તે બહુ મહત્ત્વનું સ્થાન નહિં પામે. ' શ્રીયશોવિજયજી પાઠશાળા ' અને ' ગ્રન્થપ્રકાશન સંસ્થા 'ને જૈનપ્રજા સૈકાઓ સુધી જરૂર યાદ કરશે.

મળાનો પુષ્પહાર બનાવવામાં તેમનું બ્રહ્મતેજ—ક્ષાત્રતેજ, હજી પણ અમારી આંખ આગળ ચમકી રહ્યું છે.

શ્રીસૂરિજી કંઇ મ્હોટા અદ્વિતીય અધ્યાપક કે બૃહસ્પતિના અવતાર ન્હોતા; છતાં વિદ્વાનો, પંડિતો અને શાસ્ત્રીઓ શ્રીસૂરિજીનો પરિચય પામી પ્રમોદ અને પ્રોત્સાહન મેળવતા. શ્રીસૂરિજીની વાણી તથા લેખિનીમાં કંઇ અદ્ભુત ચમત્કૃતિ કે જાદુભરી ભરેલી ન્હોતી, છતાં તેમનો ઉપદેશ સાંભળી કૃપણજનો ઉદાર બનતા, હિંસકજનો હિંસાનો ત્યાગ કરતા અને નાસ્તિકના હૃદયમાં પણ શ્રદ્ધા અને આસ્તિકતાનો સુધારસ સિંચાતો. તેમણે કેટલાય વિદ્વાનોને પોતાની સહૃદયતા વડે અપનાવ્યા. કેટલાય શીકારીઓ અને માંસાહારીઓને અનુકંપાનું મહત્ત્વ સમજાવી દયા અને ઉદારતાના ઉજ્જવલ માર્ગે ચડાવ્યા. કેટલાય મૂર્ખ અને અજ્ઞાન માણુસોને જ્ઞાનની ઉપાદેયતા બતાવી વિદ્યાનુરાગી બનાવ્યા. કેટલાય યુરોપીય વિદ્વાનોની ભ્રાંતિઓ ભાગી તેમને આર્ય સંસ્કૃતિ અને જૈન તત્ત્વોનુ ભાન કરાવ્યું.

શ્રી સૂરિજી પહેલ વહેલા કાશીએ ગયા ત્યારે કાશીના પંડિતો જૈનો અને ખાસ કરીને જૈનમુનિઓને ભાગ્યે જ અડતા. સ્પર્શ કરતાં પણ સંકોચ પામતા અને ઘેર ગયા પછી અસ્પૃશ્યતાના દોષથી છૂટવા ગંગાસ્નાન કરી આવતા જૈનમુનિઓ કાશીના પંડિતોને મન અસ્પૃશ્ય હતા એ અસ્પૃશ્યતા આગળ જતાં પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા બની ગઇ અને એના એ જ પંડિતો—શાસ્ત્રીઓએ મળી શ્રીવિજયધર્મસૂરિને " શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય " નો મુકુટ પહેરાવ્યો. પદવીના શબ્દોની કીંમત તો નિર્જીવ જ ગણાય, પણ કાશીના પંડિતોનો હૃદયપલટો ભારે મહત્વનો ગણાય. કાશીના સ્વર્ગસ્થ શીવકુમાર શાસ્ત્રી જેવા મેધાવી પુરુષ આ જમાનામાં બીજા નહીં હોય. તેમણે પોતે જ એક વાર કહેલું કે " અહિંસાનો ઉપદેશ જો કે પવિત્ર છે, છતાં ગંગાનું પવિત્ર વારી મુયેલા કૂતરાના મોમાથી પડવાથી જેમ અપવિત્ર બની જાય છે, તેમ

અહિંસાનો ઉપદેશ જૈનમુનિઓના મુખમાંથી નીકળવાને લીધે અપવિત્ર બની જાય છે " ધુરંધર અને ધર્મિષ્ઠ ગણાતા પંડિતજી શીવકુમારની પણ એક કાળે આ દશા હતી ! પણ એમાં સ્વ. શિવકુમારનો દોષ થોડો જ હતો તે તો પોતાના સામાજિક સંસ્કારોનો જ પડઘો પાડતા હતા વસ્તુત આખી શાસ્ત્રી આલમનો એ મનોભાવ હતો આવા પ્રતિકૂળ સયોગોમાં શ્રી વિજયધર્મસૂરિએ કાશીમા જૈન વિદ્યાપીઠની પ્રતિષ્ઠા કરી અને એ જ શિવકુમારના સહાધ્યાયીઓ અને શિષ્યોની પ્રીતિ જીતી લીધી કીલ્લાના દરવાજા તૂટતા હજારો રણશૂરાઓ કિલ્લામાં ધસી આવે, પણ કિલ્લાના દરવાજા તોડવામા જે વીર સેનાપતિએ પોતાના દેહમનને નીચોવી નાખ્યા હોય તેની જ અશેષ કીર્તિનો ઉલ્લેખ ઇતિહાસને ચોપડે રહી જાય છે જૈન સમાજના ઐતિહાસિક આકાશમાં એવા માત્ર બે જ સીતારાઓ ચમકી રહ્યા છે એક **શ્રી યશોવિજયજી ઉપાધ્યાય** અને બીજા **શ્રી વિજયધર્મસૂરિ.** એક ધ્રુવ તો બીજા શુક્ર

ઉપાધીઓ અને આફતો કઇ એક પ્રકારની હોય છે ? સૂરિજી પોતે બહુ જ શાંતિપ્રિય અને ભદ્રિક હતા અને તેથી જ તેમની પ્રાણપ્રિય પાઠશાળા ઉપર એક પછી એક આઘાતો આવવા લાગ્યા સૌથી પ્રથમ જે આઘાત પડયો તે ખરેખર જીવલેણ હતો. એ તો જાણે એક મોટી રથયાત્રા તુરીભેરીના નાદ સાથે ધીમે ધીમે પસાર થતી હોય અને આકાશમાંથી મોટો બોંબ અકસ્માત્ આવી પડે અને બધી ગોઠવણ અસ્તવ્યસ્ત થઇ જાય તેમ બની ગયું. આ પાઠશાળાનો ડંકો હજી રણકાર કરી ઉઠતો હતો તેવામાં જ ખટપટનું એક અણધાર્યું વાદળ ચડી આવ્યું જૈન સમાજમાં ક્ષણભર આંધી જ છવાઇ ગઇ ! શ્રી વિજયધર્મસૂરિના જીવનમાં આ ક્ષણો બહુ કસોટીની હતી પાઠશાળામાં ભંગાણ પડયું. થોડા મુનિઓ અને વિદ્યાર્થીઓ વિરૂદ્ધ થઇ બેઠા. શ્રીસૂરીજી પોતે પણ લોકાપવાદનું કુત્સિત સ્વરૂપ જોઇ ધ્રુજી

ઉઠયા, પરંતુ બીજીજ ક્ષણે તેમના આત્મામાં શ્રદ્ધાનું નવું પૂર કોઇ એક પહાડની ઉપરથી વેગપૂર્વક પૃથ્વી ઉપર પડતા ઝરણાની માફક ધસી આવ્યું. તેઓ નાહિમ્મત ન થયા, લક્ષ્ય ન છોડયું, પાઠશાળાને તોફાને ચડેલી નૌકાને એક કુશળ નાવિકની જેમ થોડા વર્ષ સુધી બરાબર બચાવી લીધી.

ત્યાર પછી તો એ પાઠશાળાની ઉપર ચડતી પડતીના કેટલાંયે આક્રમણો આવી ગયાં. વિજયધર્મસૂરિ યોગ્ય સમયે કાશીથી વિહાર કરી ગયા અને બીજી ઘણી નવાજૂની થઇ ગઇ; પરંતુ પાષાણ પ્રતિમા ઉપર કોતરેલા લેખો જેમ લાંબા કાળ સુધી રહી જાય, તેમ શ્રીસૂરિજી મહારાજના હૃદયમાં પણ પેલી પાઠશાળા સદાને માટે ઘર કરી ગઇ. મૃત્યુની છેલ્લામાં છેલ્લી પળ પર્યંત તેઓ એ પાઠશાળાનેજ નવું જીવન આપવાની યોજના વિચારી રહ્યા હતા.

જૈનમુનિઓ પાઠશાળા, પુસ્તક પ્રચાર, લાંબા પત્રવ્યવહાર કે સભા સંમેલનો વિષે મ્હોટે ભાગે ઉદાસીનજ રહે છે. તેમને એ બધામાં પ્રવૃત્તિ અને આરંભ સમારંભની ઉગ્ર ગંધ છૂટતી ભાસે છે. શ્રીવિજયધર્મસૂરિનો અંતરાત્મા હંમેશા નિવૃત્તિ અને નિરૂપાધિકતામાજ મોજ માનતો પરંતુ તેમના રોમ રોમમાં પ્રાણનો મહાવેગ એટલો બધો ધુધવાતો હતો કે તે કૃત્રિમ પાળો અને બંધનોને કેટલીવાર તુટું-તુટું કરી મૂકતો વરસાદના પાણીથી નદી જ્યારે ઉભરાઇ જાય છે ત્યારે તે કાંઠાને માનતી નથી, બંધનોને નથી ગણકારતી, પણ પોતાના વેગને અનુરૂપ માર્ગ કર્યેજ તે વિરમે છે. ઘણા પ્રાણવાન પુરુષોનાં જીવન પણ આ પ્રકારનાંજ હોય છે, તેવા પુરુષો લોકાપવાદે શીકાર બને છે. શાંતિના સમયે તેઓ પોતે આત્મનિરીક્ષણ કરી કાચબાની જેમ પોતાની વિવિધ પ્રવૃત્તિઓને પોતાની અંદર સમાવી દેવા પ્રયત્ન કરે છે. પરંતુ પેલો ઉછાળા મારતો પ્રાણપ્રવાહ તેમને પોતાના અસ્ફુટ સંગીત વડે પોતાની તરફ આકર્ષે છે. અને પાછો તાણી જાય છે.

શ્રીવિજયધર્મસૂરિના જીવનમાં પણ એવા ઘણાય પ્રસંગો આવી ગયેલા. તેમને ઘણીવાર એમ થએલું કે મારે આ બધી ઉપાધી અને આળ પંપાલ શાને સારૂં ? શામાટે શત્રુંજય કે ગીરનારની કોઇ એક અગમ્ય ગુફામાં જઇ આત્મશુદ્ધિમાંજ તલ્લીન ના બનું ? પરંતુ સર્વ-જીવને શાસનરસી બનાવવાનો પેલો મોહનમંત્ર કોઈ તેમના કાનમાં અક-સ્માત્ પ્રેરતું અને તરતજ કટિબદ્ધ બની અર્જુનની જેમ વિગતજ્વર બની પાછા ધર્મક્ષેત્રમાં ઝુકતા. કુરૂક્ષેત્રની મધ્યમાં ઉભેલા અર્જુનની જેમ શ્રીસૂરિજીને પણ ઘણીવાર વિષાદયોગે આવી મૂંઝવી દીધેલા. એ પ્રસંગે તેમના આત્માએ જ સારથીરૂપે તેમને ગૂઢ સંદેશ અને ગહન ગીત સંભળાવી યુદ્ધમાં મોકલેલા.

શ્રીસૂરિજી ઉપર એક આક્ષેપ લઈ જવામાં આવે છે કે તેમણે ઘણી સંસ્થાઓ સ્થાપી, એકેમાં તેઓ બંધાઈ ન રહ્યા. આ સ્થળે હું એ આક્ષે-પનો ઉત્તર વાળવા નથી માગતો. ખરૂં જોતાં તો તેઓ સમગ્ર સત્યની પાછળજ જીવનપર્યંત ફર્યા, તેમને કોઇ એક ખંડ કે અંશ સંપૂર્ણ સંતોષ ન આપી શકયું.

બીજી પણ ઘણી એવી વાતો છે કે જે માત્ર તેમના વિસ્તૃત જીવન ચરિત્રમા જ ચર્ચી શકાય, પણ શરૂઆતમાંજ ચર્ચી મેં કહ્યું છે કે હું તેમના જીવનની બાહ્ય ઘટનાઓને બહુ વજનદાર નથી ગણતો. હું તેમના આંતર જીવન ઉપર મુગ્ધ બન્યો હતો અને છું. મને તો તેમના બાહ્ય ભાસતા જીવન કરતા ઘણાં ઉંચે-ઘણા પર લાગે છે. ઘણાયને આ વાત મનતાં અને સાંભળતા આંચકો આવશે, એ હું જાણું છું, પણ મને તેમની સાથે વર્ષોના વર્ષો પર્યંત જે પરિચય થયો હતો, ગાઢા વન-જંગલોમાં વિહાર કરતાં, કોઇ એક રમ્ય સ્થળે આત્માના જે ઉચ્ચ અભિલાષ પ્રકટતા હતા, તે બધાનું સ્મરણ કરતાં મને જરૂર એમ તો લાગે છે જ કે શ્રી વિજયધર્મસૂરિ કોઇ એક

મહાન જવાબદારી લઈને જ આ સંસાર ઉપર અવતર્યા હતા. તેમણે બની શકયું ત્યાં સુધી એ જવાબદારીનાં જોતરાં ખેંચ્યા, તેમ કરતાં તેમણે પોતાના વિચારો અને માન્યતાઓને પણ ઘડીભર કોરે મૂકી અને એ રીતે યથાશક્તિ લોકકલ્યાણ સાધી ગયા.

શ્રી વિજયધર્મસૂરિમાં કેટલીક ખાસ ખૂબીઓ અને વિશેષતાઓ હતી, તે બહુ ઓછાજણ જાણતા હશે. તેઓ વ્રતસાધનમાં અને કૃત-નિશ્ચયમાં પહાડની જેમ અચળ-અટળ હતા. તેની સાથે તેમનામાં એક બાળકના જેવી મધુરતા તેમજ વિનોદશીલતા પણ હતી. કોઇ એક સાંઝે સૂરિજી જ્યારે, ઉકાળેલા પાણીનો એક ઘડો પાસે રાખી ચૌવિહાર કરવા બેઠા હોય ત્યારે તેઓ બાળકો-વિદ્યાર્થીઓને વિનોદ આપવા કાઠિયાવાડના ગ્રામ્ય જીવનની જે વાતો પોતાની સરળ-સ્વચ્છ વાણીમાં કહેતા, તે સાંભળીને વિદ્યાર્થીઓ હસી હસીને થાકી જતાં. સૂરિજીની એક આંખમાં યોગીની કઠોરતા અને બીજી આંખમા માતાનો નિર્મલ પ્રેમ વહેતો. તેમના પગલાં સાંભળી કોઇ તોફાની રખડેલ નિશાળીઓ ધ્રુજી ઉઠતો અને અડખે પડખેથી એકાદ ચોપડી કે ચોપડીનું પાનું લઇ વાંચવા બેસી જતો, તે બીજી વાર એજ સૂરિજીનાં પગલાં સાંભળી વિદ્યાર્થીઓમાં આનંદ વિનોદ અને સંતોષની એક મોહક છટા પ્રસરી જતી. તેમના ઉપદેશમાં અને ઠપકામાં પણ હૃદયતા સ્ફુરિત રહેતી.

શ્રીવિજયધર્મસૂરિના આંતર જીવનનો પૂરેપૂરો ખ્યાલ આપવો એ પ્રાયઃ અસાધ્ય છે. ઘણીવાર ઘણાય તેમનુ આંતર જીવન સમજવા-માં છેતરાયા છે. હવે તેમની જીવન લીલા પૂરી થાય છે. અને હવે જ લોકો એ પવિત્ર અને ઉદાર આત્માના અણમૂલાં ઉજારા જોઇ શકશે.

પીળાં વસ્ત્રમાં પરિવેષ્ટિત થયેલા, ભરેલાં ગાત્રોવાળા, કોઇ એક વનરાજની જેમ મંદ ગતિએ-નિર્ભય પણે ચાલ્યા જતા એ સૂરિજીને જોઇએ તો જાણે કોઇ એક આગની જ્વાળા એક સ્થળેથી બીજે સ્થળે

જતી હોય એમ લાગ્યા વિના ન રહે અને ખરેખર તેમના હૃદયમાં જૈન શાસન સેવાની ધગસ ચોવીસે ચોવીસ કલાક ધગ્યા જ કરતી હતી તેમના ઓષ્ઠ ઉપર જો કે વિનોદ અને મધુરાયની સુંદરતાનું હાસ્ય ફરકતુ હતુ, છતા તેમના અંતઃકરણમા તો માત્ર અગ્નિ જ ભર્યો હતો તેમની આખમા શાતિ અને અહિંસાની નિર્મળ માધુરી હતી, પણ તેની પાછળ જરા ઉડાણમા વ્યગ્રતા અને ચિન્તા ભર્યાં હતા આ જૈનસમાજનુ શુ થશે ? આ જૈનશાસનની અને આ જૈનસાહિત્યની શી દશા થશે ? એજ વિચાર અને એજ ચિતા હરઘડી-હરપળ તેમના અતરને તપાવ્યા કરતી. એ ચિતા અને વિચાર વિનાનુ જીવન એ તેમને મન જીવન નહિ પણ મૃત્યુ હતુ. એ ચિતામા મરણને પણ તેઓ એક પ્રકારની લ્હાણુ સમજતા આ યુગમા શ્રીવિજયધર્મસૂરિજી જેવા એકનિષ્ઠ તપસ્વી અને સાચી ધગસવાળા મુનિ જૈનજગતને મળવા દુર્લભ છે તેમના પવિત્ર અને ઉચ્ચગામિ આત્માને શાશ્વત શાતિ હો !

સમાલોચક પુ. ૨૮. અક ૨ માથી

૫

## સ્વ આચાર્યશ્રી વિજયધર્મસૂરિ

### એક મ્હોટા જૈનગુરૂ.

( લેખક–શ્રીયુત જી. કે. નરીમાન, મુબાઇ )

ગુજરાતનુ સૌથી મ્હોટુ ધાર્મિક નૂર ( શક્તિ ) અને હિંદુસ્થાનના તે પ્રસિદ્ધ જૈનગુરૂઓ, કે જેઓ પાશ્ચાત્ય દેશોમાં પ્રસિદ્ધ છે, એઓમા પ્રધાન, તે મગળવારે સ્હવારે સાડા છ વાગે, ગ્વાલીયર પાસે આવેલ શિવપુરી ( અથવા સીપરી ) માં સ્વર્ગવાસી થયા છે આચાર્ય વિજયધર્મસૂરિ કેટલાક મહીનાઓથી બીમાર હતા, અને એમનો રોગ મરણાન્ત થશે, એમ સભવિત હતુ

એમનુ સાસારિક નામ મૂલચંદ હતુ તેઓ ઈ સ. ૧૮૬૮ માં

કાઠીયાવાડમાં આવેલ મહુવાના એક નમ્ર વૈશ્ય કુટુંબમા ઉત્પન્ન થયા હતા અને **વીશાશ્રીમાળી** એમની જ્ઞાતિ હતી. એમના પિતા **રામચંદ્ર** અને માતા **કમલાદેવી** હતાં. " છોકરો એ પુરૂષનો પિતા છે " અર્થાત્ ન્હાનપણમાં ભાવિષ્યનાં લક્ષણો જણાઇ આવે છે, આ કહેવત અહિં સાચી નથી નીવડી. જે બુદ્ધિશાળી પુરૂષ તરીકે તેઓ આગળ જતા નીવડયા, એની નિશાનીઓ ન્હાનપણમા ન્હોતી દેખાતી સ્કૂલમાં તેઓ અનિયમિત, ઉદાસીન અને અનેકાગ્રચિત્તના હતા. મૂલચંદ એમના માસ્તરને નિરાશ બનાવતા હતા. આખરે એમના પિતાએ એમની દુકાનમા બેસાડવા માટે સ્કૂલમાંથી ઉઠાડી મૂકયા. આ વખતે તેઓ દસ વરસના હતા. આટલા બધા વ્હેલા સમયમાં હિંદુસ્થાનમાં જીવનની જવાબદારી શરૂ થાય છે. તે તોફાની છોકરો એક સ્વચ્છંદ જુગારી યુવક થયો.

એક દિવસે એક અશુભ પ્રસંગથી, કે જે ભવિષ્યમાં શુભ નીવડયો, મૂલચંદને જુગારમાં બહુ નુકસાન થયું. તેમના માતા-પિતાએ તેમને કઠોરતાપૂર્વક ઠપકો આપ્યો. યુવકના મનમાં બહુ દુઃખ ઉત્પન્ન થયું. એમનું મન, એક અલૌકિક ચીજ તરફ ખીંચાયું. કારણ કે-હિંદુઓમાં એવું છે કે જે માણસ જીવનમાં નિંદ્ય બને છે, અને છતા તેમાં કંઇક સદ્‌ભાવ હોય છે, એવાને માટે સાધુ થવાનો રસ્તો હમેશાં ખુલ્લો રહે છે. આમ ભાવમા સાધુ બનીને તે ભાવનગર ગયા, અને પૂજ્યશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજને દીક્ષા માટે વિનતિ કરી. તેઓએ એમને પોતાના માબાપની અનુમતિ લઇ આવવા કહ્યું. રામચંદ્ર અને કમલાદેવીએ પહેલાં ના પાડી. પરન્તુ આખરે મૂલચંદની અત્યન્ત હઠથી અનુમતિ આપી. એમ મૂલચંદ ૧૯ વર્ષની ઉમરમાં સંસારનું સુખ-દુઃખ છોડી દઇને વિધિપૂર્વક જૈનસાધુ બની ગયા.

## સંસારમાંથી મુક્તિના માર્ગે.

જે છોકરો સાંસારિક સ્થિતિમાં અક્કલ વિનાનો દેખાતો હતો, તે હવે તેજસ્વી દેખાવા લાગ્યો. જેમ માછલી પાણીમાં, તેમ તેઓ અભ્યાસમાં

ડૂબી ગયા થોડા વખતમાં એમને પ્રતિક્રમણસહિત, સમસ્ત જૈન ક્રિયા વિધાન અને સારસ્વત ચન્દ્રિકા નામનું કઠિન સંસ્કૃત–વ્યાકરણ પણ આવડ્યું માગધી ભાષાનો પણ તેમણે અભ્યાસ કર્યો, અને તેમાં એટલા બધા પ્રવીણ થયા કે જેથી એમના સહપાઠીઓ આશ્ચર્યચકિત થવા લાગ્યા થોડા વખત પછી તેઓએ ભાવનગર છોડ્યું અને જે વિહારો, જૈનસાધુઓને માટે કર્ત્તવ્યરૂપ અને કષ્ટરૂપ છે, એવા એક વિહાર માટે ઉપડ્યા અર્થાત્ ખુલ્લા પગે, ખુલ્લા માથે દરેક સંસારી પરિગ્રહ રહિત, ગામડાઓમાં રહેલા શ્રાવકોની જગ્યાઓમાં મુકામ કરતા, પ્રાર્થના કર્યા વગર ભિક્ષા સ્વીકારતા ખાસ એમના અને એમના શિષ્યોને માટે બનાવેલા ભોજનનો અસ્વીકાર કરતા હમેશાં સફેદ કપડાં પહેરતા અને અત્યન્ત અને જરૂર વિનાનાં પણ કષ્ટો સહન કરતા વિહાર કરવો, એ જૈનમાં

સ્થાપન કરેલી 'યશોવિજય ગ્રંથમાળા'માં ઘણા મૂલગ્રંથો પ્રકટ કરવામાં આવ્યા છે, કે જે પહેલાં ભંડારોમાં રહેલા ઘણા જૂના કાગળો અને તાડપત્રોમાં લખાએલા મૌજૂદ હતા. જૂના વિચારના સાધુઓ, આવા જૂના ગ્રંથો હિંદુઓને પણ નહિં બતાવતા કે નહિ આપતા હતા, તો પછી યૂરોપીયનોને માટે શું કહેવું ?

## યાત્રાઓ

સન્ ૧૯૦૬ માં સૂરિજી પગે ચાલી અલ્હાબાદ ગયા, જ્યાં તેમણે દરભંગાના મહારાજાના દિલ ઉપર સારી અસર કરી. પછીથી તેઓ એ ભૂમિનાં સ્થાનો જોવા માટે ગયા, જ્યાં તીર્થંકરોની યાદગિરિથી પવિત્ર બન્યાં છે, જેવા કે પાવાપુરી, રાજગૃહિ, સમ્મેતશિખર વિગેરે. તેઓ ૫૫ વર્ષની ઉમરમાં, જે અપેક્ષાએ ન્હાની ગણાય, તે ઉમરમાં સ્વર્ગવાસી થયા છે છતાં સૂરિજીનું નામ, યૂરોપ કે અમેરિકાના જૈન કે બૌદ્ધ સાહિત્યના અભ્યાસીઓ, એટલું જ નહિ પરંતુ સંસ્કૃતમાં પ્રવેશ કરનાર લોકો કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરે છે. ઇટલી દેશના ડૉ. ટેસીટોરી, કે જેઓ એક સારા વિદ્વાન્ હતા અને પુરાણી હિંદી ભાષાના અભ્યાસ કરતા કરતા ગુજરી ગયા હતા, તેઓ તેમને એમ માનતા હતા કે-વિજયધર્મસૂરિ એ તેમના ગુરૂતુલ્ય હતા, અને ધાર્મિકસાહિત્ય તથા રાજપૂતાનાના ઐતિહાસિક અભ્યાસમાં વિજયધર્મસૂરિની સહાયતા લેતા હતા.

## એક યૂરોપીયન હિસ્સો.

ડૉ. ટેસીટોરી લખે છે કે—

' હું એમને વિદ્વાન્ તરીકે ઓળખી શક્યો, હું તેમને એક વક્તા તરીકે ઓળખી શક્યો, હું એમને એક સાધુ તરીકે ઓળખી શક્યો. અને જો કે તેઓ સાધુ હોવાના કારણે સાંસારિક ભાવના નથી રાખતા,

છતાં એમ કહી શકાય, કે હુ એમને એક મિત્ર તરીકે પણ ઓળખી શકયો છુ ઉપાશ્રયોના એ ડાઓમા એમની પાસે બેસીને મે ઘણીવાર ભાષા અથવા તત્ત્વજ્ઞાનના વિષયની મુશ્કેલીઓ, કે જેથી હુ ગભરાઇ ગયો હતો, તેનુ સ્પષ્ટીકરણ અને વ્યાખ્યા સાંભળ્યા હતા ધર્મશાળાઓની ખુલ્લી જગાઓમાં મે ઘણીવાર એમના વ્યાખ્યાનો સાભળ્યા કે જેઓ તેઓ હિંદી અથવા ગુજરાતીમાં એક સ્તબ્ધ થએલા, અને મોહિત થયેલા જનસમુદાયની આગળ આવતા હતા અને ઘણીવાર એમની સાદી છતા સૂક્ષ્મ અને અમરકારક વકતૃત્વ કલા, મને વખાણવા જેવી લાગી મદિરોમા તેઓ મને વારવાર ઠેઠ આરસની મૂર્ત્તિઓ પાસે લઇ જતા હતા અને એમની સાથે હુ મૂર્ત્તિયોની ગાદી ઉપર કોતરેલા શિલાલેખો એમની સાથે રહીને વાચતો હતો એમના ઉપકારથીજ મને જૈનસાધુઓના જીવન સબધી એટલુ બધુ જ્ઞાન થયુ કે કેઇપણ સમય પહેલાં કોઇ પણ યૂરોપીયનને પ્રાપ્ત કરવાનો પ્રસગ નહિ મળ્યો હોય એમ મને લાગે છે શિવગજમા મે જોયુ કે કેવી રીતે તેઓ એમના પટ્ટધર ઉપાધ્યાય ઇંદ્રવિજયજીનો લોચ કરતા હતા ઉદયપુરમાં મે જોયુ કે તેઓ કેવી રીતે

## પાશ્ચાત્યદેશોમાં એમના મિત્રો.

ડૉ. લાયમન, ડૉ. યાકોબી, ડૉ. હર્નલ, ડૉ. ગેરીનો, ડૉ. હેર્ટલ અને ડૉ. સિલ્વન લેવી, કે જેઓ બધા ઇન્ડોલોજી નામની વિદ્યાના જુદા જુદા પગથિયાના પ્રતિનિધિયો છે અને જેઓ બધા એમની ( વિજયધર્મસૂરિની ) સાથે સીધો સંબંધ રાખતા હતા, તેઓ બધા આચાર્ય મહારાજની ઉદારતા, વિદ્વત્તા અને પ્રમાણિકતાને માટે ઘણી પ્રશંસા કરતા હતા

એવા ઘણા લોકો હશે કે જેઓ મારા કરતાં વધારે પ્રામાણિક રીતે, આગમો, સંસ્કૃત અને પાલી સાહિત્ય, અને જુની ગુજરાતી સાહિત્ય, ( કે જેની શોધખોળ એમની પ્રેરણાથી આજકાલ ડૉ. હેર્ટલ કરી રહ્યા છે ) વગેરે વિદ્યાઓના ઉદ્દીપક તરીકે આ મોટા જૈનગુરુની વિદ્વત્તાની યોગ્ય પ્રશંસા કરી શકે મારી દૃષ્ટિ પ્રમાણે તેઓ એક પૂર્વદેશીય મહાત્માનો આદર્શ હતો, કે જે આદર્શ કોઇપણ ખાસ સમ્પ્રદાયને માટે નહિ, પરન્તુ સમસ્ત જનતાને માટે પૂજનીય હતો. જૈનસિદ્ધાન્તમા શ્રદ્ધાળુ રહીને પણ વિજયધર્મસૂરિ સામ્પ્રદાયિક મત વધારવા માટે આતુર નહિ રહેતા હતા

એવા માણસ કે જેને, દુનિયાના જુદા જુદા ધર્મોના નેતાઓને ઓળખવાનો પ્રસંગ મળ્યો હોય અને જે પારસી, બ્રાહ્મણ, બૌદ્ધ તથા જૈનોના ઓર્થોડોકસ લોકોના સ્વભાવને જાણતો હોય એવા માણસના મનમા આ મ્હોટા અને ઉદાર જૈનાચાર્યના કેરેક્ટર અને જીવનચરિત્રથી આ ધર્મને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે, કે જે જૈન-ધર્મના પ્રતાપથી, રમતોમા તલ્લીન રહેયો યુવક મહાત્મા બન્યો હતો

## આચાર્યમહારાજની માયાળુતા અને વિદ્વત્તાના વારસદારો.

આ પ્રસિદ્ધ આચાર્યે એમના મરણ પછી, ભક્તિવાળા જૈનોનો

એક મ્હોટો સમુદાય મૂકયો છે જે હજારો ગુજરાતી લોકો એમની અમૃત વાણી પીતા હતા, તેમાના કેટલાકોએ, તથા જેઓ ધાર્મિક વ્યાપારીઓ, કે જેઓ એમની સૂચનાથી પોતાની લક્ષ્મીનો ભાગ ધર્મકાર્યોમાં ખરચતા હતા, તેમણે પુણ્ય પ્રાપ્ત કર્યું. તેમજ સર્વ સાધારણના ઉપકારને માટે કામો કર્યા હતા તથા કેટલાક દીક્ષિત શિષ્યો-જેવા કે ઇ.વિજયજી અને વિદ્યાવિજયજી છે,-કે જેઓ, દુનિયામા સૌથી ન્યાયયુક્ત અહિંસા અને દયાનો ધર્મ છે, તેનો સંદેશ, વિજયધર્મસૂરિના વારસદાર તરીકે ફેલાવશે

" બોમ્બે ક્રોનીકલ "માથી.

અને ઐહિક-વૈભવ અને માલ-મીલ્કત કે જેના માટે અત્યંત ભય અને નિરંતર અશાંતિ સહન કરવાં પડે છે તેની પ્રાપ્તિમાં નથી; પરંતુ આત્મોન્નતિ કરવાના, આત્મશુદ્ધિના અને સંસાર-શૃંખલામાંથી આત્માને મુક્ત કરવાના પ્રયત્નમાંજ મળે છે. એમ સમજીને વૈરાગ્ય પાળવો અને સંસારનો ત્યાગ કરવો.

તેઓએ શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજ પાસે દીક્ષા ગ્રહણ કરી હતી. બહુ ટૂંક સમયમાં તેઓ આગેવાન જૈન ગુરૂઓમાં એક ગણાવા લાગ્યા. તેઓ પોતાની નૈતિક ઉચ્ચતા, જૈનધર્મમાં નવી પ્રેરણા અને તેની સફળતા મેળવવાના અખંડિત ઉત્સાહમાં અજોડ હતા. તેઓ પોતાના આ કાર્યમાં એટલા બધા સફળપ્રયત્ન બન્યા કે જેથી તેઓ બનારસમા એક પ્રકારનું ઉચ્ચ કોટિનું જૈન-વિદ્યાલય સ્થાપન કરીને ત્યા જૈનધર્મમાં ઘણા નવા અને ઉત્સાહી પ્રશંસકોને ઉત્પન્ન કરી શકયા

કેવળ એટલુંજ નહિ, પરન્તુ એ વિનમ્ર મુનિરાજે કાશીનરેશ, જેઓ હિન્દુધર્મના એક ઉત્સાહી સંરક્ષક હતા, તેમના તરફથી ઘણું સન્માન અને સહાનુભુતિ મેળવ્યા હતા, અને છેવટે એક અવિસ્મરણીય સભામા, કે જેમાં પાશ્ચાત્ય દેશમાના જૈન-સાહિત્યના ઉંડા જાણકાર ડો. યાકોબી[1] પણ હતા--તેમા કાશીના સર્વે પંડિતોએ મળીને એકજ અવાજે એમને "શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય" ની પદવી આપી હતી, કે જે ગુરૂમહારાજ-ના આશ્ચર્યદાયક કાર્યો માટે એક અદ્વિતીય પ્રમાણપત્ર તરીકે ગૅણી શકાય

વ્યક્તિત્વની ઉચ્ચતા અને ચારિત્રની પવિત્રતાના પરિણામે તેઓનો ઉપદેશ અસરકારક અને વાસ્તવિક હતો, કે જે હિન્દી અને સંસ્કૃત ભાષામાં તેઓએ લખેલ નિબંધોમાં હજુસુધી જોઇ શકાય છે. તેઓના ઉપ-

---

[1] ડૉ. યાકોબી અહિ નહિં, પરન્તુ જોધપુરમા થયેલા 'જૈન સાહિત્ય સમ્મેલન' પ્રસગે હતા. સંપાદક.

દેશના પરિણામે ઘણા પ્રાર્થના-મંદિરો વિગેરે ધાર્મિક સંસ્થાઓ તથા પશુશાળા ઇત્યાદિ પરોપકારિક સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી અને માત્ર ભારતવર્ષમાંજ નહિ, પરન્તુ બહારના દેશોમા પણ વર્તમાન ભારતના મહાન્ પુત્ર તરીકે તેમની ખ્યાતિ થઇ હતી પૌર્વાત્ય સભ્યતાના મહાન્ જાણકાર જેવા કે ડૉ. હૅર્ટલ, ડૉ. ગેરીનો, ડૉ બેલોની ફીલીપી, અને છેવટે આપણા પોતાના ડૉ. ટેસીટોરીએ એમના જીવન સબંધી લેખો અને ચરિત્રો વિગેરે લખ્યા છે અને પોતાના વ્હાલા ભારતમાં અવસાન પામવા પહેલા ડૉ ટેસીટોરીએ તો એ મહાન્ ગુરૂમહારાજને માટે તો સાચી પ્રશંસાના ઘણા શબ્દો ઉચ્ચાર્યા હતા, અને એમના જેવા એક પિતૃતુલ્ય મિત્રને પ્રાપ્ત કરવા માટે પોતાની જાતને બહુ ધન્ય માનતા હતા.

ધર્મવિજયજી મહારાજે જૈન આગમો અને બીજા જૈન-ગ્રથોના પ્રકાશન માટે બહુજ પ્રેરણા કરી હતી અને "યશોવિજયજી જૈન ગ્રન્થ માળા" દ્વારા એનો દાખલો બેસાડવાની સાથે સંસ્કૃત અને પ્રાકૃતમાં લખાયેલ ભારતીય દાર્શનિક અને ધાર્મિક સાહિત્યમાં મોટો ફાળો આપ્યો હતો

સાધનો અપૂર્વ ઉદારતાપૂર્વક પુરા પાડતા હતા તેઓની ભાવના બીનકુલ નવા યુગને અનુકૂળ હતી, કે જે હિન્દુસ્તાનના બીજા ધર્મો પ્રત્યે તેઓએ બતાવેલી સહિષ્ણુતામાં દેખાઇ આવતી હતી તેઓ હમેશાં બીજા ધર્મોમા આવેલી વાતો ઉપરની ટીકા અને તે સબધી ખડનથી અળગા રહેલા હતા કારણ કે તેઓ સારી રીતે જાણતા હતા, કે તે ધર્મોમા પણ પોતાના ધર્મને મળતી, ઘણી વાતો આવતી હતી અને તે ઊપર તેઓ વધારે જોર આપતા હતા

પાશ્ચાત્ય-દેશોની સાધારણ જનતા કે જે વધારે ઉંડો અભ્યાસ કર્યા વિના હિંદુસ્તાનના આધ્યાત્મિક પુનરુત્થાનમા રસ લેવા ચાહે છે, અને જે આધુનિક જમાનાના કલહોની વચમાં પણ મોટા આદર્શ માટે અનુમોદન આપવા તૈયાર છે, તેને હિન્દુસ્તાનના ઉપર્યુક્ત યોગ મહાત્માની સાથે વધારે ગાઢ પરિચય કરવાનો પ્રસગ " વિજયધર્મસૂરિના ચરિત્ર અને કાર્યો " નામના એક પુસ્તકરૂપે ઉપસ્થિત થયો છે તે એક આશીર્વાદરૂપ છે તે ગ્રન્થ એક ભારતીય ગૃહસ્થ કે જેમનુ નામ—' એ. જે સુનાવાળા' છે, તેમણે એક શિષ્ય તરીકેની શુદ્ધ ભક્તિથી લખેલ છે. ( Vijaya Dharma Suri His Life and Work ' By A J. Sunawala Cambridge 1922 )

આ પુસ્તકનુ દરેક પૃષ્ટ ગુરુમહારાજ પ્રત્યેની ભારી પૂજ્ય ભાવનાથી ભરેલ છે. એ ગ્રન્થ એક ધારાવાહી અને સુદર અગ્રેજી ભાષામા લખાયેલ છે આખુય પુસ્તક વાચતા રસ પડે છે અને આધ્યાત્મિક ફાયદો થાય છે. કારણ કે તે ગ્રન્થ એક યુવકને છાજતા ઉમગથી અને એ મહાન્ ગુરુના ઉત્કૃષ્ટ-ચારિત્ર અને કાર્યો ઉપરની અટલ શ્રદ્ધાપૂર્વક લખાયેલ છે હુ આશા રાખુ છુ કે ઉક્ત ગ્રન્થ ઘણા વાચકોના હાથમા આવે

( ઇટાલી ભાષાના " કોન્શીએન્સીઆ " નામના પત્રમાંથી )

૭

## જૈનાચાર્ય વિજયધર્મસૂરિ.

( લે. હરિસત્ય ભટ્ટાચાર્ય એમ એ. બી. એલ. )

( ૧ )

मृत्योर्बिभेषि किं मूढ ! भीत मुञ्चति नो यम ।
अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥

આ ઉપર્યુંકત વિષય સબધી ઇ. સ ૧૮૮૭ ની સાલના એક દિવસે મુનિરાજ શ્રી વૃદ્ધિચદ્રજી કાઠીયાવાડમા આવેલા ભાવનગરમા લોકોની આગળ વ્યાખ્યાન કરતા હતા અજ્ઞાત પરલોકના પ્રશ્ન સંબંધી તત્ત્વજ્ઞાનીઓ હમેશાથી ઘણી ચર્ચા કરી આવ્યા છે.

" Sire thou shalt die, " હે મહારાજા સાહેબ ! તારે પણ એક દિવસ મરવાનું છે. આ શબ્દોએ અભિમાનીમા અભીમાની નરેશોને નમ્ર કરી નાંખ્યા છે મૃત્યુ એ નિશ્ચિત છે. આ સિદ્ધાંતને નાસ્તિકો પણ કબૂલ કરે છે આ સુખ અને આશાઓથી ભરેલી કામયક્ત

આ છોકરાનું નામ મૂળચંદ હતું, તે કાઠીયાવાડમાં આવેલા મહુવા નગરમા ઈસ્વીસન ૧૮૬૮ માં જન્મ્યો હતો. તેના માતા પિતા તેના પ્રત્યે પ્રેમાળુ હતા. તેને નિશાળે મોકલવામા આવ્યો, પરંતુ તે અભ્યાસમાં સફળતા મેળવી શકયો નહિ; માટે તેમના પિતાશ્રીએ પોતાની દુકાનમાં તેને બેસાડયો. પરંતુ દૈવવશાત્ તે એક પાકો જુગારી બન્યો તેના પિતાને મદદ કરવાને બદલે તેઓએ મુશ્કેલીથી ભેગા કરેલા પૈસા તેણે ઉડાડવા માંડયા. દરેક જાતનો ઉપદેશ, શિક્ષા અને પ્રાર્થનાઓ પણ નક્કામી જ ગઇ. મૂલચંદ પોતાની નાશકારી પ્રવૃત્તિમાં જ મસ્ત રહ્યો. આખરે એક દિવસે તે એક મોટી રકમ હારી બેઠો કે જેના કારણથી તેના મામાપે તેને કઠોર શિક્ષા કરી. ત્યારે અકસ્માત્ તેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને આખી જીંદગી અને સમસ્ત લૌકિક માલમિલ્કતની નિરસ્તાનું ભાન થયું. હવે તેને ગૃહસ્થ જીવનની સાધારણ પ્રવૃત્તિ મનોહર ન લાગી. તે છોકરાને એક એવી વસ્તુનો ઝંખના થઇ કે જેને તેની ઝાખી કલ્પના મનમા હોવા છતા સાફ રીતે ગ્રહણ કરી ન કરી શકયો જે વસ્તુને માટે તેનો આત્મા તરસ્યો હતો તે વસ્તુ તરફ લઇ જનારા સાચા ગુરુની શોધમા તે નીકળ્યો.

તે ઘરમાંથી નીકળ્યો અને ભાવનગર આવ્યો અને ત્યાં જે સાચું સુખ અને શાંતિ તેને જોઇતું હતુ તે જ સુખ શાતિ માત્ર સંસારથી વિરક્તિ લેવામાજ છે, આ પ્રમાણેનું વ્યાખ્યાન સાંભળ્યું. વ્યાખ્યાનની પૂર્ણાહુતિ થયા બાદ તેણે વૃદ્ધિચંદ્ર મહારાજની પાસે જઇને પોતાની દીક્ષા લેવા સંબધી ઉત્કંઠા પ્રકટ કરી. ગુરુજીએ માતાપિતાની અનુમતિ વિના આ વિનતિ પૂરી કરવા માટે મના કરી. તે માટે તે મહુવે પાછો જઇને માતા પિતાની પાસે જોઇતી અનુમતિ માટે પ્રાર્થના કરી. તેઓએ ના પાડી અને પોતાની અરૂચિ અને વિરોધ બતાવ્યો. છતાં નિરંતર આગ્રહથી તેણે તેઓના વાંધાને સમૂળગો દૂર કરીને અનુમતિ મેળવી.

ભાવનગર પાછા જઇને તેણે ૧૨ મી મે ૧૮૮૧ ને દિવસે ધર્મવિજય ના નામથી મુનિ તરીકે દીક્ષા ગ્રહણ કરી.

નવીન મુનિરાજની બુદ્ધિ બહુ જ તીક્ષ્ણ હતી. તેમના ગુરુ મહારાજની મહેરબાની અને યોગ્ય દેખરેખ નીચે અને તેમની શુશ્રૂષામાં -નવીન-મુનિશ્રી આશ્ચર્યકારી રીતે આગળ વધ્યા. તેઓએ પ્રતિક્રમણ અને -સારસ્વત-ચંદ્રિકાનો અભ્યાસ પૂરો કર્યો અને પછી વધારે સંસ્કૃત અને પ્રાકૃત-સાહિત્યનું અધ્યયન શરૂ કર્યું. શાસ્ત્રાર્થ કરવાની અદ્ભુત શક્તિ પણ ઉદ્ભવ પામી. જ્યારે ખ્રીસ્તીસન ૧૮૯૩ ની સાલમાં વૃદ્ધિચંદ્રજી મહારાજ સ્વર્ગવાસી થયા, ત્યારે તેમના ચેલા એક અસરકારક ઉપદેશક બની ચૂકયા હતા. ગુરૂજીએ પોતાના અવસાન પહેલા તેમને ' પન્યાસ ' પદ આપવાની સૂચના કરી હતી કે જેથી તેઓ એમના સમસ્ત શિષ્ય વર્ગમાં સૌથી મોટા થયા અને વૃદ્ધિચંદ્રજીના અવસાન બાદ તેમના પદધર થયા

તેઓશ્રી પોતાના જ ગામમાં પધાર્યા હતા. ત્યાં તેઓશ્રીએ એક પુસ્તકાલય સ્થાપન કર્યું.

પ્રાચીન જૈન સભ્યતા પુન જાગૃત કરવી અને તેના અભ્યાસમા રસ ઉત્પન્ન કરવો, તે તેમના દિલની સૌથી પ્રિય અમર આશા હતી. તે ધારણા ઉપરાંત પણ વધારે આ કાર્યમાં સફળ થયા, પરંતુ જે પરિણામ તેઓ એક એવી સંસ્થા ખોલવા ચાહતા હતા કે જેમા જૈનધર્મના ઝંડાને ઉચો રાખનારા વિદ્યાર્થીઓ તૈયાર થાય, આ ઇરાદાથી તેઓએ ગુજરાતમા આવેલા માંડલ ગામમા ( ૧૯૦૨ માં ) એક પાઠશાળા સ્થાપિત કરી તેનું નામ શ્રી *यशोविजयजैनपाठशाला* રાખ્યું. પરંતુ ઉદ્યમી મુનિરાજ શ્રી ધર્મવિજયનો ઇરાદો સફળ કરવા માટે આ મામૂલી ગામ યોગ્ય ન હતુ. માટે તેઓએ આ સસ્થાને માડળથી હિંદુ ધર્મના કટ્ટર સ્થાનભૂત–કાશીમા લઇ જવાનો નિશ્ચય કર્યો.

આ દૂર અને વૈમનસ્યથી યુક્ત શહેર તરફ ખુલ્લા માથે અને ખુલ્લા પગે ચાલતા અને અધુરી ભિક્ષા માંગતા વિહાર કરવો, તે તેઓશ્રીના અનુયાયીઓના કથન પ્રમાણે અશક્ય હતુ. મુનિશ્રી ધર્મવિજયજી પોતાના વિચારોમાં મક્કમપણે રહ્યા અને એક દિવસે ૭ મુનિરાજો અને ૧૨–૧૫ ગૃહસ્થ શિષ્યોને લઇને તેઓએ બનારસ તરફ પ્રયાણ કર્યું. અર્ધ–જન્તુ ભક્ષિત હસ્ત લિખીત ગ્રથોનો ભાર ઉઠાવતા અને તે ભારથીજ વાંકા વળીને ચાલતા આપણા ધૈર્યવાન મુસાફર રાજગઢ, ઉજ્જૈન, મક્ષીજી, સીપરી, ઝાસી, કાનપુર થઇને આગળ વધ્યા. દરેક સ્થાને તેઓશ્રી વ્યાખ્યાનો અને સદુપદેશ આપતા હતા અને પ્રત્યેક સ્થાને તેમના દર્શનથી લોકોને આશ્ચર્યાન્વિત કરતા હતા. આખરે ૧૯૦૩ મા તેઓશ્રી બનારસમાં પધાર્યા.

ત્યાં તેઓશ્રીની સામે મજબુત વિરોધ ઉભો થયો. અત્યંત મુશ્કેલીથી તેઓ એક ધર્મશાળા પ્રાપ્ત કરી શક્યા. અને ત્યાંજ તેમણે

પોતાની પાઠશાળા ચલાવવી શરૂ કરી એટલું જ નહિ પરંતુ જૈન ધર્મ સંબંધી લોકોમાં જે ખોટી માન્યતાઓ અને વ્હેમો ઘુસી ગયા હતા, તે દૂર કરવા માટે તેઓશ્રી શહેરના સૌથી વધારે ભીડવાળા મહોલ્લામાં ખુલ્લા આકાશ નીચે સભાઓ ભરવા મંડ્યા આખરે લોકોની શંકાઓ અને અમાન્ય વૈમનસ્યને મટાડીને તેઓ શહેરના અશિક્ષિત લોકોનો નહિ, પણ ધુરંધર વિદ્વાનોનાં પણ ધન્યવાદ, પ્રશંસા અને સત્કાર મેળવી શક્યા

નવ મહીના પસાર થયા મુનિશ્રીની અને સાથે સાથે તેમની પાઠશાળાની કીર્તિ પણ ઝડપથી ફેલાવા માંડી જલદી આગળ વધતા કોલેજને માટે થોડા વખતમાં એક મોટું ભવ્ય મકાન ખરીદવામાં આવ્યું. બે વર્ષ બાદ મુનિશ્રી ધર્મવિજયજીએ હેમચંદ્રાચાર્યના નામની લાયબ્રેરીની પણ સ્થાપના કરી

કાશીથી પ્રયાણ કર્યું. અહિંસાનો ઉપદેશ આપતાં તેઓ અયોધ્યા, ફૈઝાબાદ, લખનૌ, કાનપુર, કનોજ, ફરૂખાબાદ, કાયમગંજ અને શીકોઝાબાદ થઈને વિહાર કરી સંવત ૧૯૧૨ ના ચોમાસા પહેલાં તેઓશ્રી આગ્રામાં પહોંચ્યા. ત્યાં ચોમાસુ કર્યું, ત્યાં એક જૈનલાયબ્રેરી અને ફ્રી ડીસ્પેન્સરી ખોલાવી. એક ગુરૂકુલની યોજના પણ ત્યાં થઈ કે જે તેમના પ્રયત્નથી કાઠીઆવાડમાં આવેલા પાલીતાણા નગરમાં ખોલવામાં આવ્યુ.

મથુરા, વૃન્દાવન, ભરતપુર, જયપુર, અને અજમેર થઈને વિહાર કરતા, તેઓ ૧૯૧૭ માં બ્યાવર-નયાનગરમાં પહોંચ્યા. ચોમાસું પણ ત્યાંજ કર્યું. આ વખતે પ્રાચીન જૈન સાહિત્યના સંરક્ષણ અને ફેલાવના સાધનો વિષે એક 'જૈન કોન્ફરન્સ' ભેગી કરવાની સૂચના થઈ કોન્ફરેન્સના સ્થાન માટે જોધપુર નગર પસંદ કરવામાં આવ્યું. ત્યાં પહેલું ' જૈન સાહિત્ય-સંમેલન ' ૧૯૧૪ ની સાલમાં ભરાયું. પ્રોફેસર **હર્મન યાકોબી**, કે જેઓ આ વખતે હિંદુસ્થાનમાં હતા, અને જેઓ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજીને પત્રવ્યવહારથી જાણતા હતા, તેઓશ્રીએ પણ આ પરિષદમાં ભાગ લીધો સ્વર્ગવાસી કલકત્તાવાળા મહામહોપાધ્યાય **સતીશ-**

છે. કર્મ-ગ્રંથ સંબંધીની કેટલીક મુશ્કેલીઓ કે જેનાથી હું ઘણા વખતથી નિરાશ બન્યો હતો, તે તેઓશ્રીએ મને સ્પષ્ટ સમજાવી દીધી જૈનાગમના અંગોમાં આવેલાં તીર્થંકરોની મૂર્તિની પૂજા સંબંધીના ઘણા ઉલ્લેખો તેમણે મને બતાવ્યા ઇત્યાદિ અનેક રીતે તેઓશ્રીએ મને અનેક રીતે સહાયતા કરી છે આનાથી તેઓએ પાશ્ચાત્ય વિદ્વાનોમાં જૈન-ધર્મ વિષે સાચી માન્યતાઓ ઉત્પન્ન કરવા માટે ઘણો ફાળો આપ્યો તેઓશ્રીના મહેરબાનીથીજ અમને ઘણી ખરી પ્રતો પણ ઉછીની મળી છે, કે જેથી જૈનગ્રંથોનું એડીટ કરવાનું કામ શકય થયું છે."

ત્યાર પછી આચાર્યશ્રીએ **ઓશિયા**, કે જે જૈનોનું એક પવિત્ર સ્થાન છે તે તરફ વિહાર કર્યો. શિવગંજમાં ૧૯૧૪નું ચોમાસું કર્યું પછી તેઓ ગોલવાડ થઇને ઉપદેશ આપતા અને પાઠશાળા વિગેરે પરોપકારી સંસ્થાઓ ખોલતા તેઓશ્રી વિહાર કરી ગયા મેવાડમાં પણ વિહાર કર્યો બાદ તેઓ ૧૯૧૯માં બહુ લાંબી ગેરહાજરી બાદ ગુજરાતમાં પધાર્યા કાઠીયાવાડમાં મરકીનો ઉપદ્રવ હોવા છતાં તેઓશ્રી પોતાનો પવિત્ર સંદેશ ફેલાવતા ગામો ગામ વિચર્યા.

જૈન-સભ્યતા સંબંધી જે માન્યતાઓ આજકાલ પ્રચલિત છે, તે મોટે અંશે આ મહાન્ ગુરૂના સતત પ્રયત્નનું ફળ છે લગભગ પ્રત્યેક જૈનોલૉજીસ્ટને-ચાહે તે હિંદુસ્થાની હોય કે વિલાયતનાં હોય-દુર્લભ પુસ્તકો અને હસ્ત લિખિત પ્રતો અથવા પોતાની વ્યાખ્યા અને સલાહ દ્વારા મદદ કરતા હતા જૈનોલોજીને આગળ વધારવાનું કોઇ પણ એવું સાધન નહોતું કે જે તેમની દૃષ્ટિગોચર ન થયું હોય તેઓશ્રીનું મોટામાં મોટું કામ '**યશોવિજયજી જૈનગ્રંથમાળા** છે તે લગભગ ૭૫ સંસ્કૃત અને પ્રાકૃતમાં લખેલાં પ્રાચીન ગ્રંથોનો સંગ્રહ છે, કે જે બનારસમાં ૧૯૦૪ પછીથી જાહેર કરવામાં આવ્યા હતા તેઓશ્રી કાંઇ સાધારણ લેખક નહોતા, તેઓએ હેમચંદ્રાચાર્યના '**યોગશાસ્ત્ર**'નું એડીશન

કર્યું હતુ કે જે ‘બીબ્લીઓથીકા ઇન્ડિકા ’ના નામની ગ્રંથમાળામા જાહેર થયુ છે પ્રોફેસર બેલ્લોની ફીલ્લીપીએ તેની વિરૂદ્ધ સમાલોચના લખી હતી પરતુ વિજયધર્મસૂરીશ્વરજીએ ‘જર્નલ ઓફ ધી એશીએટિક સોસાયટી ઓફ બેંગાલ’ ( ૧૯૧૦ )મા એક પ્રતિ સમાલોચનામા પોતાની માન્યતાઓનો બચાવ કરી લીધો, જેનાથી તેઓ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સમસ્ત વિદ્વાનોની આગળ ગહન વિદ્વત્તા અને મબ્યતાવાળા જાહેર થયા છે

અને એક શ્રદ્ધાળુ જૈનસાધુ તરીકે આપણે તેઓશ્રીને આલેખીએ તો તેમના સંબંધમાં કહેવાનું હજી ઘણુંજ બાકી રહે છે. તેઓશ્રી તે કરતાં પણ વિશેષ હતા. શ્રીયુત એ. જે. સુનાવાલા, એમના 'વિજયધર્મસૂરિ' નામના ગ્રંથમાં ( કેમ્બ્રીજમાં પ્રગટ થયેલું ) આ મહાત્માજીના વ્યકિતત્વ સંબંધી નિમ્ન લિખિત શબ્દોથી વર્ણન કરે છે: " જે મનુષ્યો તેઓશ્રીને ધન્યવાદ આપે છે, તેઓને પૂજે છે, અને માને છે તો તેમના મહાન્ અપૂર્વ અને આશ્ચર્ય દાયક વ્યકિતત્વ-નોજ પ્રભાવ છે. તેઓ ગહન વિદ્વત્તાવાળા, ઉચ્ચ કોટીના સ્કોલર હતા. તેઓશ્રી સાધારણ જન-સમૂહના સુખદુઃખને સમજતા અને તેઓના હિતેચ્છુ પણ હતા. તેઓ પોતાના સાધુ-નિયમોને કઠોરતા પૂર્વક પાળતા હોવા છતા પણ પોતાના ધર્મના રહસ્યને પણ ઉદાર રીતે સમજતા સમજાવતા હતા તેઓ સ્વચ્છ અને દીર્ઘદૃષ્ટિવાળા એક મહર્ષિ હતા. તેઓ એક સાથે ધૈર્યવાન, કાર્યકુશળ અને ઉત્સાહી હતા તેમનો સ્વભાવ સત્ત્વાભિમાની હોવા છતા નમ્ર અને વિનયી હતો. તેઓશ્રીમા આત્મ-દમન ગંભીરતા અને એવી આત્મશકિત હતી, કે જે ગમે તેવી ભીડ, ગમે તેવા રાજકીય ભપકા અને સત્તા, અને ગમે તેવી ઇર્ષ્યા, દુષ્ટતા અથવા વૈમનસ્યની આગળ હમેશાં વિજયી રહેતી હતી તેમનામાં ચારિત્રની એવી શક્તિ હતી કે જેનો પ્રકાશ, ગમે તેવા સામાજિક ઝગડા, ઇર્ષ્યા વ્હેમો અને વૈમનસ્ય રૂપી અંધકારમા હમેશા કાયમ રહેતો હતો.

જો હમણા વ્યકિતગત ગુણોને છોડીને તેઓશ્રીએ સાહિત્યની અને સભ્યતાની જે સેવા બજાવી છે, તે ઉપર દૃષ્ટિપાત કરીએ તો માલૂમ પડે કે આ વિષયમા પણ આચાર્યશ્રી વિજયધર્મસૂરિ મહારાજને એક મહાન્ કહેવા જોઇએ. તેમની વિદ્વત્તા અને સભ્યતા ઉચ્ચ કોટિની હતી. તેઓશ્રીએ લખેલા અને પ્રગટ કરેલા ગ્રંથોની મોટી સંખ્યા તેની સાક્ષીભૂત છે. સાહિત્ય-ક્ષેત્રમા તેઓશ્રીએ જે મોટી સેવા કરી હતી અને

તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તેઓએ જે કિંમતી કામ કર્યું હતું તેના બદલામાં સમસ્ત ભારતમાના પંડિતોની એક મોટી સંખ્યાએ સર્વ સંમતિથી તેઓશ્રીને **" શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય "** આ પદવી આપી છે. વિલાયતના ઓરિઅન્ટાલીસ્ટો, કે જેનો વિષય કોઇપણ રીતે જૈનધર્મના સંબધમાં આવેલો છે, તેઓ બધા તેઓશ્રીથી બહુજ સારી રીતે પરિચિત છે. માટે હિન્દુસ્થાનના વિદ્વાનોએ આટલી બધી મોટી તેઓશ્રીના જ્ઞાનની કદર કરી છે, તે એક બહુજ વિચિત્ર લાગે છેઃ આ મોટા મહર્ષિએ સાહિત્યના ક્ષેત્રમા કરેલી સેવા જેટલે દૂર સુધી અને જેટલી સંપૂર્ણ રીતે વિલાયતના જૈનોલોજીસ્ટો તથા બીજા સસ્કૃત અને પ્રાકૃતના વિદ્વાનોમાં પરિચિત અને પ્રસિદ્ધ થઈ છે, તેવા પરિચિત અને પ્રસિદ્ધ તેઓ તેમની માતૃભૂમિ હિન્દુસ્થાનમા નથી થયા, તે ખરેખર બહુજ દિલગીરીની વાત છે પાશ્ચાત્ય વિદ્વાનોએ આચાર્ય મહારાજના જીવન અને કામકાજમા એટલો રસ લીધો કે જેથી તેમાંના કેટલાક,–દાખલા તરીકે, જર્મનીવાળા ડોકટર જે. હેર્ટલ, ફ્રાન્સવાળા ડોકટર એ. ગેરીનો, ઇટલીવાળા ડોકટર એફ. બેલોની ફીલીપ્પી, અને ડોકટર એલ પી. ટેસીટોરીએ એમનાં જીવન ચરિત્રો લખ્યા છે. એ જાણીને ભારતની પ્રજાને ઘણું આશ્ચર્ય થતું હશે "

૮

# જૈનશાસ્ત્રવિશારદ જૈનાચાર્યશ્રી વિજયધર્મસૂરિજી.

( લેખક: સાકરચંદ માણેકચંદ ધડીઆળી. મુંબઇ )

ગઈ તા ૫ મી સપ્ટેમ્બરના મંગળવારના દિવસે ગ્વાલિયરના શિવપૂરી ગામમાં જૈન કોમના મહાન્ આચાર્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ સવારના ૬ કલાકે અનેક શિષ્યો અને વખાણનારાઓની હાજરીમાં આ દુનિયા છોડી ગયા હતા, જેથી જૈન કોમમાં મોટો શોક ફેલાયો છે. તેઓ ત્રણેક વર્ષોથી માંદાજ રહેતા હતા અને અનેક ઉપાયો કરવા છતાં તેમનું આયુષ્ય લંબાવી શકાયુ ન હતુ.

જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ જન્મથી ઘોઘારી વીસા શ્રીમાળી જૈન હતા તેમના પિતાશ્રીનુ નામ રામચંદ્રભાઈ અને માતુશ્રીનુ નામ કમલાબાઇ હતુ તેમનુ પોતાનું જન્મ નામ મૂળચંદ્ર હતુ. અને તેમની જન્મભૂમિ મહુવા હતી તેમનો જન્મ સંવત ૧૯૨૪ મા થયો હતો

બાલ્યાવસ્થામાં મૂલચંદ્ર મહુજ તોફાની અને વિદ્યા તરફ કે ભણુવા તરફ બહુ થોડી લાગણી ધરાવનાર છોકરો હતો અને તેમના માતપિતાએ પણ ધાર્યું ન હતુ કે તે ભવિષ્યમા એક મોટો ધર્મગુરૂ થશે નિશાળમાં એ મૂલચંદ્ર કદાચ હાજરી આપતો અને શિક્ષકોને તેના તરફથી કોઇ પણ વખત સંતોષ ન હતો. આથી તેના પિતાએ દશ વર્ષની ઉમરેજ તેને નિશાળમાથી ઉઠાડી મૂકયો અને પોતાની સાથે ફેરવવા માંડયો. પણ તોફાની છોકરાએ દરકાર ન કરતાં ખરાબ સોબતો કરી, અને તે જુગાર રમવા લાગ્યો

એક વખતે મૂળચંદને જુગારમા મોટી ખોટ આવી અને તેના માતપિતાને તે વિષે ખબર પડતા તેઓએ તેને બહુ ઠપકો આપ્યો આ ઠપકાની તેના પર મોટી અસર થઇ અને દુનિયા પરથી તેનો પ્રેમ ઉડી જતા તેને વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થયો તે ભાવનગરમા ગયો અને ત્યાં

બિરાજતા મહાન વિદ્વાન્ જૈન મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની સેવા કરી, સાધુદીક્ષા આપવા વિનતિ કરી મહારાજશ્રીએ તેના માતપિતાની પરવાનગી વગર તેમ કરવા ના પાડી અને જ્યારે મૂળચન્દ્રે પોતે માતપિતાને બહુ વિનવ્યા બા૦ માતપિતાએ સાધુદીક્ષા લેવા પરવાનગી આપી ત્યારેજ માત્ર ૧૯ વર્ષની વયે મુનિરાજશ્રી વૃદ્ધિચન્દ્રજી મહારાજે તેને સાધુદીક્ષા આપી આ બનાવ સંવત ૧૯૪૩ માં બન્યો

આ વખતથી મૂળચન્દનુ નામ બદલાયુ અને તે મુનિરાજશ્રી ધર્મવિજયજી બન્યા અત્યાર સુધી તેમની વિદ્વત્તા નહિ જેવી હતી પણ આ જીવનપરિવર્તનથી તેમને જ્ઞાન મેળવવા ઘણી ઉત્કંઠા વધી અને તેમણે રાતદિવસ અભ્યાસ વધારવા માંડયો તેઓએ સસ્કૃત ભાષાનુ માગધીનુ અને પ્રાકૃતનુ જ્ઞાન દિનપર દિન વધારવા માડયુ અને તેથી તેમની સાથેના બીજા સાધુઓ પણ ચકિત થયા. આ વખતથીજ તેમને એવા વિચારો આવ્યા કે ' હજારો મનુષ્યોની સભામાં ઉપદેશ આપુ " " ગામેગામ પાઠશાળાઓ સ્થાપુ ' ' અનેકને સાચે માર્ગે દોરૂ ' અને એ વિચારો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા ગયા

ગુજરાતને પોતાના ઉપદેશનો લાભ આપી ધર્મવિજયજી મહારાજ સંતોષ પામ્યા નહિ તેમને લાગ્યું કે, બંગાળા, બીહાર, મેવાડ, મારવાડ, ત્રિગેરે દેશોમાં ધર્મોપદેશની મોટી જરૂર છે અને એ દેશોમાં જવાની મોટી અગત્ય છે જૈન સાધુઓને જ્યાં જ્યા જવું પડે છે, ત્યા ત્યા, તેમને પગે ચાલીને, ઉઘાડે માથે, ભીક્ષાવૃત્તિમા, જે કોઇ આપે તે ખાઇને, તડકા અને ટાઢમાં કોઇ પણ છત્રી કે ગાડી વગર જવું પડે છે અને રસ્તામા જો કોઇ પુણ્યશાળી જીવો અને સાધુઓ પર પ્રીતિ રાખનાર મનુષ્યો મળતા નથી તો તેમની સ્થિતિ મહુ ત્રાસદાયક થઇ પડે છે.

પણ એ મુશ્કેલીઓ છતા તેમણે બનારસ જવાનું બીડુ ઝડપ્યુ અને કેટલાક સાધુઓ સાથે અનેક દુઃખ વેઠતા સંવત ૧૯૫૯ના અક્ષય તૃતીયા-વૈશાખ સુદિ ૩-ને દિવસે તેઓએ બનારસ-કાશીમા પ્રવેશ કર્યો. ત્યાં જૈન સાધુઓ માટે નહોતુ કોઇ ઉતરવાનુ સ્થાન કે રહેવાની જગ્યા. ત્યાં જૈનોને કોઈ ઓળખતુ પણ નહતુ પણ મહારાજશ્રીએ અનેક રીતે મહેનત કરી, ત્યાં એક નાની પાઠશાળા—'શ્રીયશોવિજય જૈન બનારસ પાઠશાળા," અને "શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન પુસ્તકાલય," સ્થાપ્યા. અને તે વખતના કાશી નરેશને પણ જૈન ધર્મનો ઉપદેશ આપી તેમની પ્રીતિ સંપાદન કરી એ બાદ તેઓશ્રી બંગાળ અને બીહારના અનેક ગામોમાં ફર્યા અને અનેક જ્ઞાન ખાતા સ્થાપી, સંવત ૧૯૬૪મા પાછા બનારસ પધાર્યા અને ત્યાંની પાઠશાળાનો ઉદ્ધાર કર્યો. આ વખતથી એ પાઠશાળા તરફ અન્ય દર્શની વિદ્વાનોનુ ધ્યાન સારી રીતે ખેચાયુ, અને તેઓને એક સભાએ શ્રી કાશી નરેશના પ્રમુખપણા નીચે સંવત ૧૯૬૪ ના શ્રાવણ વદિ ૧૪ ને દિવસે તેમને "જૈનાચાર્ય શાસ્ત્ર વિશારદ"નુ પદ અર્પણ કર્યું

ત્યાર પછીથી તેમની વિહારની અને જ્ઞાન ખાતાઓ સ્થાપવાની,

અનેક પુસ્તકો છપાવવાની, ગ્રંથમાળાઓ ચાલુ કરવાની, સાહિત્ય પરિષદ ભરવાની, અને અનેક પાશ્ચાત્ય તેમજ પૂર્વના વિદ્વાનોને જૈનધર્મ તરફ ખેંચવાની તવારીખ ઘણી લબાણ છે એટલુ જ કહેવુ પુરતુ થઈ પડશે કે તેઓએ સૂરિ પદ મેળવ્યા બાદ જ્ઞાનવૃદ્ધિનાં અનેક કામો કર્યાં હતાં. હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોના ભંડારો ખોલાવી તેમાંના અનેક પુસ્તકો 'શ્રી યશોવિજયજી ગ્રંથમાલા' મારફતે પ્રગટ કર્યાં હતા અને તેમની વિદ્વત્તા ખૂબ જાહેર થતા અનેક યુરોપિયનો તેમના તરફ ખેંચાઈને તેમની સલાહ લેવા આવવા લાગ્યા હતા. તેમણે ઉઘાડે માથે પગે ચાલીને છેક અમદાવાદ, પાવાપુરી રાજગૃહિ, સમેતશિખર વિગેરેની મુલાકાત લીધી હતી, અને કેટલાક રાજા મહારાજાઓને પણ ઉપદેશ આપ્યો હતો. તેમના છેવટના દિવસોમાં તેઓ ત્રણેક વર્ષો પર મુબઈ પધાર્યા હતા. ત્યા ગઈ ભાદરવા શુદિ ૧૪ ને દિવસે ગ્વાલિયરમાં લગભગ ૫૪ વર્ષની વયે તેઓએ પોતાના શરીરનો ત્યાગ કર્યો હતો.

સ્વર્ગસ્થ આચાર્ય સાથે મહાન પાશ્ચાત્ય ધર્માભ્યાસીઓ જેવા કે પ્રોફેસર હરમન યાકોબી, લોયમેન હોરનલ, ગેરિનોટ, હરટલ, ટેસીટોરી વિગેરે અનેક વિદ્વાનો એક યા બીજી રીતે સબધમા આવ્યા હતા. કેટલાકો તો તેમની સાથે ચાલુ પત્ર વ્યવહાર રાખતા, કેટલાક તેમની પાસે ખાસ શીખવા અને ખુલાસા મેળવવા આવતા અને તેમના જ્ઞાનથી ચકિત થઈ જૈનધર્મ વિષે જે અનેક કિવદંતિઓ ખોટી રીતે મનાતી હતી, તે વિષે ખરી બીના જાણી મતોભેદ દર્શાવતા. તેમની પાસે એ યુરોપીયન વિદ્વાનો ઉપાશ્રયના અંધારામા પણ રાત દિવસ બેસતા અને ધર્માલાપ કરતા તેમની સાથે ગુફામા જઈ જૈન મૂર્તિઓના દર્શન કરી, તે ઉપરના લેખો ઉકેલવામાં સામેલ થતા. તેમના હિન્દી અથવા ગુજરાતી વ્યાખ્યાનોમાં હાજરી આપતા તેમની સાથે પગે ચાલીને વિહાર કરતા. તેમની પાસે રહીને જૈન સાધુઓના આચાર વિચાર તપાસી તેનુ અવલોકન લખતા.

હવે આ જ્ઞાન આપનાર વિરલો ચાલી ગયો છેઃ અને તેમના મરણ-સમયે તેમની મુલાકાત લેનાર જે છેલ્લો યુરોપીયન વિદ્વાન હતો તે પ્રોફેસર સિલ્વન લેવી હતો, જે ખાસ શિવપૂરી જઇને તેમના જીવનની છેલ્લી ઘડીઓ દરમિયાન મળ્યો હતો. તેમનું જૈન આગમોનું, સંસ્કૃતનું, પાલીનું, માગધીનું અને પ્રાકૃત, ગુજરાતીનું જ્ઞાન અદભૂત હતું અને પ્રોફેસર હરટલે એ જ્ઞાનનું જે પાન કર્યું હતું તેના પરિણામે તે પ્રોફેસર કેટલાંક જુનાં ગુજરાતી પુસ્તકો બહાર પાડનાર છે. તેમની વિદ્વત્તા જાણી તેમના જીવન વૃતાંતો ઘણાક યુરોપ્યન વિદ્વાનોએ, ઇંગ્રેજી, ફ્રેંચ, જર્મન અને ઇટાલ્યન ભાષામાં લખ્યાં છે. તેઓ બેંગાલની એશીયાટીક સોસાયટીના એસોસીએટ મેમ્બર અને જર્મન તથા ઇટાલીની ઓરીયેંટલ સોસાયટીના ઓનરરી મેમ્બર હતા. તેઓ અનેક શાસ્ત્રોના પારંગત, અનેક ગ્રંથોના કર્તા અને જ્ઞાન ખાતાઓના સ્થાપક અને જૈનતત્ત્વ જ્ઞાનનો જગતમાં પ્રસાર કરવા માટે પદ્ધતિસર ભગીરથ પ્રયત્ન કરનાર જૈન સુધારક સાધુ હતા. જૈન તત્ત્વ જ્ઞાન પરનો તેમનો પ્રેમ અપૂર્વ હતો અને છેલ્લી ઘડી સુધી " વીર! વીર! " બોલતાં જ કાળ ધર્મ પામ્યા હતા. તેઓએ અનેક વિદ્વાનોની ખાત્રી કરી આપી હતી કે જૈનધર્મ એ એક સ્વતંત્ર અને પ્રાચીન ધર્મ છે અને તેનાં તત્ત્વો બહુ જ થોડા ખરા

૯

## મહાત્મા વિજયધર્મસૂરિજી

( લેખક—સાકરચંદ માણેકચંદ ઘડીઆળી, મુંબાઈ )

આચાર્યશ્રી વિજયસૂરિનો જન્મ કાઠિયાવાડમા આવેલા મહુવા ગામમાં શામવચ્છાના કુટુંબમાં સ. ૧૯૨૪ મા થયો હતો. તેઓ જ્ઞાતે વીશા શ્રીમાળી વણિક હતા અને તેમનું અસલ નામ મૂલચંદ હતુ.

સૌ બાળકોનો બાલ્યકાળ ખેલ–કુદમાજ અને રમતમાંજ વ્યતીત થાય છે. પરંતુ મૂળચંદની ખેલ–કુદ અને રમતમા કંઇક વિશેષતા હતી અને તે વિશેષતા એ કે દશ વર્ષની ઉમ્મર સુધી પિતાએ સ્કુલમાં બેસાડી ભણાવવાની અનેક કોશીશ કરવા છતાં મૂળચંદે અક્ષરજ્ઞાન ન કર્યું તે નજ કર્યું તેમજ વેપાર ધંધામા પણ ચિત્ત ચોટયુ નહીં. અને દ્યુતનો છંદ લાગ્યો.

વૈરાગ્ય એ ગૃહત્યાગનો–સંસારત્યાગનો મુખ્ય હેતુ છે. પણ વૈરાગ્ય વૈરાગ્યમા ફરક છે કોઇને થાય છે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય તો કોઇને થાય છે દુઃખગર્ભિત વૈરાગ્ય મૂળચંદના ગૃહત્યાગમાં જે વૈરાગ્ય હતો તે દુઃખ ગર્ભિત વૈરાગ્ય હતો. જુગારમાં બધુ હારી બેઠા, પિતા અને વડીલ ભાઈ તરફથી તિરસ્કાર થયો આ બધુ થતા સંસારનો સ્વાર્થ સમજાયો, એટલે ઝટ બેડો પાર કરનાર મહાત્માની શોધ કરવા લાગ્યા ભાવનગરમાં એક મહાન યોગીશ્વર મહાત્મા શ્રી વૃદ્ધિચંદજી મહારાજ પાસે પહોંચ્યા અને ઓગણીસ વર્ષની ઉમરે સ. ૧૯૪૩ના જ્યેષ્ઠ વદી પના દિવસે ભાવનગરમાંજ દીક્ષા ગ્રહણ કરી હવે મૂળચંદ મટી તેઓ મુનિ ધર્મ-વિજય બન્યા.

શાસ્ત્રોમા ગુરૂભક્તિનુ અપૂર્વ વર્ણન કરવામા આવ્યુ છે. " ગુરૂ

ભક્તિથી—ગુરૂમેનાથી પાષાણુ પારસ બને છે. લોઢુ કંચન બને છે." આ વાતની સત્યતાનું જો કોઇને જ્વલંત ઉદાહરણ જોવુ હોય તો તે મુનિ શ્રી ધર્મવિજયજી છે. તેઓ દુનિયાના અદ્વિતીય વિદ્વાનોમાંના એક પ્રસિદ્ધ આચાર્ય બન્યા એ માત્ર ગુરૂભક્તિથી તેમની બાલ્યાવસ્થાના બહુ પરિચિત સહયોગી ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજી મર્હુમ મહાત્માશ્રીના સ્વર્ગવાસની નોંધ લખતા પોતાના 'જૈનધર્મ પ્રકાશ'ના આશ્વિન માસના અંકમા લખે છે

"એક દિવસ તેમના વૈરાગ્યાદિ ગુણથી પ્રસન્ન થઇને ગુરુ મહારાજે આશિષ આપી હતી કે ' જા બેટા, અભ્યાસ કર, તુ જૈનધર્મનો મોટો નેતા થઇશ ' આ આશિષ અક્ષરશઃ ફળી છે."

વળી ગુરુ કૃપાનું જ આ ફળ છે કે એક વખતના મુનિ ધર્મવિજયજી, પોતાની વિદ્વત્તાથી દુનિઆને મુગ્ધ કરી રાજા મહારાજાઓને પ્રતિબોધી કાશી જેવા ક્ષેત્રમાં દુનિઆના મહાન વિદ્વાનોદ્વારા નામદાર કાશી નરેશના હાથે શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય 'નુ મહાન્ પદ મેળવવા ભાગ્યશાળી થઇ શક્યા

સાધુ માત્રનુ કર્તવ્ય દેશદેશાતરોમા વિચરી જનતાને ઉપદેશ આપવો અને સાહિત્ય સેવા કરવી એ બે સિવાય ત્રીજુ કોઇ નથી અને હોઇ પણ ન શકે આચાર્ય વિજયધર્મસૂરિએ પોતાના આ બે કર્તવ્યોને સંપૂર્ણ રીતે અદા કર્યા છે એ તેમના જીવનનુ અવલોકન કરનાર કોઇ પણ સહૃદય જોઇ શકશે સં. ૧૯૪ ની સાલથી તેમણે સાધુના પ્રથમ કર્તવ્યનુ પાલન કરવુ આરભ્યુ હતુ. સાધુના ધર્મ પ્રમાણે હમેશા પગે ચાલીનેજ મુસાફરી કરવાની હોવા છતા અને ભિક્ષા માટે ચોક્કસ નિયમો પાળવાના હોવા છતા તે મહાન કષ્ટોની સામે થઇને પણ તેમણે ગુજરાત, કાઠીઆવાડ, મારવાડ, મેવાડ, માલવા ઉત્તરહિંદુસ્થાન, મગધ, બંગાલ અને દક્ષિણ ખાનદેશ વિગેરે લગભગ તમામ દેશોમા મુસાફરી કરી ચુક્યા છે. તેમનો વિહાર તપાસતા એમ કહેવુ અનુચિત નહીજ લેખાય કે

## સાહિત્ય સેવા

જૈનોમાં સાહિત્ય પ્રચારનું સૌથી ઉંચામાં ઉંચું માન જો કોઇને ઘટતું હોય તો તે વિજયધર્મસૂરિજીને ઘટે છે. આચાર્યશ્રીએ કાશીજીમાં સૌથી પહેલાં ૧૫-૧૭ વર્ષ પર 'યશોવિજય પાઠશાળા'ની સાથે 'યશોવિજય ગ્રંથમાળા' શરૂ કરી, જેમાં અત્યાર સુધીમાં લગભગ એક સો જેટલા ગ્રંથો પ્રકાશિત થઇ ચુકયા છે

આચાર્યશ્રીએ ગ્રંથ પ્રકાશન કાર્યમાં બીજાઓની માફક સંકુચિત આશય નહોતો રાખ્યો. તેઓ તે ગ્રંથોનો લાભ જૈન વિદ્વાનો જ નહી પરંતુ જૈનેતર વિદ્વાનો પણ લે, એને માટે છુટે હાથે વિદ્વાનોને તે ગ્રંથો ભેટમાં આપતા અને મોકલાવતા. ઇંગ્લંડ, જર્મની, ઇટલી, અમેરિકા, ફ્રાન્સ અને એવા બીજા દેશોમા જૈન સાહિત્યના અનેક અભ્યાસીઓ બહાર પડયા છે, એના કારણમાં આચાર્યશ્રીની આ ઉદારતા મુખ્ય છે.

આચાર્યશ્રીએ જેમ પ્રાચીન ગ્રંથો બહાર પાડવાનું કામ આરંભ્યું હતું, તેમ ગુજરાતી, હિંદી અને સંસ્કૃત ભાષામાં સ્વયં ગ્રથો લખી તેની હજારો નકલો છપાવરાવી તેનો પ્રચાર કરવાનું કામ પણ તેમણે છેલ્લાં કેટલાંક વર્ષોથી આરંભ્યું હતું. જેને લીધે તેઓ અત્યાર સુધીમાં લગભગ બધા મળીને ૧૫-૧૬ ગ્રથો લખી શકયા હતા. જેમાંના લગભગ બારેક ગ્રથો પ્રકાશિત થયા છે અને બીજા અપ્રસિદ્ધ છે. આચાર્યશ્રીની લેખનશૈલી, ભાષાનુ માધુર્ય, દલીલોની સચોટતા અને તે ગ્રંથોની ઉપયોગીતા એટલી બધી છે કે જેને લીધે તેમના એક એક ગ્રંથની બબ્બે ત્રણ ત્રણ આવૃત્તિઓ નીકળી ચુકી છે. તેમની વિદ્વત્તા અને સાહિત્ય સેવાની પ્રસિદ્ધિનું જ એ પરિણામ છે કે સૂરિજીને કલકત્તા એસીયાટીક સોસાયટી ઓફ બેંગાલના એસોસીએશટ મેમ્બર, તેમ ઇટલીની એશીઆટીક સોસાયટીએ અને જર્મન ઓરિએંટલ સોસાયટીએ પોત-

પોતાની સોસાયટીઓના ઓનરરી મેમ્બર બનાવ્યા હતા. સૂરિજીએ બનાવેલા અને સંશોધિત કરેલા પ્રસિદ્ધ ગ્રંથો આટલા છે " ધર્મદેશના " " જૈનતત્ત્વ દિગ્દર્શન " " જૈન શિક્ષા દિગ્દર્શન " " પુરુષાર્થ દિગ્દર્શન " " ગૃહસ્થધર્મ " " ઇંદ્રિય પરાજય દિગ્દર્શન ", " આત્મોન્નતિ દિગ્દર્શન ", " ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ ૧, ૨, ૩ ', ' જૈન તત્ત્વજ્ઞાનમ્ " " દેવદ્રવ્ય સંબંધી મારા વિચારો ', ઐતિહાસિક તીર્થમાળા સંગ્રહ " " પ્રમાણ પરિભાષા " વગેરે આ સિવાય મર્હુમ મહાત્માશ્રીના બનાવેલા બીજા કેટલાક ગ્રંથો અપ્રસિદ્ધ પણ છે

## પાશ્ચાત્ય દેશોમાં પ્રસિદ્ધિ

આચાર્ય વિજયધર્મસૂરિજીએ પોતાની વિદ્વત્તાથી આ દેશના વિદ્વાનોમાંજ ખ્યાતિ નથી મેળવી પરંતુ ઇંગ્લંડ, જર્મની, ઇટલી, ફ્રાન્સ, અમેરીકા અને આવા બીજા દેશોના વિદ્વાનોમાં અદ્વિતીય ખ્યાતિ મેળવી હતી. બલ્કે ઇટાલીઅન વિદ્વાન્ ડૉક્ટર એલ પી ટેસીટોરી અને સુપ્રસિદ્ધ ફ્રેન્ચ વિદ્વાન સીલ્વન લેવીના કથન પ્રમાણે કહીએ તો આચાર્ય વિજયધર્મસૂરિજીને આ દેશના વિદ્વાનો જેટલા ઓળખી શક્યા છે, તેના કરતા પાશ્ચાત્ય વિદ્વાનો વધારે ઓળખી શક્યા છે અને તેનુંજ એ પરિણામ છે કે પાશ્ચાત્ય વિદ્વાનોમાંના એક બે નહીં, પરંતુ સંખ્યાબંધ વિદ્વાનો, આચાર્ય વિજયધર્મસૂરિજીએ તેમના અભ્યાસના કરેલી સહાયતા બદલ અંતઃકરણ પૂર્વક અહસાન માને છે. તેઓમાંના કેટલાકોએ તો પોતપોતાની ભાષામાં આચાર્યશ્રીના જીવનચરિત્રો લખીને પણ પ્રકટ કર્યા છે. જેમ ડૉક્ટર બેલોની ફીલીપ્પીએ ઇટાલીઅન ભાષામાં અને ડૉ ગેરીનોએ ફ્રેંચ ભાષામાં લખ્યા છે.

વળી હાલમાંજ ભાવનગરના જજ મી અરદેશર જમશેદજી સુના

વાલાએ અગ્રેજીમા લખેલુ એક મોટુ જીવનચરિત્ર કેમ્બ્રિજ યુનીવરસીટી પ્રેસ તરફથી છપાઇને બહાર પડયુ છે

આ ઉપરાત ડૉક્ટર એલ પી ટેસીટોરીએ અગ્રેજીમા લખેલુ જીવનચરિત્ર તો પ્રસિદ્ધ જ છે તે સિવાય જર્મન વિદ્વાન ડૉ હર્ટલ, આવતા વર્ષમાં લીપ્ઝીકના મળનારી પદાર્થ વિજ્ઞાનીઓની કોંગ્રેસમા " વિજયધર્મસૂરિ અને તેમના ગ્રથો " એ વિષય ઉપર ખાસ એક નિબધ વાચનાર છે

તેઓ જ્યા જ્યા વિચરતા, ત્યા ત્યા જ્ઞાનપ્રચારના સાધનોનો ખાસ ઉપદેશ આપતા. કાશીની ઉપર્યુક્ત પાઠશાળા ઉપરાત પાલીતાણાનુ યશોવિજય ગુરૂકુળ, મુબઇનુ વીરતત્ત્વ પ્રકાશક મડળ, મહુવાનું યશોવૃદ્ધિ બાલાશ્રમ, લીંમડીની જૈન બોર્ડીંગ, એ આદર્શભૂત સસ્થાઓ તેમનાજ ઉપદેશનુ પરિણામ છે આવી રીતે મારવાડ, મેવાડ વીગેરેમા નાની નાની અનેક પાઠશાળાઓ સ્થાપન કરાવી એ તે જુદી

વળી જ્ઞાનપ્રચારને માટે જેમ તેમણે પાઠશાળાઓ, બાલાશ્રમો અને બોર્ડીંગો સ્થાપન કરાવ્યા છે, તેવીજ રીતે ઠેકાણે ઠેકાણે લાયબ્રેરીઓ પણ સ્થાપન કરાવી છે. તેમની જ્ઞાનાભિરુચિતા અને ઉદારતાનુ એ જવલત ઉદાહરણ છે કે પોતાના ખાનગી પુસ્તકોનો એક વિશાળ ભડાર, જેમાં હજારો હસ્તલિખિત પુસ્તકો અને હજારો છાપેલ તમામ જાતના પુસ્તકોનો સમાવેશ થઈ જાય છે, તે જગતના લાભને માટે પબ્લીક લાયબ્રેરી તરીકે ખુલ્લો મુકવાની વ્યવસ્થા કરી ગયા છે

## દેશ કાળ સમજવાની શક્તિ

જૈનધર્મનુ મહાન સૂત્ર " દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને ઓળખો " એ બતાવે છે કે ધર્મનાં વ્યાખ્યાનો આપો, અનેક ગ્રથો લખો, આગમોના

પારગામી કહેવડાવો, પરંતુ દેશકાળ ઓળખવાની શક્તિ નથી, તો તે માન અને વ્યાખ્યાન ધૂળ ઉપર લીંપણુ બરાબર છે. મહાત્મા વિજયધર્મસૂરિજીએ પોતાનો પ્રકાશ જગત ઉપર નાખ્યો, તેમણે વિદ્વાનોને આંજી નાખ્યા, અને તેઓ જૈન ગુરૂ છતાં જગત તેમને પોતાના ગુરૂ માનતું, એ એમના સમય ઓળખવાના ગુણનેજ આભારી છે. ભાવનગરની પ્રજાની એક વિરાટ સભામાં એક જૈન ગૃહસ્થ આચાર્ય મહારાજશ્રીનો ઉપકાર માનતાં જ્યાં એમ બોલ્યા કે–' અમારા ગુરૂ ' ત્યાં તત્કાળ સભાએ તેમને અટકાવ્યા અને પોકાર કરીને કહ્યું; " ' અમારા ગુરૂ ' નહી પરંતુ ' આપણા ગુરૂ ' કહો " તેમના આ ગુણનુંજ એ પરિણામ હતું કે જે વખતે જૈનસાધુઓ ઉપાશ્રયના ખુણામાં પાટ ઉપર બેસીનેજ વ્યાખ્યાન વાંચવામાં પોતાનું મહત્ત્વ અને ગૌરવ સમજી રહ્યા હતા, એટલુંજ નહીં પરંતુ જાહેર વ્યાખ્યાન આપવામાં મહાન પાપ અને ધર્મનો નાશ સમજતા હતા, તે વખતે આ બહાદુર નરે બહાર પડી જાહેર વ્યાખ્યાનો આપવાની પહેલ કરી અને પોતાના ઉપર થતા અસહ્ય આક્ષેપો સહન કર્યા. આજે તેજ પાપ સમજનારા અને ધર્મનો નાશ સમજનારા સાધુઓ આચાર્યો આદિ સ્વયં જાહેર વ્યાખ્યાનો આપી રહ્યા છે. તેમની એ ઉદાર વૃત્તિએ–તેમની સમયસૂચકતાએ એટલાપીજ તેમને નથી અટકાવ્યા. મહાવીરના સિદ્ધાંતની ઉદાર ભાવનાને ચરિતાર્થ કરવા તેમણે વધારે પ્રેરણા કરી.

તેઓશ્રી આમ છડેચોક રાજદરબારોમાં જવા લાગ્યા હતા અને તેમને ઉપદેશ આપતા હતા. કેમકે તેમનું માનવું હતું કે "એક લાખ મનુષ્યોને ઉપદેશ આપવામાં સમાયલો છે, તે એક રાજા અથવા રાજ્યાધિકારીને આપવામાં સમાયલો છે" અને એવા લાભની ખાતર પોતાને ગમે ત્યાં પણ જવું પડે, તો તેમાં ધર્મની કે પોતાની માનહાનિ નહીં પરંતુ ગૌરવજ રહેલું સમજતા અને એ માર્ગે એમણે અનેક રાજ્યોમાંની જીવહિંસા અટકાવી છે, ને તેવાંજ અનિષ્ટો ટાળ્યાં છે. આચાર્યશ્રીના પાસે આવેલો કોઇપણ ધર્મ કે સમાજનો મનુષ્ય સંતુષ્ટ થયા વિના ગયો નથી. તેમની ઉપદેશ પદ્ધતિ પણ સમયસૂચકતાથી પરિપૂર્ણ રહેતી. સ્વધર્મની દૃઢતા સાથે પરધર્મ સહિષ્ણુતા પણ તેમનામાં ભારે હતી. તેમનો ખાસ સિદ્ધાંત હતો કે "અધર્મનું ખંડન કરવા કરતાં સદ્ધર્મનું પ્રતિપાદન કરવું, એજ વધારે શ્રેષ્ટ છે." "અસત્યનો તિરસ્કાર કરવા કરતાં સત્યનું સ્વાગત—સત્યનો સતકાર વધારે શ્રેષ્ટ છે." "દુર્જનને નિંદવા કરતાં સજ્જનનું સ્વરૂપ પ્રકાશવું એ ઉત્તમ છે." તેમનો ઉપદેશ આ સિદ્ધાંતોને આધારે ચાલતો. અને તેથી ગમે તેવો વિરોધી પણ સંતોષ પામીને જતો. એક બીજાનું ખંડન કરવામાં આનંદ માનનારાઓએ વિજયધર્મસૂરિનો આ સિદ્ધાંત ઉપર ધ્યાન આપવું જોઇએ. હા; કોઇ વિના કારણે તેમના ધર્મ કે સિદ્ધાંતો ઉપર આક્ષેપો કરતું તો તેનો યુક્તિપૂર્વક જવાબ આપવામાં તેઓ કદી પાછા ન હઠતા.

આચાશ્રીનાં ઉપરનાં તમામ કાર્યો જોતાં તેમનું મનોબળ, તેમની નીડરતા, તેમનો શાસનપ્રેમ અને તેમની કાર્યદક્ષતા—એ બધુ જોતાં એમ કહેવું લગારે ખોટું નથી કે મહાત્મા વિજયધર્મસૂરિ, એક સામાન્ય આચાર્ય કે સામાન્ય વ્યક્તિ નહીં, પરંતુ આ વીસમીસદીમા જૈનસમાજમા નવયુગનો પ્રવર્તાવનાર એક મહાન પ્રવર્તક નર હતો. જેણે જૈન આચાર્યોને,

જૈન સાધુઓને અને જૈનસમાજને પોતાના જીવન ઉપરથી અનેક પાઠો શીખવ્યા, જેણે જૈનશાસન દીપાવ્યુ, જેણે જૈન અને હીંદુઓના વૈમનસ્યને બન્યુ તેટલુ ઢીલુ કરી નાખ્યુ, અને જેણે જૈનધર્મ એ બૌદ્ધધર્મની શાખા નહીં, પરતુ પ્રાચીન અને પવિત્ર સ્વતત્ર ધર્મ છે, એવી છાપ વિદ્વાનોનાં હૃદય પટોપર સુવર્ણાક્ષરે કોતરાવી એ મહાન્ નરને વીસમી સદીનો નવયુગ પ્રવર્તક કહેવામા કૈજ અજુગતુ નથી.

'ગુજરાત' માસિકના ૧૯૭૮ નાં
કાર્તિકના અકમાંથી



૧

## અલ્લેશેન્ટી ડેલ્લરેલિજીઓની-સ્થાન રોમ

( ઇટલી ભાષામાંથી )

નવીન ભારતના સૌથી મ્હોટા પુરૂષોમાંના એક સ્વર્ગવાસી થયા છે. કામથી ભરેલું અને આરામ રહિત જીવન પૂરૂ કરીને આ પુજ્ય જૈનાચાર્ય, એવી શાશ્વત શાંતિમાં દાખલ થયા છે, કે જે શાંતિને ઉત્તમ લોકો પ્રાપ્ત કરે છે, એમ ધર્મગ્રંથો કહે છે. તેઓ પોતાની પાછળ એવી સ્મરણીય નિશાનીઓ મૂકી ગયા છે કે જે નિશાનીઓ કયારે પણ નષ્ટ થાય તેમ નથી. તે નિશાનીઓ આ છે. (૧) જેઓને તેઓ વધારે ચાહતા હતા, એવા શિષ્યોમાં ઘણી સુંદર ભાવનાઓ. (૨) જૈનધર્મ સંબંધી લખેલા વિવિધ પ્રકારના ગ્રંથો. અને (૩) જૈનસમાજમાં એમના વ્યક્તિત્વની પાડેલી પ્રભાવશાળી અસર કે જે જૈનસમાજમા તેમના અવસાનથી ભારે ખોટ પડેલી માનવામાં આવે છે, શ્રીઇંદ્રવિજય ઉપાધ્યાય, કે જેઓ એમના મુખ્ય શિષ્ય અને પટ્ટધર છે, તેમણે મને નિમ્નલિખિત શબ્દોથી આ દુઃખદાયક સમાચાર મોકલ્યા હતા.

" ૫ મી સપ્ટેમ્બર મગળવારે સ્વવારે સાડાછ વાગે મારા પૂજનીય ગુરૂમહારાજ શ્રીવિજયધર્મસૂરિ સંપૂર્ણ શાંતિપૂર્વક આ અસાર સંસારથી નીકળી ગયા છે. કુદરતનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે મૃત્યુ, એ આશ્ચર્યજનક વસ્તુ નથી. કારણકે તે એક સ્વાભાવિક વસ્તુ છે જ્યારે જીવન એ વિકૃતિ છે. અને તેટલા માટે આપણે પણ એક વખત તે માર્ગે અવશ્ય જવાનું છે. જો કે એમનું પૌદ્ગલિક શરીર અદશ્ય થયું છે, છતાં આપણને એ વિશ્વાસ છે કે તેઓ તેમની કીર્તિ અને તેમણે

કરેલાં કાર્યરૂપે વિદ્યમાનજ છે, એટલુંજ નહિં પરન્તુ હમેશાં વિદ્યમાન રહેશે, અને આપણાં સેવાનાં કાર્યોમાં પ્રોત્સાહન આપતાં રહેશે. એ કહેવાની જરૂરી છે કે સાહિત્યના ક્ષેત્રમાં તેમણે જે સેવાઓ કરી છે, તે ઘણી મોટી છે અને અમે લોકો તેનો હજારમો ભાગ પણ કરવાને સમર્થ નથી. છતાં તેઓની યાદગીરીથી મને વધારે કામ કરવામાં ઉત્સાહ આવશે. "

મને પણ એમજ લાગે છે કે સ્વર્ગસ્થને માન આપવાનું સારામાં સારૂં કાર્ય એ છે કે, તેમણે જે કામો પ્રારંભ્યાં હતાં, તે કામો ઉત્સાહથી આગળ વધારવાં. વિજયધર્મસૂરિજી ખરેખર એક પયગમ્બર હતા; પરન્તુ તે પક્ષપાત અને ઝનુન રહિત પેગમ્બર હતા. એમણે પોતાની આખી જિંદગી ઉત્સાહપૂર્વક જૈનધર્મના પ્રચારને માટે સમર્પણ કરી હતી. તેનાજ પરિણામે જે દેશોમાં જૈનધર્મનો પ્રચાર નહિં હતો, ત્યાં પણ જૈનધર્મનો પ્રચાર થયો હતો. આ પ્રચાર કાર્ય તેઓ એક આદર્શભૂત પ્રસન્નતા અને નિષ્પક્ષપાતતા પૂર્વક કરતા હતા. તેઓ ક્યારે પણ

તેઓ એવાં અમૂલ્ય સાધનો મૂકતા હતા, કે જે સાધનો પૂરાં પાડવામા બીજા કેટલાક જેનો ઘણો સંકોચ ધરાવતા હતા આ ઉપરાન્ત તેમણે એક ગ્રંથમાળા પણ સ્થાપિત કરી હતી કે જેમાં છપાયેલા ગ્રથો, અત્યન્ત ઉદારતાપૂર્વક વિદ્વાનો, વિદ્વાન સંસ્થાઓ અને પુસ્તકાલયો ઉપર મોકલાવતા હતા. આ ગ્રંથમાળાનું નામ 'યશોવિજય જૈન ગ્રંથમાળા' છે, કે જેમાં તત્ત્વજ્ઞાન, કાવ્ય, કથા, વ્યાકરણ ઇત્યાદિ વિષયોના ગ્રથો જાહેર કરવામાં આવ્યા છે આ બધું સમ્પાદકીય કામ અત્યન્ત બારીકાઇથી કરવામા આવ્યુ છે. અને એ એટલું મહત્ત્વનું છે કે ગેરિનો અને **બેલોનિફિલિપ્પી** જેવા ખાસ વિદ્વાનોએ તે સંબંધી ઉત્તમ-પ્રસિદ્ધ માસિકોમાં ખાસ નિબધો લખ્યા છે.

અને વળી વિજયધર્મસૂરિજી એક મહા વિદ્વાન્ અને તત્ત્વવેત્તા હતા. સંસ્કૃત અને હિંદી ગુજરાતીમાં જે ગ્રથો જુદા જુદા વિષયો સંબધી અને જુદી જુદી શૈલીમા તેમણે લખ્યા છે તે મોટી સખ્યામા છે. એમાંના કેટલાકમાં તત્ત્વજ્ઞાનનું વર્ણન છે; કેટલાકમા સૂત્રોનો અર્થ છે; કેટલાકમાં પોતાના વિચારો જાહેર કર્યા છે, અને કેટલાકમાં જૈનશાસન શું છે, તે સંબધી હકીકત સ્પષ્ટ કરી છે. આ ગ્રથોમાંના મુખ્ય મુખ્ય ધ્યાન ખેંચનારા આ છેઃ **अहिंसादिग्दर्शन, ब्रह्मचर्यदिग्दर्शन, इन्द्रियपराजयदिग्दर्शन, जैनशिक्षादिग्दर्शन** અને **जैनतत्त्व-दिग्दर्शन**, કે જેમા તેઓએ બહુ સ્પષ્ટ અને રસપૂર્વક આખા જૈન સિદ્ધાન્તનો સારાંશ બતાવ્યો છે. તેઓએ પણ હેમચંદ્રાચાર્યે રચેલા **योगशास्त्र**નું સંપાદન કર્યું છે, કે જે 'બિબ્લિઓ થેકા ઇન્ડિકા'મા જાહેરમાં આવ્યું છે વિદ્વાન્ તરીકે આચાર્યજીએ કરેલા કામ ઉપરાન્ત તેમણે તેમના ધર્મના પ્રચારને માટે આશ્ચર્યકારક કામ પણ કર્યું છે. પોતાના લક્ષ્ય પ્રમાણે કામ કરતા તેઓ જરા પણ થાકયા વિના તેઓ ગામેગામ

વિચરતા હતા, ઉપદેશ આપતા, ચર્ચાઓ કરતા, શિક્ષા અને ધાર્મિક પ્રચારની સંસ્થાઓ ખોલતા, પરોપકારી સંસ્થાઓ સ્થાપિત કરતા, માસિકો વિગેરેનુ સમ્પાદન કરતા, અને એક યોગ્ય શિષ્યગણને ભેગો કરીને તેમને એમનુ કામ યોગ્ય રીતે પૂરૂ કરવા માટે તૈયાર કરતા હતા

વિજયધર્મસૂરિજીના અવસાનથી જૈનસમાજને એક મોટી ખોટ પડી છે કે જેના સૌથી ઉચ્ચ કોટિના ગુરૂઓમાંના તેઓ એક હતા એટલુજ નહિ, પરન્તુ આ અવસાનથી ભારતીય સભ્યતાના તે સમસ્ત અભ્યાસીઓને પણ ઘણુ દુખ થાય છે, કે જેઓ હમેશા તેમની મારફત મદદ અને ઉત્સાહ મેળવતા હતા, અને જેમને આ આધુનિકયુગની પ્રવૃત્તિમાં એમનુ પવિત્ર વ્યક્તિત્વ હમેશા પૂજનીય રહ્યુ હતુ અને જેને માટે એમનો સદેશ આદરણીય મનાતો હતો

લેખક—જી ટુચ્ચી

૨

..પરન્તુ જૈનીઝમ આ શતાબ્દિની શરૂઆત સુધી જીવનરહિત હતો, ત્યાર પછી મહાવીર અને બુદ્ધની પાસે મૂકવા લાયક એવા વિજયધર્મસૂરિ નામના એક સુધારક દ્વારા જૈનધર્મમા જાગ્રતિ આવી

'ધી નીઅર ઇસ્ટ—
નામનુ અગ્રેજી પેપર

૩

ખાસ કરીને આ છેલ્લા વર્ષોમાં હિંદુસ્થાનમાં એક વાસ્તવિક જાગ્રતિ અભ્યાસ, નીતિ અને ધર્મના ક્ષેત્રમા શરૂ થઇ છે, કે જેના કારણુમાં ખાસ કરીને વિજયધર્મસૂરિની અસર અને કેરેકટર એ બે છે

"ધી ગ્લેસગો હેરલ્ડ'
નામનુ અગ્રેજી પેપર

૪

તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૨૨ ના દિવસે ગ્વાલીયર સ્ટેટમાં આવેલ શિવપુરી ગામમાં જૈનધર્મના એક પૂજનીય નેતા સ્વર્ગવાસી થયા છે. એમનું જીવનચરિત્ર હિંદુસ્થાનના જૂના સંસ્કારો અને નવીનયુગના કેટલાક સંસ્કારોના મિશ્રણરૂપી એક આદર્શરૂપ છે. ઇ. સ. ૧૮૬૮ માં કાઠિયાવાડમાં આવેલા મહુવા ગામમાં જન્મ્યા. એવા **મૂલચંદ** નામના યુવક, પહેલાં પોતાના માબાપને પોતાના પ્રમાદી વર્ત્તન અને જુગારના વ્યસનથી નિરાશ કરતા હતા. પછી ૧૯ વર્ષની ઉમરમાં ઇ. સ. ૧૮૮૭ માં એમને અકસ્માત્ વૈરાગ્ય થયો, અને **'ધર્મવિજય'** એ સાધુનામથી તેમણે દીક્ષા લીધી. ત્યારપછી વિચરતા એવા યોગીનું જીવન બનાવ્યું. પોતાના શિષ્યોની સાથે ગામેગામ વિચરતાં જિજ્ઞાસુઓનાં ટોળાને ઉપદેશ સંભળાવેછે, એવા સાધુ થયા. ખાસ કરીને ' ધર્મવિજય ', પોતાનાં વ્યાખ્યાનો જૈનો અર્થાત્ વ્યાપારી કોમની આગળ કરતા હતા, કે જેઓ ધર્મના પ્રચારને માટે હમેશાં ખર્ચ કરવાને તૈયાર રહેતા. તેઓની વચમાં ધર્મવિજયજીનો ઉપદેશ સફળ થયો. જે ઓર્થોડોક્સ હિંદુઓનું કેન્દ્રસ્થાન છે, એવા બનારસમાં, એમની સરળતા તેમજ મધ્યસ્થતા દ્વારા બ્રાહ્મણોનો ભયંકર દ્વેષભાવ મટાડીને તેઓએ ત્યાં ઇ. સ. ૧૯૦૩ માં 'યશોવિજય જૈનપાઠશાળા' નામની એક કોલેજ, ' હેમચંદ્રાચાર્ય જૈનપુસ્તકાલય ' નામની એક લાયબ્રેરી અને એક પશુશાળા સ્થાપિત કરી. આગરામાં, ત્યાંના એક પૈસાદાર વ્યાપારીએ આપેલા દ્રવ્યથી તેઓએ એક **પુસ્તકાલય** અને **ફ્રી દવાખાનું** ખોલાવ્યું. કાઠિયાવાડમાં આવેલા પાલીતાણામાં તેઓએ **યશોવિજય જૈનગુરૂકુળ** નામની એક કેળવણીની સંસ્થા સ્થાપન કરી. આખરે જૈનધર્મનો ફેલાવો અને અભ્યાસ કરાવવા માટે તેઓએ મુંબઇમાં **વીરતત્ત્વપ્રકાશકમંડળ** નામની એક સંસ્થા ખોલી. ધર્મવિજય એમના ધર્મના એક પ્રભાવશાળી ઉપદેશક હતા, એટલું નહિં, પરન્તુ તેઓ ઊંચી

કોનીના એક વિદ્વાન્ પણ હતા, કે જેઓએ સાહિત્યની સેવામા હેમચંદ્રાચાર્યે બનાવેલા યોગશાસ્ત્રના એડિશનદ્વારા ( કે જે ૧૯૦૭ ઇ સ મા બિબ્લોથિકા ઇન્ડીકામા પ્રકટ થયુ હતુ ) અને ખાસ કરીને સસ્કૃત તથા પ્રાકૃતમા લખેલ જૈનગ્રથોના એડીશનોદ્વારા કે જે **યશોવિજય જૈનગ્રથમાળા**ના નામથી પ્રસિદ્ધ છે, ઉત્તમ કામ કર્યું છે

પોતાની દયાળુ અને સભ્ય પ્રકૃતિદ્વારા, તેમજ પોતાની સરળતા અને ઉદારતાદ્વારા, ધર્મવિજયજીએ સર્વ સાધારણનો પ્રેમ અને માન પ્રાપ્ત કર્યા હતા પાશ્ચાત્ય વિદ્વાનોની સાથે પ્રેમપૂર્વક તેઓ હમેશા સબધ રાખતા હતા, કે જેથી તેઓ બધા એમના અવસાનથી અત્યન્ત દિલગીર છે

૧૯૨૨ ( બુલિટેન ધી નિકૉલ દેમ્સ્ટ્રેમ ઓરિયા નામના એક ફ્રેંચ માસિકમાથી )

૫

ગઇ સાલના સપ્ટેમ્બર મહીનામા ગ્વાલીયર સ્ટેટમાં આવેલા શિવપુરી ગામમાં, જેઓએ જૈન સાહિત્યની શોધખોળ તથા જૈનધર્મના પુનરૂદ્ધાર માટે ઉત્તમ કામ કર્યું છે, એવા જૈનમુનિ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસી થયા છે કાઠિયાવાડમાં આવેલા મહુવા ગામમા ઈ સ ૧૮૬૮ મા એક ગરીબ વૈશ્ય કુટુબમા જન્મેલા યુવાન મૂલચદને જલદી વૈરાગ્ય થયો હતો તા ૧૨ મી મે ૧૮૮૭ તેઓએ ' જૈનમુનિ ' ની દીક્ષા લીધી હતી આ પ્રસગે એમને ' ધર્મવિજય ' ( ધર્મનો જય ) આ નામ મળ્યુ હતુ એમની ઉત્તમ બુદ્ધિથી એઓ જૈનોના ન્હાના પરન્તુ ઉત્સાહી મડળમા, કે જેના અનુયાયીઓ હિંદુસ્થાનના વિવિધ ભાગોમાં આવેલા મ્હોટા વ્યાપારીઓ છે, એક મ્હોટા નેતા અને પ્રભાવશાળી થયા. મૂલગ્રથોના એડીટર તરીકે, સ્વતત્ર ગ્રંથો અને નિબધોના લેખક તરીકે તથા ગ્રૂપો

અને પુસ્તકાલયોના સ્થાપક તરીકે એમનું નામ ગગાના દેશમાં પ્રસિદ્ધ થયું છે. યૂરોપની કેટલીક વિદ્વાનોની મંડળીયોમાં પણ એમને ખાસ માન મળ્યું છે. પાશ્ચાત્ય વિદ્વાનો ઉપર પુસ્તકો અને પ્રતો મોકલીને એમણે જૈન અભ્યાસની ઉન્નતિ માટે ઘણો પ્રયાસ કર્યો છે. તેઓએ શરૂ કરેલ સાહિત્ય સંબંધી કામો, એમના મુખ્ય શિષ્ય અને પટ્ટધર ઇંદ્રવિજય એમની ભાવના પ્રમાણે આગળ ચલાવે છે.

' નોયેર ઓરિયન્ટ '
એ નામના જર્મન માસિકમાંથી.
જાન્યુઆરી ૧૯૨૩
લે. હેલ્મુથ ફોન ગ્લાસ નં. ૫

૬

## સંત અને વિદ્વાન્

### એક મહાન્ જૈન નેતાનું અવસાન.

જેમનામાં, જૈનપ્રજાએ એક બાહોશ વ્યકિત અને હિંદુસ્થાને સર્વોત્કૃષ્ટ પુણ્યવાન્ પુત્રોમાંનો એક પુત્ર ગુમાવેલ છે, તેવા શ્રીવિજયધર્મસૂરિનું પંચાવન વર્ષે અવસાન લંડનમાં મળેલ એક તાર જાહેર કરે છે. તેઓ જૈનધર્મના અને ખાસ કરીને હિંદુસ્થાનમાં ચાલુ ધર્મોમાં સર્વથી પ્રાચીન ધર્મના એક આગળ પડતા પ્રકાશક હતા.

તેઓના જીવનનઃ તપોનિષ્ટ પવિત્રપણાથી અને તેઓની આકૃતિની કાંતિ અને સુજનતાથી શ્રીવિજયધર્મસૂરિએ તેમના સમાજમાં પ્રશંસાપાત્ર અસર પાડી હતી. તેમજ કેલવણી ખાતાઓ સ્થાપવામાં અને ગ્રંથો, ચરિત્રો અને વર્તમાનપત્રોને બહાર પાડવામાં તેઓએ જે કામ સાધ્યું હતું, તે કામે તેઓને હિંદુસ્થાન તેમજ દેશાવર બન્નેમાં વધારે બહોળી ખ્યાતિ પ્રાપ્ત કરાવી હતી. સંખ્યાબંધ યૂરોપીયન વિદ્વાનોની સાથે તેઓને

વારવાર પત્રવહેવાર રહેતો અને તેઓની પ્રતિષ્ઠામા ઇટાલીની અને જરમનીની ઓરીયેટલ સોસાઇટીઓના માનવતા સભાસદપણાનો સમાવેશ થતો હતો. તેઓની સાથે ગાઢ પરિચયથી જોડાએલા ઇટાલીના એક વિદ્વાન ડૉ. ટેસીટોરીએ "ચાલુ જમાનાનો જૈનસંત" એ ઉપનામથી તે સતનું જીવનવૃત્તાન્ત થોડા વર્ષ અગાઉ લખ્યું હતું. અને જૈનસાહિત્ય સભા ( જૈન લીટરેચર સોસાઇટી ) મારફત મી. એ. જે. સુનાવાલાથી એક જીવનચરિત્ર હમણાંજ બહાર પાડવામાં આવ્યું છે ( કેમ્બ્રીજ ૧૯૨૨ ) એમ છતાં આવા સત અને વિદ્વાનનુ જીવન તો વધારે પુષ્કળ નોંધની જરૂર ધરાવે છે.

—લંડન ટાઇમ્સ

૭

ગ્વાલીયર સ્ટેટ—ઇંડિયાના શિવપુરીમાં વિદ્વાન અને જૈનધર્મની શોધ-ખોળના મદદગાર તરીકે વિલાયતમા પણ ઘણીજ ખ્યાતિ પામેલા સુપ્રસિદ્ધ વિજયધર્મસૂરિ, કે જેઓ જર્મન ઓરિયેંટલ સોસાઇટીના ઓનરરી મેમ્બર હતા, અને જેમની ઉમર ૫૬ વર્ષની હતી, તે સ્વર્ગવાસી થયા છે

તા ૩૦ સપ્ટેમ્બર ૧૯૨૨ જર્મનીનુ સુપ્રસિદ્ધ પત્ર—

લિટેરારીશે સન્ટ્રેલબ્લેટ

१

जैनाचार्यजीकी विद्वत्ताके विषयमें कुछ लिखना व्यर्थ है। बड़े बड़े विद्वानोंने आपकी प्रशंसा की है। जैन इतिहास और जैनधर्मके लिए आपने जो कुछ किया है, वह चिरस्मरणीय रहेगा। जैनधर्मके सम्बन्धमें भारतीय तथा पाश्चात्य विद्वानोंने आपकी विद्वत्तासे सदैव लाभ उठाया। आपने कितने ही स्थानोंमें पाठशालाओं और विद्या-पीठोंकी स्थापना की। काशीकी 'यशोविजय पाठशाला' और बम्बईका 'वीरतत्त्व प्र. मंडल' आपके विद्याप्रेमके स्मारक हैं। आपने अपने एक शिष्यके द्वारा जैन वालन्टीयर कोर (जैन स्वयंसेवकमंडल) की भी स्थापना कराई। आपकी जसी अगाध विद्वत्ता थी, वैसा ही सरल जीवन था। प्रसिद्ध विद्वान् टेसीटोरीने आपके विषयमें यह लिखा है—आचार्यका हृदय विश्वप्रेमसे भरा हुआ था। संसारके प्रत्येक जीवके प्रति उनकी सहानुभूति थी। आप एक सुयोग्य विद्वान् तो थे ही, साथ ही एक आदर्श साधु और सुवक्ता भी थे। इसमें संदेह नहीं कि—धर्माचार्योंमें आपके समान प्रतिभावान् और देश—सेवक साधु कम हुए हैं।

'सरस्वती' आक्टोबर १९२२ का अंक।

૨

આચાર્યશ્રીના ઉપરનાં તમામ કાર્યો જોતાં તેમનું મનોબળ, તેમની નીડરતા, તેમનો શાસનપ્રેમ અને તેમની કાર્યદક્ષતા–એ બધું જોતાં એમ કહેવું લગારે ખોટું નથી કે–મહાત્મા વિજયધર્મસૂરિ, એક સામાન્ય આચાર્ય કે સામાન્ય વ્યકિત નહિ, પરન્તુ આ વીસમીસદીમાં જૈનસમાજમાં નવયુગનો પ્રવર્તાવનાર એક **મહાન્ પ્રવર્તક** નર હતો. જેણે જૈન આચાર્યોને, જૈન સાધુઓને અને જૈનસમાજને પોતાના જીવન ઉપરથી અનેક પાઠો શીખવ્યા, જેણે જૈનશાસન દીપાવ્યુ, જેણે જૈન અને હિંદુઓના વૈમનસ્યને બન્યું તેટલું ઢીલું કરી નાખ્યુ, અને જેણે જૈનધર્મ, અને બૌદ્ધ ધર્મની શાખા નહિં, પરન્તુ પ્રાચીન અને પવિત્ર સ્વતંત્ર ધર્મ છે, એવી છાપ વિદ્વાનોના હૃદયપટો પર સુવર્ણાક્ષરે કોતરાવી, એ મહાન્ નરને વીસમી સદીનો **નવયુગ પ્રવર્તક** કહેવામાં કૈંજ અજુગતુ નથી.

'ગુજરાત'ના કાર્તિક ૧૯૭૯ના અંકમાંથી.

૩

आपकी विद्वत्ताकी ख्याति यूरोपमें भी थी। कई जर्मन, इटालीयन विद्वानोंने आपसे जैनधर्मकी शिक्षा ली थी। जैनसाहित्यके प्रचारके बड़े ही प्रेमी थे।

जैनमित्र, आश्विन वदि ८–२४४८

४

आप इस अमारो देशके उन रत्नोंमेंसे थे जिनका परिचय इस देशको विलायतके जौंहरियों द्वारा हुआ। आपकी विद्वत्ता, साहित्य-सेवा, और प्राचीन शास्त्रोंकी खोजके लिये जैनपंडितोंने ही नहीं बल्कि अन्यमतोंके विद्वानोंने आपको 'शास्त्रविशारद' और 'जैनाचार्य' की उपाधिसे भूषित किया था। और यूरोपकी ऐसी दो संस्थाओंने आपको ऑनररी मेम्बर बनाया था, जिनमें भारतवर्षके आप दूसरे मेम्बर थे। और आपके बाद अभी तीसरा मेम्बर बनानेका मान किसी दूसरे हिंदुस्थानीको नहीं दिया गया है। यूरपके पचासों Oriental Scholars ने आपका लोहा माना है। अभी एक सप्ताह भी नहीं हुआ जब फ्रांसके प्रोफेसर Sylvin Levi एक चेलेकी हैसीयतसे आपके दर्शन करने शिवपुरी पधारे थे। आप शान्ति और प्रेमके अवतार थे। और जो मनुष्य आपके सामने आया, उस पर आपका प्रभाव विना पड़े नहीं रहा। आपके उठ जानेसे भारतका एक विद्वान् ही नहीं चल बसा, बल्कि भूमंडलके धुरंधर विद्वानोंमेंसे एक की कमी हो गई।

'जयाजीप्रताप' ७ सप्टेम्बर १९२२

२

आचार्यश्री केवल साधुही नहीं वरन् संस्कृत, प्राकृत और मागधीके बड़े पंडित भी थे। पश्चिमीय जगत् पर और हिन्दुओंके मनों पर जैनधर्मका सिक्का जमानेका सारा श्रेय आचार्यजीको ही है। जेकोबी, हर्टल, न्यूमन और टेसीटोरी जैसे कई पश्चिमीय पंडित आपको अत्यन्त पूज्य मानते थे। और प्रो० सील्वन लेवीने तो अभी मृत्युके एक सप्ताह पूर्वही आपके दर्शन किये थे। आपकी स्थापित की हुई कई संस्थाएं हैं। पर उनमें काशीकी यशोविजय पाठशाला, बम्बईका वीरतत्त्व प्रकाशक मंडल, भावनगरकी यशोविजय ग्रंथमाला, पालीतानेका यशोविजय गुरुकुल और महुवाका यशोवृद्धि बालाश्रम मुख्य हैं। वक्ता, लेखक और इतिहास संशोधककी दृष्टिसे आप बहुत ऊंची श्रेणिके पुरुषरत्न थे। आपके अगाध पांडित्यहीके कारण बंगालकी एसियाटीक सुसाईटीने एसोशीएट मेम्बर, तथा जर्मनी एवं इटलीकी ओरीयेंटल और एशियाटिक सुसाईटीने आपको अपना ऑनररी मेम्बर बनाया था। आपने प्राय सारे भारतवर्षकी पैदल यात्रा की थी। आपके धार्मिक और इतिहास सबंधी ग्रंथोंसे आपकी गहरी चिंताशीलताका अच्छा पता चल सकता है। इसमें संदेह नहीं कि आप एक उच्च कोटीके विद्वान् थे। और आपके चल बसनेसे विद्याके बल पर पूर्व और पश्चिमको एक सूत्रसे बांधनेवाला भारतीय विद्वान् संसारसे उठ गया है, तथा उस हानिकी पूर्त्ति होना कठिन है।

ता. २२–९–२२

भा. रा. भालेराव.
'आज' बनारस

૬

આચાર્યશ્રીએ જૈનસંસ્કૃતિનો બહુ ઊંડો અભ્યાસ કરેલો. ટેસીટોરી, સિલ્વન લેવી, હર્ટલ ઈ. વિદ્વાનોએ તેમની વિદ્વત્તા અને સૌજન્યની ખૂબ પ્રશંસા કરી છે. સંસ્કૃત, પાલી, માગધી ઇત્યાદિ ભાષાઓ પર એમણે આરૂ કાબૂ મેળવેલો.

૫ મી સપ્ટેમ્બર આમ એવડી અગત્યની તારીખ છે એજ તારીખે નીડર પત્રકાર શ્રીમોતીલાલ ઘોષ કૈલાસવાસી થયા આચાર્યશ્રીએ પણ તેજ દિવસે ગ્વાલીયર પાસે ૫૫ મે વર્ષે પોતાનો નશ્વર દેહ તજી અનન્ત અને અક્ષયધામનો માર્ગ સ્વીકાર્યો. એવા દૈવી પુરૂષના આત્માને હમેશાં શાંતિ હોયજ.

**'તરૂણ ગુજરાત' ૬. ૧, અંક. ૧**

૭

पत्र छपते छपते यह शोक समाचार मिलत हैं कि हमारी मूर्त्तिपूजक जैनसम्प्रदायके विद्वान् धर्मविजयजीका आयुष्य शिवपुरी राज्य ग्वालियरमें पूर्ण हो गया। आप अपनी समाजमें एक प्रखर विद्वान् और शक्तिशाली थे। आपने बम्बईसे आगरे इस वर्ष चौमासा करनेके लिये विहार किया था। लेकिन रास्तेमें आपको रोगने घेर लिया और शिवपुरी आते आते आपके तमाम शरीर पर सूजन आ गई थी, सो आप आगरे न आ सके। आप एक विद्वान् थे। आपके उपदेशसे गत वर्ष बम्बईमें कई लाखों रुपयोंका चंदा धर्मप्रचारके लिये उपदेशक तैयार करनेको हुआ था।

भाद्रपद शु. ९, १७७९ जैनपथ प्रदर्शक—आगरा.

૮

શાસ્ત્રવિશારદ—જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના સ્વર્ગવાસના સમાચાર મુંબાઈમાં તેમજ દેશના અન્ય ભાગમા ફેલાતા ધરતીકંપના આંચકા જેવો આંચકો દેશને લાગ્યો હતો અને મુંબઈ જેવા મોટા શહેરોનાજ નહિ, પણ નાના ગામોમાં પણ બજારો, મારકીટો વિગેરે બંધ રહ્યા હતાં. મુંબઈમાં ધી જૈન એસોશીએશન ઓફ ઇંડિયા, શ્રી વીરચંદ કરમચંદ જૈનલાયબ્રેરીની ઓફીસો, ઝવેરી બજાર, મોતીનો કાંટો, કાપડ મારકીટ, ખાંડબજાર, દાણાબંદર, વિગેરે અનેક વેપારના બજારો બંધ રહ્યા હતા અને જ્યા જ્યાં સાધુ મુનિરાજો બીરાજે છે, ત્યા ત્યાં દેવવંદનની ક્રિયા કરવામા આવી હતી. અમને એ મહાન્ આચાર્ય સાથે બહુ ઘાડો પરિચય ન હતો, પણ જે થોડા સમાગમમાં અમે તે વીર વિદ્વાન્ સાથે આવ્યા હતા, તે ઉપરથી અમે એટલું તો જોઈ શકયા હતા કે તેઓ અસાધારણ વિદ્વાન્ અને જૈન ધર્મ માટે અસાધારણ ભક્તિ ધરાવનાર પીલસુફ હતા. અને વિદ્વાનોની સોબતમા તેઓ પોતાનો

૯

## જૈન સમાજના સિતારાનો અસ્ત.

અત્યારે સંઘની સ્થિતિ એવી તો છિન્ન ભિન્ન અને વ્યાધિગ્રસ્ત છે કે આપણી આ નબળાઈ કહો કે બેદરકારીનો લાભ લઈ જુદાં જુદાં તીર્થો અને પવિત્ર સ્થળોની પવિત્રતા સંકડામણમાથી પસાર થાય છે, તેવા અણીના વખતે સંપૂર્ણ લાગવગ અને આત્મબળથી કામ કરી રહેલા શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ એ. એમ. એ એસ. બી. ગઈ ચૌદશના પ્રભાતમાં શિવપુરી ( સ્ટેટ ગ્વાલીયર ) માં કાળધર્મ પામ્યાના દુ:ખદ ખબર નોંધતાં હૃદય કંપે છે.

આચાર્ય વિજયધર્મસૂરિની છુટી છવાઈ સમાજ સેવા, સાહિત્ય પ્રેમ અને દેશદેશાન્તરમાં તેમના જ્ઞાનની પ્રસરેલી પ્રભાનો અનુભવ જે તેમના જીવન ચરિત્રમા દેખાય છે, તે જોતા એટલું તો કહેવું પડશે કે તેઓ એક અદ્વિતીય પુરૂષ હતા અને ખરૂં કહીએ તો તેમની ખોટ જૈન સમાજને જ નહિ, પણ પાશ્ચાત્ય દેશના જૈન ફીલોસોફરોને પણ પૂરાતાં વખત લાગશે.

છેલ્લા બે વર્ષ ઉપરના તેઓશ્રીના મુબઈના ચાતુર્માસથી તેમની શરીર સંપત્તિ નબળી પડી હતી અને અંતે તે પ્રાણહર નિવડી. માંદગીની છેલ્લી અવસ્થામાં તેઓશ્રી કેવળ પથારીવશ થયા હતા. અને ખોરાકમાં દિવસોથી નિત્ય માટે ભાગ્યેજ દશ તોલા દુધ પચાવી શકતા હતા. તેવા ગંભીર પ્રસંગે પણ જ્યારે તેમના કાને ' ભાયખલા, ' અને ' કાંકરોલી ' ના અત્યાચારનો અવાજ ગયો, ત્યારે તેના રક્ષણ માટે તાત્કાલિક પગલા ભરવાને પડકારી ઉઠયા અને શિષ્ય પરિવારાદિ સુશ્રુષા કરનાર વર્ગે રોકવા છતાં ' મારૂ તીર્થધન ' એ ભાવનાને વળગી રહી તેજ વખતે ' ભાયખલા ' માટે મુબઈના ગવર્નરને પત્ર લખાવ્યો. તેમજ

કાંકરોલી માટે ઉદયપુરના મહારાણા, કુંવરશ્રી, તથા રાજ્યની મહાસભાના સભ્યો ઉપર તારો તથા પત્રો મોકલી આ અત્યાચાર માટે ગુન્હેગારોને યોગ્ય સજા થશે, એવો સધ્યારો મેળવ્યો અને ત્યારેજ તેઓ જંપીને સૂતા.

આચાર્યશ્રીની અંતિમ ભાવના આગ્રાના દેરાસરનો પ્રતિષ્ઠા મહોત્સવ કરી 'બનારસ' સ્થિરતા કરવાનો અને ત્યાંની મૃતપ્રાય થયેલી પાઠશાળાનો પુનરૂદ્ધાર કરવાનો હતો. સમાજના દુર્દૈવે, તે ભાવના પાર પડે, તે પહેલાં તો આપણે આ પ્રભાવિક પુરૂષને ખોઇ બેસવા માટે કમનસીબ છીએ. તો પણ એટલી તો આશા રાખીશું કે તેમની અંતિમ ભાવનાને પાર પાડવાને તેમનો શિષ્યસમુદાય તથા શેઠ વીરચંદ દીપચંદ તેમજ શેઠ ગોકળભાઈ મૂલચંદના વારસો ઉણપ આવવા દેશે નહિં.

'તીર્થરક્ષણ'ના તેમના છેલ્લા ઉમળકાને ઝીલી લેવાને પણ જૈન સમાજમાંથી સમર્થ નેતાઓ નીકળી આવે, તે હવે જરૂરનું છે. શ્રીવૃદ્ધિચંદજી માહારાજની પાટને દીપાવી રહેલો શિષ્યસમુદાય એકદિલીથી ધારે તો તેમની આ તીર્થસેવાની ભાવના માટે ઘણું કરી શકે તેમ છે. શ્રીઆણંદસાગરસૂરિ પણ તે તરફજ વિચરે છે. એટલે આ સમય એવો અણીનો છે કે જેમ તિલક મહારાજની રાષ્ટ્રભાવનાને ઝીલી લેવાને મહાત્મા ગાંધીની સરદારી નીચે વિશાળ સૈન્ય નીકળી પડયું, તેમ આચાર્ય વિજયધર્મસૂરિની શાસનરક્ષાની ભાવનાને ઝીલવામાં આપણો આગીનો આગળ પડતો વર્ગ એકત્રભાવે બહાર નિકળી આવે, તોજ

સ્થળે સમાજનો શ્રીમાન્ વર્ગ એવું તો અગત્યનું સ્મરણ ક્ષેત્ર વસાવશે **કે જેથી મહુંમની ઇચ્છાઓ તેજ જગાએ નવી વિભૂતિઓ પકાવીને તેમની દ્વારા પાર પાડી શકીયે.**

મહુંમનો શિષ્ય સમુદાય બહુ બહોળો અને વિદ્વાન છે. ઉપાધ્યાય શ્રીઇંદ્રવિજયજી, પ્રવર્તક મંગળવિજયજી પન્યાસ શ્રીભક્તિવિજયજી, મુનિશ્રી વિદ્યાવિજયજી, ન્યાયતીર્થ મુનિશ્રી ન્યાયવિજયજી, મુનિશ્રી જયન્ત-વિજયજી આદિ શિષ્યમંડળની અત્યાર સુધીની કાર્યવાહી જોતાં તેઓના તરફથી આપણે ઉત્કટ આશા રાખવાને કારણ છે. ડૉ. એલ. પી ટેસીટારીએ પણ થોડા વર્ષ અગાઉ આચાર્યશ્રીનું જીવન ચરિત્ર અંગ્રેજીમાં લખતાં જણાવ્યું છે કે-" તેઓ ( આચાર્યશ્રી વિજયધર્મસૂરિ ) હમેશાં બુદ્ધિશાળી અને ઉત્સાહયુકત શિષ્યોથી સુશોભિત રહે છે. આ શિષ્યોએ તેમની પાસેથી ઉદાર વિચારો અને કાર્યમા અત્યુત્સાહ ગ્રહણ કર્યો છે. પ્રત્યેક કાર્યમાં તેમને હમણાં મદદ કરે છે. અને વિવેકબુદ્ધિ વડે એવું અનુમાન કરવાને આપણને સ્પષ્ટ કારણ મળે છે કે જ્યારે તેમનું અસ્તિત્વ નહિં હોય, ત્યારે તેમના અસંખ્ય શિષ્યો તેમના કાર્યક્રમને ચિરકાલ પર્યન્ત ટકાવી રાખશે. "

ડૉ. ટેસીટારીની આ ભાવી ગણત્રી ખરી પાડવાનો સમય અત્યારે છે. એટલે જૈનસમાજનું આશાનું એક કિરણ અસ્ત થતા રંડાયા જેવું ન થઈ પડે, તેમાંજ ભાવી સમાજની શોભા છે, એમ સ્પષ્ટ કહેવાની જરૂર ન હોય.

અંતમાં અમો જૈનસમાજના એક સમર્થ નાયકને ગુમાવવા માટે અંતઃકરણથી દિલગીર છીએ. અને સદ્દગતની ચિરશાંતિ પ્રચ્છતાં તેમના શિષ્યસમુદાય અને સમાજની ચિંતામાં દિલસોજીપૂર્વક ભાગ લઇએ છીએ.

ભાવનગર — જૈન

તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૨૨.

૧૦

## હિંદના ઋષિનો સંદેશ

( કરાચીવાળા સાધુ ટી એલ વસવાણીએ કરાચીના સમસ્ત શહેરીઓની શોકસભામા આપેલા ભાષણમાથી )

હિંદુશાસ્ત્રોમા આપણે વાચીએ છીએ કે જેઓ પર ઇશ્વરની કૃપા થાય છે અને જેઓ ઇશ્વરને શરણે જાય છે, તેઓ **વીરપુરૂષ** થાય છે વિજયધર્મસૂરિ આવી જાતના દેવાથી હતા હું તેમના દર્શનની તક શોધતો હતો પણ અવળુજ બન્યુ એમના વિષે મે પહેલુ તો એક અંગ્રેજી માસિકમા વાચ્યુ ધીમે ધીમે એમના વિષે વધુ માહિતી મેળવી હુ છેવટ એમના તરફ આકર્ષાયો. શા માટે ? પહેલુ કારણ તે એ છે કે તેઓ એક **બ્રહ્મચારી** હતા જૈનશાસ્ત્રોમા કહ્યુ છે કે સાધુનુ મુખ્ય ધન બ્રહ્મચર્ય છે વિજયધર્મસૂરિ પાસે આ ધન હતુ. બીજુ એમની પાસે વિદ્વત્તારૂપી ધન હતુ એ એક મહાન્ પંડિત હતા. ઘણા હિંદુઓ અને મુસલમાનો એમને ઓળખતા. વિદ્યાને ધરતો એમનામા વિનય હતો **લોર્ડ સેલીસબરીએ** કહ્યુ છે કે ' રાજ્ય પ્રકરણમા હિમત એ વિજયની ચાવી છે " સાધુ અને ઋષિના વિજયની ચાવી નમ્રતા છે આ જૈન આચાર્ય નમ્ર, વિનયી અને સાદા હતા. એક સમર્થ પંડિત તરીકે એમણે ઘણી ચોપડીઓ લખી હતી. તેમજ જૈન ગ્રંથમાળાના તેઓ સપાદક હતા. આ ગ્રંથમાળાનાં

ચવો જોઇએ. હિંદને ખરૂં જ સ્વરાજ્ય ભોગવવું હોય તો રાષ્ટ્રીય પ્રવૃત્તિ જનતાની પ્રવૃત્તિ થઇ પડવી જોઇએ " એક ગામથી બીજે ગામ પગે ભટકીને ધર્મવિજયસૂરિએ પોતાનો સંદેશ પહોંચાડયો હતો કેવા પ્રેમ અને માનની લાગણીથી ગામડાઓમાં એમનો સત્કાર થતો ? સોના ચાંદીના પુષ્પોની એમના પર વર્ષા થતી આપણે એમના સ્મરણને કયાં પુષ્પો નજર કરીશુ ? એમનું સ્મરણ આપણા જીવનને ઉજાવે અને ઉન્નત કરે એમ આપણે ઇચ્છીશું.

ચોથું, એઓ એક જબરદસ્ત સયોજક હતા. બનારસમાં એમણે જૈનકોલેજ ઉઘાડી. કાઠિયાવાડમાં ગુરૂકુલ ખોલ્યું. જૈનસાહિત્ય પરિષદ, પુસ્તકાલય તથા મફત દવાખાનાની તેમણે યોજના ઘડી. તેઓ આજે આપણી પાસે નથી ચોપન વર્ષની ટૂંક ઉમરે તેઓ આપણને ત્યજે છે. અખડધામના વાસી થવાને તેમણે ભવરણ ઓળગ્યુ છે.

તેમણે શુ શીખવ્યુ છે ? પહેલું, જૈનધર્મની કિમત–જૈનધર્મના ઉદ્ધાર માટે તેઓએ ઘણુ કર્યું છે. એક હિંદુ તરીકે જૈનધર્મના આધુનિક જીવનમાં મને વધુ શ્રદ્ધા છે. મને ઇસ્લામમા તેમજ બીજા દુનિયાના ધર્મોમાં પણ શ્રદ્ધા છે અસહકાર આદર્શના કેટલાક અગત્યના પ્રકારને આપણે જૈનધર્મના આચારરૂપ ગણી શકીએ સત્ય, અહિંસા, અને તપસ્યાના સિદ્ધાન્તો આપણે રાષ્ટ્રના રાજ્ય પ્રકરણમા સક્રિય કરવા પ્રયત્ન કરીએ છીએ. આ ત્રણ સિદ્ધાન્તો પર જૈનધર્મમા ભાર મૂકવામા આવ્યો છે 'અહિંસા દિગ્દર્શન' નામના ગ્રથમા વિજયધર્મ-સૂરિએ અહિંસા ધર્મની ખિલવટ સારી કરી છે અહિંસાતત્ત્વજ્ઞાનનુ શિક્ષણ જ્યાં સુધી દેશોને નહિ મળે, ત્યાં સુધી રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય–પ્રશ્નોનું ખરૂ નિરાકરણ અશકય છે જનતા માટે માનની લાગણી સિવાય ખરી સ્વતત્રતા હોઇ શકે નહિ અને વિશ્વ માટે પૂજ્યભાવ એ અહિંસા છે. પશુબળ, યુદ્ધ વિગેરે દુનિયાના પ્રશ્નનું

નિરાકરણ નહિં કરે. તેથી તો સવાલ વધુ ગુંચમાં પડશે. જેમ અગ્નિથી અગ્નિ હોલવાતો નથી. તેમ અનિષ્ટથી અનિષ્ટ ભુંસાતું નથી.

ત્રીજું—ધર્મોમાં અરસપરસ મિત્રભાવ. બનારસના મહારાજા સમક્ષ ખુલાસો કરતાં વિજયધર્મસૂરિએ બતાવ્યું હતું કે જૈનધર્મ હિંદુ ધર્મ જેવોજ છે. જુદી જુદી જાતિના તથા કોમોના માણસો સાથે એમને મિત્રતા હતી. જુદા જુદા દેશો અને ધર્મો વચ્ચે બંધુભાવનો શું વખત નથી?

ઉદારચરિત દાઢીવાળા આ મનુષ્ય પર ઇશ્વરની કૃપા ઉતરી હતી. ગરીબના છોકરાથી માંડીને તેઓ મહાન્ ધર્મોપદેશક થવા પામ્યા. તેઓ કોઇ શાળામાં ભણ્યા ન્હોતા. તેમ તેઓએ કોઇ ઉપાધી મેળવી ન્હોતી, પણ તેઓને બનારસના હિંદુ પંડિતોએ ખુશ થઇને 'શાસ્ત્ર વિશારદ આચાર્ય'નો ઇલ્કાબ એનાયત કર્યો હતો. ન્હાનપણમાં ખરાબ ચરિત્રવાળા માણસોનો એમને સહવાસ થયો, અને તેઓ જુગાર રમતાં શીખ્યા. પણ જુગારી આખરે મહાત્મા થયો. એક દિવસ જુગારમાં મૂળચંદ હાર્યો. સંસારની અસારતા પર તેમણે પુષ્કળ વિચાર કર્યો. તે દિવસના જુગારે તેમને માટે ઇશ્વર-ની કૃપાનાં દ્વાર ખોલ્યાં. તેણે અખૂટ આંસુ સાર્યાં. શહેર છોડવાનો અને ગુરૂની શોધ કરવાનો તેમણે ઠરાવ કર્યો. એકાદ ગુરૂ એમને મળી આવ્યા. તેઓ ધર્મશાસ્ત્ર શીખ્યા. એક મહાન સાધુ પંડિત થયા. એમની જીવન વાર્તા આપણને આશાનો સંદેશ મોકલે છે, કારણ કે જે શક્તિઓનો એમણે વિકાસ કર્યો, તે આપણામાંના દરેક જણમાં ગુપ્ત પણે છે. આપણે જાગ્રત થઇએ અને હૃદય ઇશ્વરને સમર્પણ કરીએ એટલીજ વાર છે. જનતાને માટે હિંદુ શું ધારે છે, એ જાણીએ એટલીજ વાર છે. આપણે હિંદનાં દુઃખ ઇશ્વરને ચરણે ધરીએ. પોતા તરફ સાચા થઇએ, તો પૂર્વમાં સૂર્યનો ઉદય થાય છે, તેમ હિંદનો પુનઃ ઉદય થશે.

તા ૨૪ સપ્ટેબર ૧૯૨૨ — હિંદુસ્થાન-મુંબઇ.

૧૧

## શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય મુનિશ્રી વિજયધર્મસૂરિ

ચાલુ જમાનામાં જૈનધર્મનો પુનરૂદ્ધાર કરવા ને તેમાં સુવ્યવસ્થા આણવાને અને જૈનસાહિત્યને પ્રસિદ્ધિમાં આણવાને શાસ્ત્રવિશારદ-મુનિ-મહારાજ શ્રીવિજયધર્મસૂરિ જેટલો પરિશ્રમ અન્ય કોઇએ ભાગ્યેજ ઉઠાવ્યો હશે. બનારસ, એ હિંદુ ધર્મનું મુખ્ય ધામ લેખાય છે, જ્યાં જૈનધર્મ પ્રતિ જોઇએ તેવો આદર કે અનુકૂળતા ન હોવા છતાં અનેક પ્રકારની વિટંબણાઓ અને મુશ્કેલીઓ દૂર કરી તેઓ ખુદ બનારસમાં પોતાના પ્રભાવ અને જ્ઞાનથી જૈનધર્મની પ્રતિષ્ઠા જમાવી શક્યા હતા. અને યશોવિજય પાઠશાળાની સ્થાપના કરવા ફતેહમંદ નીવડયા હતા. તેમના જ્ઞાનની એવી સુંદર છાપ ત્યાં પાડી હતી કે તેમની વિદ્વત્તાથી અને કાર્યથી પ્રસન્ન થઇ વિદ્વદ્વર્ગે તેમને 'શાસ્ત્રવિશારદ'ના ઉપાધિથી વિભૂષિત કર્યાં હતા. કેવા સંજોગોમાં તે બનારસમાં જઈ વસ્યા, અને ત્યાં અડંગો નાખ્યો, તેની હકીકત જો કોઇ જાણે તો તેની ખાતરી થાય, કે તેઓ ખરેખર એક અવતારી પુરૂષ હોવા જોઇએ.

તેમનું જીવન વૃત્તાન્ત પણ એક અદ્‌ભૂત કહાણી રૂપ છે. તે આપણને અન્ય મહાન પુરૂષોના જીવન ચરિત્રોનું ભાન કરાવે છે. છેક ૧૯ મા વર્ષ સુધી તેમણે તેમનું જીવન તદ્દન સ્વચ્છંદ રીતે રખડવામાં ગાળ્યું હતું અને જુગારનો બુરો છંદ તેમને લાગ્યો હતો. એક વખત જુગારમાં ભારે નુકશાન થયું. તે પછી તરત એમના જીવનમાં મહાન પરિવર્ત્તન થયું. પોતાના વર્તનથી એમને ગ્લાનિ ઉપજી અને તેઓ ઘરબાર તજી દઇ ભાવનગર નાસી ગયા. ત્યાં મુનિશ્રી વૃદ્ધિચંદ્રજીના ઉપદેશથી તેમના જીવન પર ભારે અસર થઈ. અને તેમનુ મન દીક્ષા

સેવા પ્રેરાયુ. પણ ગુરુએ મા બાપની સમતિ વિના દીક્ષા આપવા ના પાડી, જેથી તે પાછા મહુવા જઇ મા બાપની રજા લઇ આવ્યા. અને ત્યાર બાદ દીક્ષા લઇ ધર્મવિજય નામ ધારણ કર્યું. પોતે કોઇ પ્રકારની કેળવણી લીધી ન્હોતી અને તેમની બુદ્ધિ પણ મદ ભાસતી પરન્તુ તે ગુરૂ સેવા એટલી શ્રદ્ધા અને ભાવથી કરતા કે, ગુરૂ શ્રીવૃદ્ધિચદ્રજી તેમના પર સદા પ્રસન્ન રહેતા અને તેમણેજ તેમના અભ્યાસ માટે વ્યવસ્થા કરી પ્રતિક્રમણનો જે પાઠ કરતાં અન્ય વિદ્યાર્થીને બે દિવસ થાય, તે માટે તેમને મહીનો થતો, છતાં ટૂક મુદતમાં ગુરૂકૃપાથી તેમનુ જ્ઞાન–અભ્યાસ બહુ આગળ વધી ગયા અને શાસ્ત્રના વિષયમા પારગતતા પ્રાપ્ત થઇ ન્યાયના વિષયમા તો તેમનો કાબુ અસાધારણ હતો. વળી ઉપદેશ કરવાની તેમની શકિત પ્રભાવવાળી અને અસરકારક જણાઇ જેથી સન્ ૧૮૯૩ માં શ્રી વૃદ્ધિચદ્રજી નિર્વાણ પામતા તેમના કાર્યનો બોજો તેમને શિર આવી પડયો અને ખરેખર તેમણે તે કાર્ય દીપાવ્યુ

પણ તેમના જીવનનુ ખરૂ કાર્ય તો જૈનસાહિત્યનુ સશોધન અને પ્રસિદ્ધિનુ છે યશોવિજય પાઠશાળા સ્થાપી તેમણે જૈનશાસ્ત્રોના અભ્યાસનો માર્ગ સરલ કરી આપ્યો અને યશોવિજય ગ્રથમાળા નવી શાસ્ત્રીય પદ્ધતિએ એડીટ કરી જૈન સાહિત્ય વિદ્વાનો સમક્ષ રજુ કર્યુ, જે સર્વત્ર પ્રશસા પામ્યુ છે વળી પાશ્ચાત્ય વિદ્વાનોને જૈન સાહિત્યના સશોધન અને અભ્યાસ માટે પૂરતી મદદ અને સગવડ કરી આપી, એક પ્રકારનુ સ્તુત્ય કાર્ય તેમણે કર્યુ, જેની કદર પાશ્ચાત્ય વિદ્વાનોએ મુક્તકઠે કરી છે

આપણે આગળ જોયુ તેમ માત્ર સ્વાશ્રયથી તેઓ આગળ વધ્યા હતા અને શાસ્ત્રોના અભ્યાસમા એટલા ઊંડા ઉતરેલા હતા કે જે કોઇ તેમના ગ્રથો જુએ, તેમને તેમના માટે પૂજ્યભાવ અને માનની લાગણી

ઉદ્ભવ્યા વગર રહે નહિં. ગયા માસમાજ જર્મન વિદ્વાન્ હુર્ટલ પાસે તૈયાર કરાવેલા ત્રણ અંગ્રેજી ચોપાનીયાં ( ૧ ) જૈનશ્વેતામ્બર સાહિત્ય, ( ૨ ) પંચોપાખ્યાન વાર્તિક-જૂની ગુજરાતી ગદ્યનો નમૂનો ( ૩ ) ભરટકદ્વાત્રિંશિકા, અમને મળ્યાં હતાં. અને તે પ્રસિદ્ધિનુ કાર્ય મુનિશ્રી વિજયધર્મસૂરિજીની સહાયતા વિના બન્યુ ન હોત. નવીન પાશ્ચાત્ય વિવેચન પદ્ધતિથી તેઓ પરિચિત હતા અને કેટલાક મંડળોએ તો તેમને **માનદસભ્ય** નીમી માન આપ્યું હતું વળી જૈન કોમ પર પણ તેમનો કાબુ અને લાગવગ બહોળાં હતાં. અને એક શિષ્યમંડળ ઉભુ કરી તેમણે પોતાનું સમાજસેવાનુ કાર્ય બહુ આગળ વધાર્યું છે. તેમના નિર્વાણથી જૈન કોમે એક મહાન્ આચાર્ય અને વિદ્વાન્ વર્ગે એક પ્રતિભાશાળી આચાર્ય અને જ્ઞાની પુરુષ ગુમાવ્યો છે જે ખોટ પુરાતા વિલબ થશે.

તેમનુ એક વિસ્તૃત જીવનચરિત્ર-**આદર્શ**-**સાધુ**-મુનિ વિદ્યાવિજયજીએ લખ્યું છે. તેમજ ઇટાલીયન વિદ્વાન્ એલ. પી ટેસીટોરીએ એક ન્હાનો લેખ લખેલો, જેનો અનુવાદ રા. હરિલાલ શિવલાલે કરી બહાર પાડેલો છે. હાલમાં મિ સુનાવાળાએ નામના એક પારસી વિદ્વાને તેમનુ જીવનચરિત્ર અંગ્રેજીમા આલેખ્યું છે, જે જાણીતા **કેમ્બ્રીજયુનિવર્સિટી** પ્રેસ તરફથી બહાર પડયુ છે. એ ત્રણે પુસ્તકો જિજ્ઞાસુએ જોવા જેવાં છે

'બુદ્ધિપ્રકાશ' સપ્ટેબર ૧૯૨૨

૧૨

આ મહાપુરુષના અવસાનથી માત્ર જૈનસંઘનેજ નહિ, પણ આખા હિંદુસ્થાનને મહાન્ હાનિ થઇ છે એમની અપૂર્વ વિદ્વત્તાની સાથે અસાધારણ ઉદારવૃત્તિની મિલવટ થતાં જૈનપ્રવૃત્તિઓમાં એમણે અનન્ય

બળ આપ્યું છે એટલુંજ નહિ પણ, પૂર્વ અને પશ્ચિમની થતી વિચારની આપ લેમાં એમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. અભણ, તોફાની મૂળીઆમાં આચાર્ય શ્રીવિજયધર્મસૂરિની પદવી પ્રાપ્ત કરનાર આ પ્રતિભાશાળી ચારિત્ર્યવાન વ્યક્તિનું કાર્યક્ષેત્ર ઘણું વિશાળ અને એમની કૃતિઓ અનેક રૂપી હોવાથી તેમજ તેમનું ચારિત્ર્ય બોધપ્રદ અને મનન યોગ્ય હોવાથી એને કંઇક વિસ્તારપૂર્વક આલેખવાની અમારી ઇચ્છા છે

'ગુજરાત' ( માસિક ) આશ્વિન ૧૯૭૮ નો અંક

૧૩

## જૈનાચાર્ય શ્રીમાન્ વિજયધર્મસૂરિ મહારાજનો સ્વર્ગવાસ

આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજ ઘણા લાંબા સમય થયા બીમારી ભોગવી ગયા ભાદરવા સુદ ૧૪ મંગળવારના રોજ શિવપુરી ( ગ્વાલીયર ) ગામમાં સમાધિપૂર્વક સ્વર્ગવાસ પામ્યા છે

તેઓશ્રી પ્રાતઃસ્મરણીય શ્રીવૃદ્ધિચંદજી મહારાજના વિદ્વાન્ શિષ્ય હતા તેઓશ્રીએ સં ૧૯૪૩ ની સાલમાં દીક્ષા અને ૧૯૬૪ ની સાલમાં સૂરિપદ લીધું હતું તેઓશ્રી હૃદયના ભદ્રિક અને મીલનસાર હતા બનારસ પાઠશાળાનો જન્મ આપી પોતે વિદ્વત્તા મેળવવા સાથે બીજા કેટલાક જૈન મુનિરાજો તથા બંધુઓને વિદ્વાન્ બનાવ્યા હતા. જૈનકોમ સિવાય ઇતરદર્શનના વિદ્વાનોના જેમ ધર્મને નિમિત્તે પરિચિત થયા હતા તેમ કેટલાક પાશ્ચાત્ય દેશના વિદ્વાનોના પણ પોતાની વિદ્વત્તાથી પ્રસિદ્ધ અને પરિચિત થતાં જૈનદર્શનની કેટલેક અંશે માહિતી પણ આપી હતી

શ્રીયશોવિજય જૈનગ્રંથમાળા-સંસ્થાનો જન્મ આપી અનેક ગ્રંથો લખી જૈનસાહિત્યની સેવા પણ કરી હતી જૈનધર્મના ઉપદેશક તેમજ પ્રસિદ્ધ વક્તા પણ હતા. આવા એક વિદ્વાન્ આચાર્ય મહારાજ (મુનિરત્ન) ના સ્વર્ગવાસથી જૈનકોમને ખરેખર એક ધર્મગુરુની ખોટ પડી છે. આ સભા પણ તે માટે પોતાની અત્યંત દિલગીરી જાહેર કરે છે. તેઓશ્રીના પવિત્ર આત્માને અખંડ અનંત શાંતિ થાઓ તેમ પ્રાર્થના કરીએ છીએ.

'આત્માનંદપ્રકાશ' ૧૯૭૮ ના આસોનો અંક.

૧૪

## શ્રી વિજયધર્મસૂરિનો અત્યન્ત ખેદકારક સ્વર્ગવાસ

શ્રીમાન્ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના શિષ્ય શ્રી વિજયધર્મસૂરિએ ભાદ્રપદ સુદિ ૧૪ મંગળવારની સવારના ૬॥ કલાકે શિવપુરી નામના ગ્વાલીયર પાસેના વિભાગ ગામમા લાંબા વખતની માંદગી ભોગવીને સ્વર્ગવાસ કર્યો છે. એમનો અભાવ થવાથી જૈનવર્ગમાં એ ખબર ફેલાતા સર્વત્ર અત્યંત દિલગીરી વિસ્તરી છે જૈનસમુદાયમાંજ નહિં, પણ સાહિત્યના ક્ષેત્રમાં પણ તેમની ન પુરાય તેવી ખામી પડી છે. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનો શિષ્યવર્ગ જ બહોળે ભાગે બહુ નામાંકિત નીવડેલ છે; તેમાં આ મહારાજશ્રીએ તો શ્રી વિજયાનંદસૂરીશ્વરે પ્રાશ્ચાત્ય પ્રદેશમાં જૈનધર્મ સંબંધી જ્ઞાન ફેલાવવા માટે વાવેલાં બીજને અત્યંત પલ્લવિત કરેલ છે અત્યારે એ પ્રદેશમાં ઘણા યુરોપીયન વિદ્વાનો જૈનધર્મ સંબંધી ફીલોસોફીના જાણનારા તેમજ ઇન્છક બન્યા છે. અને તે પ્રદેશમા અંગ્રેજી ભાષામાં પણ કેટલું યે જૈન તત્ત્વજ્ઞાન ફેલાવ્યું છે. **એ સઘળો આ મહારાજશ્રીનો જ પ્રતાપ છે.**

એ મહારાજશ્રી ગૃહસ્થપણામા મહુવા શહેરના નિવાસી હતા.

સ. ૧૯૨૪ માં શાસનગચ્છાના પ્રસિદ્ધ કુટુમ્બમાં એમનો જન્મ થયો હતો માગધર્મ પામ્યા ત્યારે દીક્ષા પર્યાય ૩૫ વર્ષનો અને વય ૫૫ વર્ષનુ હતુ મહુવાથી ભાવનગર આવતાં શાન્તમૂર્તિ શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજનો પ્રસગ થયો તેમના ઉપદેશથી તેમને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને પોતાના કુટુમ્બની રજા મેળવીને સ. ૧૯૪૩ ના વૈશાખ વદિ ૫ મે ભાવનગરમાં એ ગુરૂ મહારાજના હાથે તેઓએ ચારિત્ર ગ્રહણ કર્યું હતુ. ચારિત્ર ગ્રહણ કર્યા પછી ગુરૂ મહારાજની વૈયાવચ્ચમા અહર્નિશ તત્પર રહ્યા હતા કારણ કે ગુરૂશ્રીનુ શરીર વધારે નરમ રહેતુ હતુ એક દિવસ તેમના વૈયાવચ્ચાદિ ગુણથી પ્રસન્ન થઇને ગુરૂ મહારાજે આશીષ આપી હતી

" જા બેટા ! અભ્યાસ કર, તુ જૈનધર્મનો મોટો નેતા થઇશ " આ આશીષ અક્ષરશ ળી છે

ગુરૂમહારાજ સ ૧૯૪૯ માં સ્વર્ગવાસી થયા બાદ એમણે વિહાર શરૂ કર્યો હતો અને અભ્યાસ પણ વધારવા માંડયો હતો બનારસ જેવા જૈનનુ નામ પણ નહિ સહન કરનારા ક્ષેત્રમા એમણેજ સ. ૧૯૫૮ માં 'શ્રીયશોવિજયજી જૈ I પાઠશાળા'સ્થાપી, એટલુ જ નહિ પણ શેઠ વીરચદભાઇ દીપચદ તથા શેઠ ગોકળભાઇ મૂળચદની સહાયથી ખરીદાયેલી અગ્રેજીકોઠીવાળા મકાનમા જૈનધર્મની કોઠી સ્થાપન કરી

એ પાઠશાળામાં અભ્યાસ કરીને ઘણા વિદ્વાનો બહાર પડયા છે, અને જૈનશાસનની ઉન્નતિ કરનારા નીવડયા છે.

વિહારાદિકમાં એમણે શાસનહિત માટે ઘણ કષ્ટ સહન કર્યું છે પુણ્યબળથી અને જ્ઞાનબળથી યુરોપીયન પ્રજામાં ઘણુ માન મેળવ્યું છે. ઘણા તદ્દેશીય વિદ્વાનો એઓ સાહેબની મુલાકાત લેવા આવી ગયેલ છે. દેશી રાજા મહારાજાઓમાં કાશી નરેશાદિ ઘણા રાજાઓનો પણ પ્રેમ મેળવ્યો છે ધાર્મિકકાર્યોના સબધમાં એઓ સાહેબને અત્યન્ત લાગણી

હતી. છેલ્લા છેલ્લા ભાયખલાની જમીનને અંગે અને કાંકરોલીમાં થયેલા તોફાનને અંગે પણ એઓ સાહેબ પ્રયાસ કરવામાં ચૂક્યા ન્હોતા.

એમનો શિષ્યપરિવાર પણ આગળ વધેલો છે. ઉપાધ્યાય શ્રી ઇંદ્રવિજયજી, પંન્યાસ ભક્તિવિજયજી, પ્રવર્તક મંગળવિજયજી, ન્યાયતીર્થ ન્યાયવિજયજી અને મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી તો ખાસ બહાર પડેલા છે. આશા છે કે એઓ ગુરુમહારાજના પગલે ચાલી એકમંપથી વર્તી શાસનહિતમાં તત્પર રહેશે, ને સાહિત્યના ક્ષેત્રમાં બનતો ફાળો આપ્યા કરશે.

બનારસ પાઠશાળાને પાછી જાગૃત કરવાનો પ્રયત્ન મહારાજશ્રીએ ગોણ સાલજ કરેલો છે. પ્રવર્તકજી વિગેરેને ત્યાં મોકલ્યા છે. એ પાઠશાળા પાછી જાગૃત થાય, અને નવા વિદ્વાનો ઉત્પન્ન કરે એ ઇચ્છવા યોગ્ય છે. અમે એ શુભ પ્રયાસની ફતેહ ઇચ્છીએ છીએ.

મહારાજશ્રીની શુદ્ધિ છેવટ સુધી બહુ સારી રહી હતી કાળધર્મ પામ્યા બાદ રાજ્ય તરફના તેમજ શ્રી સંઘ તરફના મોટા સમ્માન સાથે અગ્નિસંસ્કારાદિ ક્રિયા કરવામાં આવી હતી. તેમના અગ્નિસંસ્કારના સ્થાનકે રાજ્ય તરફથી તરતમાંજ વિશાલ જમીન બક્ષીસ આપવામાં આવેલી હોવાથી ત્યાં મહારાજશ્રીના સ્મરણાર્થે સ્તૂપાદિ કરવામા આવશે.

મહાજશ્રીનુ અવસાન થયાના તારદ્વારા ખબર ફેલાતા અનેક સ્થાને દિલગીરીના ઠરાવો થયા છે. ઉપરાંત અનેક શુભ કાર્યો તેમના શ્રેય નિમિત્તે કરવામાં આવ્યા છે. ભાવનગરમાં પણ અઠાઇમહોત્સવ કરવામાં આવ્યો છે. અને મનુષ્યો તથા પશુઓને અનુકંપાદાન આપવામાં આવ્યું છે. અન્યત્ર પણ તેવા શુભ પ્રસંગો બન્યા છે તેના ખબર તથા મહારાજશ્રીનું સંક્ષિપ્ત જન્મચરિત્ર 'જૈન' પત્રમા પ્રકટ થયેલ છે. તે વાંચવાની ભલામણ કરી એ મહાત્માના આત્માને શાંતિ મળે, એમ ઇચ્છી આ ટૂંક નોંધ સમાપ્ત કરવામાં આવે છે

'જૈનધર્મ પ્રકાશ' સં. ૧૯૭૮ નો આશ્વિન અંક.

૧૫

# જૈન આચાર્ય શ્રીવિજયધર્મસૂરિનું અવસાન.

## જૈનસંઘ અને શાસનની તેઓએ બજાવેલી ઉત્તમોત્તમ સેવાઓ

અનેક શાસ્ત્રોના પારંગત, અનેક ગ્રંથોના કર્તા, એક એકથી વધુ ઉપયોગી એવી અનેક શુભ સસ્થાઓના સ્થાપક, જૈનદર્શનના અપૂર્વ અને વૈજ્ઞાનિક તત્ત્વો તરફ હિંદુસ્થાનનાજ નહિં, પણ યૂરોપ અને અમેરિકાના વિદ્વાનોમાં જિજ્ઞાસા પેદા કરનાર અને તૃપ્ત કરનાર, જૈનસંઘની હાજતો સમજનાર, અને તે દૂર કરવા સંગીન અને અસરકારક માર્ગો શોધનાર, જૈનતત્ત્વોનો જગતમાં ફેલાવો કરવા માટે ભગીરથ અને પદ્ધતિસર પરિશ્રમ સેવનાર, સત્યની ખાતર અને સિદ્ધાન્તની ખાતર ગમે તેવા સાધુઓની કે ખુદ જૈનકોમની કે દુનિયાની પણ પરવા નહિ કરનાર, સંઘસંહારની જાલીમ રૂઢીનો બલવાન્ વિરોધી, જૈનશાસનનો રક્ષક, જૈન-સંઘનો ઉદ્ધારક, છેક છેલ્લા શ્વાસોચ્છવાસ સુધી પણ જૈનકોમ અને જૈનધર્મની ઉન્નતિ માટે રટણ કરનાર શાસ્ત્રવિશારદ મહાન્ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરિના મરણથી જૈનોમાં અત્યંત દિલગીરી ફેલાઇ છે. જૈનસંઘ પર આજે આફતોનો તો જાણે એક વરસાદ વરસી રહ્યો છે. અને આવા એક અતિ બારિક અને કટોકટીના મુશ્કેલ વખતે આચાર્ય વિજયધર્મસૂરિ જેવા એક અતિ સમર્થ સુપ્રસિદ્ધ આચાર્યના અવસાનથી આ આફતોમાં ઔર વધારો થયો છે. જૈનસંઘને આવા બારિક પ્રસંગે આવા નીડર અને લાગવગવાળા સમર્થ આચાર્યની સેવાઓ ગુમાવવાનું ભાગ્યેજ પરવડી શકે તેમ છે. આચાર્ય વિજયધર્મસૂરિનું અવસાન જૈનકોમ માટે તો ખરેખર એક અસાધારણ આફત સમાન છે. એમાં તો કાંઈપણ શક નથી કે, આચાર્ય વિજયધર્મસૂરિએ, આખા હિંદમાંજ નહિ, પણ સમસ્ત કેળવાએલી દુનિયામાં જે પ્રતિષ્ઠા અને મોભો સંપાદન કર્યો

છે, તે તેમની અને તેમના વિદ્વાન્ શિષ્યોની વિદ્વત્તા,વ્યવસ્થિત કાર્યપદ્ધતિનું સંપૂર્ણ જ્ઞાન, સાધનોનો જમાવટ કરવાની શક્તિ, ધાર્મિક સહિષ્ણુતા, અદ્વિતીયશાસનધર્મ, અને અસાધારણ નિડરતાનેજ આભારીછે. જૈનોમના આ મહાન્ આચાર્યની વિદ્વત્તા પર ઇટાલીયન, જર્મન અને અંગ્રેજ વિદ્વાનો ગોળા આફરીન કરી રહ્યા હતા. આખા યૂરોપમાં જે મહાન્ સંશોધક વિદ્વાન્ મંડળીયો છે, તેમાંની " ઓરિયન્ટલ સોસાઇટી ઓફ ઇટાલી. " " રૉયલ એસીયાટિક સોસાઇટી ઓફ બેંગાલ, " " સોસાઇટી ફોર ઓરિયન્ટલ સ્ટડીઝ ઓફ આયરલેન્ડ. " ' રૉયલ એસીયાટિક સોસાઇટી ઓફ ગ્રેટબ્રીટન " વિગેરે મહાન્ અને જગદ્વિખ્યાત સંસ્થાઓએ આ મહાન્ જૈનધર્મગુરૂને ઓનરરી ફેલો અને એસોશીએટ તરીકેનું માન આપ્યું છે કે જે માન જૈનધર્મ ગુરૂઓમાથી બીજા કોઇ પણ ધર્મગુરૂ કે વિદ્વાન્ મેળવી શકયા નથી. એટલુંજ નહિં પણ આવું અપૂર્વ માન આખા હિંદમાં પણ થોડાકજ વિદ્વાનો ધરાવે છે. ' જૈનધર્મ ' એ ફક્ત બુદ્ધધર્મની શાખા છે, એવા અનુમાન પર યૂરોપીયન વિદ્વાનો દોરવાઇ ગયા હતા. આ વિદ્વાનોમાં સૌથી જાણીતા જર્મન વિદ્વાન્ પ્રો હર્મન જેકોબી પણ એક હતા. પરન્તુ આચાર્ય વિજયધર્મસૂરિને, પ્રો. જેકોબી જ્યારે રૂબરૂ મળ્યા, ત્યારે લબાણ વાદવિવાદ ચલાવી પ્રો. જેકોબી પાસે કબૂલ કરાવ્યુ કે-" જૈનધર્મ, એ દુનિયાનો પ્રાચીન અને સ્વતંત્ર ધર્મ છે, અને તે કોઇપણ ધર્મની શાખારૂપ નથી. " પ્રો જેકોબીએ પોતાનો આ સુધારેલો મત, તે માટેના પ્રમાણો અને આધારો સહિત પ્રકટ કરી દુનિયાના વિદ્વાનોને ખાતરી કરી આપી છે કે-જૈનધર્મ, એ પ્રાચીન અને સ્વતંત્ર ધર્મ છે. આચાર્ય વિજયધર્મસૂરિએ, જૈનદર્શનની આ કાઇ ઓછી સેવા બજાવી નથી. આજ પ્રમાણે ઇંડિયા ઓફીસ-લાયબ્રેરીવાળા જાણીતા અંગ્રેજ સ્કોલર મી. એફ. થોમસ, કે જેઓએ જાણીતા સંસ્કૃત જૈનગ્રંથોના અંગ્રેજીમા અનુવાદ પણ કર્યા છે, તેઓને જૈનધર્મના તત્ત્વજ્ઞાનમાં ' ત્યાગ અથવા વૈરાગ્ય ' ની ભાવના પર મૂકવામા આવેલા

અસાધારણ ભારની અગત્યતાના સંબંધમાં શક હતો. આચાર્ય વિજય-
ધર્મસૂરિએ આ દિશામાં લંબાણ પત્રવ્યવહાર ચલાવી, મી. થોમસને
ખાતરી કરી આપી હતી કે–" ત્યાગ વિના સેવા યાને નિષ્કામ સેવા
દુર્લભ છે જેઓ ત્યાગી નથી, તેઓ નિસ્પૃહી નથી હોતા. અને
જેઓને દુન્યવી સ્વાર્થો સાધવાના છે, તેઓ જનતાની નિષ્પક્ષપણે
સેવા કરી શકતા નથી તેમ તેઓને, સંપૂર્ણ ત્યાગ વિના તેવી સેવાઓ
કરવા માટે પૂરતો અવકાશ પણ મળી શકતો નથી " મી. થોમસે
આચાર્ય વિજયધર્મસૂરિનો આ ખુલાસો કબૂલ રાખ્યો હતો. એમાં તો
તો કંઇ શક નથી કે જૈનદર્શનના જ્ઞાનમાં આ મહાન આચાર્યને એક
સત્તા પ્રમાણ સ્વીકારવામાં આવ્યા હતા અને ત્યારથી યુરોપના કોઇ

સેવા તો તેઓએ જૈન સંઘના " સાધારણ ખાતા " ની પુષ્ટી માટે ચલાવેલી નીડર અને અપૂર્વ લડત છે. આચાર્ય વિજયધર્મસૂરિએ ખુલ્લે ખુલ્લું જાહેર કર્યું કે-" અમુક અમુક આવકો શ્રીમંઘે અગાઉથી કરેલા ઠરાવ મુજબ હાલમાં દેવદ્રવ્ય ખાતે જમાં થાય છે, તે આવકો, જો સંઘ ઠરાવ કરે તો સાધારણ ખાતામા પણ સંઘ જમે કરી શકે છે, અને સંઘની સત્તા છે. અને સત્તા સમાન ગણાય તેવા જૈનશાસ્ત્રોમાં આવા ફેરફાર કરવા સામે મનાઇ નથી. "

આચાર્ય વિજયધર્મસૂરિએ આ સ્વતંત્ર અને નીડર વિચાર કર્યો કે તરત તેઓના વિરોધી કેટલાએક સાધુઓએ, આ મહાન્ આચાર્યની આ સર્વેથી મહાન્ અને ઉપયોગી લડત સામે ખળભળાટ કરી મૂકી શ્રીસંઘને આચાર્યશ્રી સ્હામે ખૂબ ઉશ્કેર્યો. કેટલાએક ધમધેના ધમગુરૂઓ તો, આચાર્ય વિજયધર્મસૂરિ આવી સૂચના કરવાથી નરકે જશે, અને તેવી જ બીજી ઝેરી ગાળો, અને અંગત આક્ષેપો પણ કરવાના ધંધામા પડયા. પરન્તુ આચાર્ય વિજયધર્મસૂરિએ વિરોધીઓના આક્ષેપોની રજ પણ પરવા કર્યા વિના, અનેક લખાણો લખી, અને અનેક પુસ્તકો બહાર પાડી વિરોધીઓના આક્ષેપોનો એવો તો સચોટ જવાબ આપ્યો કે આખરે તેઓને શાન્ત થવું જ પડયું. જો આ પ્રસંગે, આચાર્ય વિજયધર્મસૂરિ કરતા બીજી કોઇબી નબળી પોચી વ્યક્તિ હોત તો જરૂર વિરોધી ધર્મગુરૂઓ તેઓને છુંદી નાખત, એમાં શક નથી. દેવદ્રવ્ય અનેક મંદિરોમા પડયુ પડયું સડયા કરે છે, ને અનેક ઠેકાણે ધવાઇ ગયુ છે તે બીજા કોઇ પણ ખાતામા વાપરી શકાતુ નથી, એમ જાણવા છતા અને સાધારણ ખાતાના દ્રવ્યની દરેક ઠેમણે તંગી છે, અને તે ખાતાને પગભર કરવાની સૌથી પ્રથમ જરૂર છે, એમ કબુલવા છતાં, આચાર્ય વિજયધર્મસૂરિએ સાધારણ ખાતાની પુષ્ટિ માટે જે વિચારો જાહેર કર્યા, તે વિચારો તોડવામા શાસનનું રક્ષણ અને

સંઘનો ઉદ્ધાર છે, એમ તેમના વિરોધી ધર્મગુરુઓ સંઘને ઉપદેશવા લાગ્યા. બેશક, સાધારણ દ્રવ્યની આ ચર્ચાનો અંત છેવટનો જો કે હજી પણ આવ્યો નથી, તોપણ 'સાધારણ ખાતા'ની પુષ્ટિ માટેની આચાર્ય વિજયધર્મસૂરિની ઉપયોગી અને કિંમતી લડત જો કે હજી સંપૂર્ણ ફતેહમંદ થઇ નથી, છતાં તે લડત દિનપ્રતિદિન મજબૂત રૂપ લેતી જ જાય છે, અને જૈનકોમે, આચાર્યશ્રીને જીવતાં તો આ લડત માટે ફક્ત સ ગીનું જ ઇનામ આપ્યું છે, છતાં એક વખત જરૂર આવશે કે, જ્યારે જૈન કોમ આજના કહેવાતા શાસનરક્ષક ધર્મગુરુઓની વાહ્જાલથી નહિં ભોળવાશે, અને આચાર્યશ્રી વિજયધર્મસૂરિ પર આ લડતના મૂળ રોપવા માટે આશીર્વાદોનો વરસાદ વરસાવશે. જૈન કોમની ઉન્નતિ કે જૈન શાસનનું

હાવે, પરન્તુ આખરે 'સત્યનો વિજય' નિર્વિવાદ છે. અને વિજય વહેલો કે મોડો થયા વિના રહેવાનોજ નથી, એ પણ ચોક્કસ છે.

'મુંબઇ સમાચાર' (દૈનિક)

તા. ૨૫ સપ્ટેમ્બર ૧૯૨૨ નો ખાસ અગ્રલેખ.

૧૬

## અહિંસાનો એક મ્હોટો પ્રરૂપક

મિ. પી. ટી શાહ, કે જેઓ જૈનલોકલ એસોસીએશનના સેક્રેટરી છે, તેમના હાથમાં આ મતલબનો તાર આવ્યો છે કે—

"મંગળવારે સવારે સાડા ૭ વાગે આચાર્ય મહારાજ વિજયધર્મસૂરિએ આ સંસાર છોડયો."

વીજળીની મારફ એસોસીએટેડ પ્રેસ દ્વારા આ ખબર આખા દેશમાં ફેલાઇ. હિંદુસ્થાનની પુરાણી સભ્યતા અને ધર્મોના અભ્યાસીઓ આ સમાચાર અત્યંત ચિંતાપૂર્વક સાંભળશે. વિજયધર્મસૂરિ એક વિદ્વાન્ અને ખરા મહાત્મા પણ હતા. તેઓ ઘણે ભાગે જૈન નાયકોમાંના સૌથી પ્રસિદ્ધ હતા. અને પ્રો યાકોબી, ડૉ. હેર્ટલ, ડૉ. ગેરિનો જેવા વિલાયતી વિદ્વાનો, એમના મિત્રોમાં હતા. એમના સ્વર્ગવાસની ખબર બહુ અકસ્માત્ રીતે આવી છે. કારણકે થોડા દિવસ પહેલાજ તેઓ પ્રો. લેવી નામના મોટા ફ્રેંચ વિદ્વાન્ કે જેઓ માત્ર આ મોટા જૈન મહાત્મા અને સ્કોલરને મળવા માટે શિવપુરી આવ્યા હતા, તેમને મળ્યા હતા. શિવપુરીમાં સંસ્કૃતમાં કરેલ એમના ભાષણમાં પ્રો. લેવીએ, વિજયધર્મસૂરિએ સભ્યતાને માટે કરેલા ઉપકારની બહુ પ્રશંસા કરી હતી. ઘણા વિલાયતી વિદ્વાનો આ જૈન મહાત્માના સાહિત્ય સંબંધી કામને જાણે છે. અને થોડા વરસ પહેલાં બંગાળની એસિયાટિક સોસાઇટીના જરનલમા વિજયધર્મસૂરિજીએ લખેલ

એક વિદ્વત્તા ભરેલો નિબંધ જાહેરમાં આવ્યો હતો કે જેમાં ઈટાલીયન વિદ્વાન્ પ્રો બેનોનીફિવિપ્પીએ જાહેર કરેલ યોગશાસ્ત્ર સબંધી વિચારોની સમાલોચના કરી હતી જૈનધર્મનો જિર્ણોદ્ધાર કે જેવી નિશાનીઓ આપણે આજકાલ ઘણે સ્થળે જોઈ શકીએ છીએ આ જિર્ણોદ્ધારની સફળતાને માટે વિજયધર્મસૂરિજીએ ઘણુ કામ કર્યું અસાધારણ વક્તૃતા પૂર્વક તેમણે અહિંસાનો સદેશ દૂર સુધી ફેલાવ્યો **अहिंसा दिग्दर्शन** નામનુ તેમનુ હિંદી પુસ્તક બહુ પ્રસિદ્ધ છે.

બનારસમાં તેમણે એક **જૈન કૉલેજ,** અને કાઠિયાવાડમાં એક **જૈન** ગુરૂકુળ સ્થાપિત કર્યું તેઓએ ઘણા ગ્રથોનુ સમ્પાદન કર્યું અને એક ગ્રથમાળા શરૂ કરી, કે જેમા ઓછામાં ઓછા ૭૫ ગ્રથો બહાર પાડયા છે તેઓ ગુજરાતી અને હિંદીમા પ્રકટ થતા માસિકો ચલાવતા હતા આવતા શનીવારે ખાલિકાદિન હૉલમાં એક પબ્લિક સભા કરાચીના રહેવાસીઓ આ મહાત્માના માનને માટે ભરશે આ સભાને સફળ કરવા માટે જુદા જુદા ધર્મોના અને જુદા જુદા વિચારના દેશનેતાઓ ભેગા થશે એ એક શુભ નિશાન છે વિજયધર્મસૂરિ બધા માનને યોગ્ય છે એમના આત્માને સનાતન શાંતિ થાઓ

ન્યૂ ટાઇમ્સ—કરાંચી

૧૭

શાસ્ત્રવિશારદ, જગદ્વિખ્યાત જૈનાચાર્ય શ્રીમદ વિજયધર્મસૂરિના અવસાનના સમાચાર સાંભળી સમસ્ત જગતની કેળવાયલી આલમને અને જૈન શાસનને તેઓના મરણથી જે ખોટ ગઈ છે, તે ખચીત જ પૂરાય શકે તેમ નથી. આજે જૈનસંઘમાં જૈનશાસનના તારકો અને ઉદ્ધારકોનો ડોળ કરનાર ધર્મ ગુરૂઓની સખ્યા ન્હાની નથી. પરન્તુ જૈનધર્મના

ઉદ્ધારનો સત્ય અને રામબાણ માર્ગ શોધનાર, અને ધર્મ ઘેલાઓની ધર્મોન્મજન્ય વિરૂદ્ધતાની દરકાર કર્યા વિના નિડરતાથી દર્શાવનાર જૈનસંઘમાં જે થોડા એક ધર્મ ગુરૂઓ છે, તેમાં આચાર્ય શ્રી વિજયધર્મસૂરિનું નામ પ્રમુખસ્થાને છે.

આચાર્ય વિજયધર્મસૂરિની જીવનની મહત્તા અને સવિશેષતા તેઓની અસાધારણ નિડરતા, જાહેર હિંમત, અને કાર્યકુશલતાનેજ આભારી છે, કે જે મહાન્ ગુણોની વર્તમાન ધર્મ ગુરૂઓ અને વૃદ્ધ વિદ્વાન્ શ્રાવકોના મોટા ભાગમાં સંપૂર્ણ ગેરહાજરી છે.

આચાર્ય વિજયધર્મસૂરી તરફથી પોતા માટે જે કાર્યરેખા, ફેરવાતા સમય તરફ આંખ રાખી દોરવામાં આવી હતી, તે કાર્યરેખા જૈનદર્શન તરફ અજૈન હિંદી અને યૂરોપીય વિદ્વાનોનું બહુમાન ઉત્પન્ન કરવામાં અને શ્રીસંઘની ઇજ્જત પ્રતિષ્ઠા અને કીર્તિને વધારવામાં વિજયવંત પુરવાર થઇ છે. આચાર્ય વિજયધર્મસૂરિના હાથે જેટલી સંસ્થાઓ સ્થપાઇ છે, જેટલા ગ્રંથો પ્રકટ થયા છે, તેમાંની ઘણી ખરી સંસ્થાઓ શ્રી સંઘની ઉન્નતિ કરનારી નીવડી છે.........

જ્યારે તેઓના હરીફ સાધુઓ સ્વતંત્ર વિચાર સાંભળવા માત્રથી ઘેટાંઓની માફક ધ્રુજે છે, ત્યારે આ વીરકેસરી સ્વતંત્ર વિચારકોને હંમેશા આવકાર આપી તેઓની સ્વતંત્રતાને ઉત્તેજન આપતો હતો. જ્યારે તેઓના વિરોધી સાધુઓ ઉપાશ્રયના ચાર ખુણાની બહાર આવી ઉપદેશ કરવામાં પાપ અથવા આચારભંગ માની રહ્યા છે, ત્યારે આ નિડર કેસરી શહેરોની વચમાં અજૈનોની હજારોની હાજરીમાં જૈનદર્શનની જયઘોષણા કરાવતો હતો. જ્યારે તેઓના હરીફ સાધુઓ ઉપાશ્રયમાં આવનાર થોડા ભોળા શ્રદ્ધાલુ શ્રાવકોને, પૌરાણિક કથાઓ સંભળાવી તેઓને ક્રિયાકાંડમાં ચકચૂર રાખી સંતોષ માની બેઠા છે, ત્યારે

આ વીરકેસરી વર્તમાન જગતમાં મત્તા સમાન ગણાના. યુરોપીઅન અને હિંદી વિદ્વાનોને જૈન દર્શનના અપૂર્વ સાત્વિક તત્વો ઉપદેશી તેઓની શંકાઓનુ નિવારણ કરી તેઓની પાસે જૈનધર્મનુ બહુમાન કરાવવામા મોજ માનતે હતો. '

જૈનરિવ્યુ પુસ્તક ૬ ૬, અંક ૬

१८

## एक जैनाचार्यका स्वर्गवास

### दिलचस्प हालात जिन्दगी ।

जैनाचार्य श्री विजयधर्मसूरिजीका मोरखा ९ सितंबर रोज मंगलवार सुबहके ६॥ को स्वर्गवास हो गया । आपका जन्म विक्रम स. १९२४ में काठियावाड क महुवा शहरमें हुआ था । आपके पिताका नाम सेठ रामचंद था, जो जातके श्रीमान् मावुर थे और आपका गृहस्थी नाम मूलचंद था ।

आप अभी अठ्ठारह-उन्नीस वर्षके थे कि आपको मुनिश्री वृद्धिचंद्रजीका उपदेश सुनकर वैराग्य पैदा हो गया-चुनाचे माता पिताकी आज्ञा लेकर स. १९४३ में जेठ वदि ९ क दिन भावनगरमें उन्हीं महात्मा के पास दीक्षा लेली-तब आपका नाम धर्मविजय रक्खा गया । मुनिश्री वृद्धिचंद्रजी, मरहूम मुनिश्री आत्मारामजी-आनंदविजयजी के गुरुभाई थे-जिन्होंने पंजाबमें जैनधर्मको बडी उन्नति पर पहुंचाया ।

श्रीविजयधर्मसूरिने जैनइल्म व अपनकी खोज और उसकी इशाअतमें बड़ा हिस्सा लिया है। हिन्दोस्तान, यूरप और अमरिकाके जितने ओरियन्टल विद्वान् जैनधर्म या जैन इल्म अदबके अध्ययनका शौक रखते हैं, उन सबके साथ आपकी खत व किताबत थी। उनमेंसे अक्सर तो खुद आकर आपके दर्शनका लाभ उठा चुके हैं। आप विद्वानोंकी हरतरह मदद करनेको तैयार थे।

आपने सं. १९९८ में बनारसमें एक पाठशाला स्थापित की जिसमेंसे अनेक विद्वान् पढ़कर निकले। सं. १९६१ में कुंभप्रयागके स्थान पर भारतके पूज्य लीडर श्रीमदनमोहन मालवीने आपको मंत्रित किया कि आपभी कुंभ पर व्याख्यान देवें। चुनांचे आपने एक बड़ा असरकारक व्याख्यान दिया।

सं. १९६० में आपने यशोविजय जैनग्रंथमाला निकालना आरंभ किया, जिसमें संस्कृत–प्राकृतके अनेक ग्रन्थ छपे, जिनकी तारीफ दुनियाके बड़े बड़े ओरियेंटल रिसालों और विद्वानोंने की है, आपने खुद भी कई ग्रन्थ बनाये हैं जिनमें से ' **अहिंसा दिग्दर्शन** ' बहुत मशहूर है। क्योंकि–इसमें सब धर्मों के सार " अहिंसा परमो धर्मः " पर बड़ा जोर दिया गया है। आपने एशियाटिक सोसाइटी बंगाल के लिये श्रीहेमचंद्रकृत योगशास्त्र का सम्पादन किया।

कुछ अर्सेसे आप मर्ज़ दमा मुब्तिला थे। आखिर उसी मर्ज़से आपने शरीर को छोड़ दिया। आपके शरीर का संस्कार बड़ी धूम-धामसे हुआ।

उर्दुपत्र 'केशरी' लाहोर। १४ सितंबर १९२२

આજ પ્રમાણેની નોંધ ઉર્દુ 'प्रताप' પત્રમાં પણ છે.

મર્હુમ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ એસોસીએટ મેમ્બર એસીયાટીક સોસાઇટી બેંગાલ, ઓ.મે એસીયાટિક સોસાઇટી ઇટાલી; અને ઑ મે. જર્મન ઓરીયેંટલ સોસાઇટી.

મર્હુમ સૂરિજી જબરા વિદ્વાન્ હતા અને તમામ મનુષ્યો તરફ અત્યન્ત વિવેકી હતા. તેઓ હિંમતવાન અને પ્રામાણિક હતા. તેઓની ફરજોને યોગ્ય અદા કરવામા તેઓ નિશ્ચલ હતા. મારી માન્યતા મુજબ તેઓ હિંદુસ્થાનના સર્વોત્તમ જૈન વિદ્વાનોમાના એક હતા. ઉપરની હકીકતની તેઓના કાર્યો સાક્ષી પુરે છે. જૈન ભાષા અને સાહિત્ય સબધી તમામ બાબતોમાં તેઓનો અભિપ્રાય અમુલ્ય હતો. તેઓના અવસાનથી આવી પડેલી ખોટ ન પૂરી શકાય તેવી છે. તેમનો આત્મા શાતિમાં વસો.

૨૪ સુખીઆ સ્ટ્રીટ
કલકત્તા

બીમલચરણ લૉ

૨

જો કે મને જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિને જોવાની તક મળી ન્હોતી, છતાં હુ તેઓને પત્રવ્યવહારથી જાણતો હતો. તેઓના મતની સાથે એકતા ન હોય એવા ઉપર પણ આકર્ષણ કર્યા વિના ન રહે, તેવો તેમના સાદા પત્રોમાં જાદુ હતો. તેઓની વિદ્વત્તા, ઉત્સાહ, અને સર્વ ઉપરાન્ત તો કોઈ પણ પ્રકારના કદાગ્રહથી રહિત તેમના મનની વિશાળતા ઘણી જ ચિત્તાકર્ષક હતી. અને ફક્ત હિંદુસ્થાનમા જ નહિં, પરન્તુ યૂરોપના જુદા જુદા દેશોમાં, તમામ દિશાઓમાંથી મિત્રો અને પ્રશંસકો ઉપર વિજય મેળવતા હતા. જ્ઞાનના ફેલાવા માટે જેઓનો શ્રમ

છુપો નથી રહ્યો, તેવા તેઓ અને તેમના મુખ્ય શિષ્ય શ્રીઇન્દ્રવિજયની સાથે પત્રવ્યવહાર કરવામાં હું હમેશ મને માનારૂઢ થયેલ ગણતો હતો.

હીરાલાલ
ડેપ્યુટી કમીશ્નર
નરસિંહપુર ડીસ્ટ્રીક્ટ.
C. P.

નરસિંહપુર,
૨૧-૧૦-૨૨

૩

મર્હુમ શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય મહારાજ વિજયધર્મસૂરિની મુલાકાતનો પહેલો પ્રસંગ, જ્યારે તેઓ પથારીવશ હતા, ત્યારે મને મળ્યો હતો. શારીરિક દુઃખ હોવા છતાં તેઓની શાંત અને ગંભીર મુખાકૃતિએ મારા ઉપર મજબુત છાપ પાડી હતી તે તેજસ્વી અને અસરકારક ચહેરા ઉપર જોવામાં આવેલી શાંત ગંભીરતા હું કોઇ દિવસ વિસરી શકીશ નહિં. હું તેઓની સાથે થોડો વાર્તાલાપ કરી શક્યો હતો, પણ તે તેની તુલનાત્મક ધર્મ ઉપરની વાતોમાં જણાઇ આવતું ઊંડું જ્ઞાન, વિશાળબુદ્ધિ અને અસરકારક શક્તિનું ભાન કરાવવાને મને પુરતાં હતાં. તેઓ હવે રહ્યા નથી, પણ મને સંશોધન કાર્યમાં પુસ્તકો પુરાં પાડીને

હે બ્રાહ્મણ ! જો તારે પરિપૂર્ણ સાધુપણાની સત્યમૂર્તિ જોવી હોય, તો મહાન્ વિજયધર્મસૂરિ પાસે જા.

હે ક્ષત્રિય ! જો તુ કોઈ બળવાન્ યોદ્ધાની શોધમાં હો, તો હુ તને વિજયધર્મસૂરિ, કે જેઓ મનુષ્ય જાતિના સર્વથી બલવાન્ શત્રુઓ-રાગ અને દ્વેષ-ને જીતનારા છે, તેઓનુ નામ આપીશ.

હે વૈશ્ય ! જો તારી ઇચ્છા સર્વોત્કૃષ્ટ સંપત્તિવાન્ પુરૂષને જોવાની હોય, તો તુ વિજયધર્મસૂરિ, કે જેઓ સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન અને સમ્યક્ ચારિત્રરૂપી સૌથી સ્વચ્છ અને ગભીર કિરણોમય ત્રણ અમૂલ્ય રત્નવાળા છે, તેઓની આગળ ઉભો રહે

હે શૂદ્ર ! સેવાધર્મ તે શી વસ્તુ છે, તેનુ તને હજુ યથાર્થ ભાન ન થયુ હોય, તો મનુષ્ય જાતિના ખરા નમ્ર અને નિ સ્વાર્થ સેવક મહાન્ વિજયધર્મનુ અનુકરણ કર

૫ શ્યામચરણ મુકરજી સ્ટ્રીટ
કોનાગર ( હુગલી )
બેગાલ, ૨૩-૧૦-૨૨

હરિસત્ય ભટ્ટાચાર્ય
એમ એ. બી. એલ.

૭

મ્હોટા સાધુપુરૂષ અને વિદ્વાન્ શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી, કે જેઓ થોડા વખત પહેલાં અમારી વચમાંથી ગયા છે, તેમના તરફનું મારૂં બહુમાન અને ભક્તિ જાહેર કરવાનો પ્રસંગ મળવાથી હું બહુ ખુશી થયો છું.

જે સેવાઓ તેમણે પોતાના સમાજની કરી છે, તે બહુમૂલ્ય છે, હિંદુસ્થાનના તેમજ બાહેરના અન્ય ધર્મના સમાજોને જૈનધર્મના સિદ્ધાન્તો સમજાવવામાં, અને જૈનધર્મના સિદ્ધાન્તોને યથાર્થ સ્વરૂપમાં સમજવવામાં આડી આવતી ગેરસમજુતીઓ ખુલ્લી કરવામાં ચાલુ જમાનાની બીજી કોઈ પણ વ્યક્તિ કરતાં તેમણે વધારે કર્યું છે. તેઓના ઉપદેશદ્વારા જાહેર પ્રજાના કલ્યાણ માટે કેટલીક સંસ્થાઓ હયાતિમાં આવી હતી. અને હસ્તલિખિત પ્રતોમા રહેલ ખજાનો જાહેર પ્રજાને લભ્ય કરવાને જુદા જુદા ઉપયોગી વિષયો ઉપર સંખ્યાબંધ પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં હતાં. સાચા મનુષ્ય, ઉપદેશક અને આધ્યાત્મિક નેતા તરીકે તેઓની ગમે તેટલી સ્તુતિ કરીએ છતાં અતિશયોક્તિ નહિં કહી શકાય. તેઓનું જીવન વર્ષો પર્યંત તેઓનું વ્યાખ્યાન સાંભળવા માટે એકઠા થતા મનુષ્યને દિલાસો અને ઉત્તેજનનું ઉત્પત્તિ કારણ હતું. તેઓમાં તે ગુણો ઘણા સુવિશેષપણે પ્રાપ્ત થયા હતા કે–જે ગુણો, કોઇપણ વ્યક્તિને પોતાના અમુક સમાજની હદની પેલીપાર લઇ જઇ શકે છે. અને સર્વને માટે આંતરિક પ્રેમ અને સત્કારનું કારણ થઇ પડે છે.

૮૬ આમ્હર્સ્ટ સ્ટ્રીટ.
કલકત્તા.
૬–૧–૨૩

ડૉ. નરેન્દ્રનાથ લૉ.

८

## जैनाचार्य्यः श्रीविजयधर्मसूरिः ।

सत्स्वप्यन्येष्वनेकेषु आचार्य्येषु वर्त्तमानेषु च प्रत्युत्पन्नेषु च तत्र भवता श्रीविजयधर्मसूरीणा तथैवासीत् किञ्चिदसमान्य वैचक्षण्य शास्त्रे, वैचित्र्य च मधुरिमनय चारित्र्यस्य, यद्धि पूर्वं न केनचिदालोकित, नवा केनाप्याकर्णितम् । न केवल प्राच्येष्वेव, अपितु प्रतीच्येष्वपि भूभागेषु तैस्तैरुपायैरनारत प्रचारितवद्भिस्तैर्जिनशासन निर्वर्त्तित किञ्चिदपूर्वमेव कल्याण भारतस्य, यदादिवाकृष्य प्रेम्णा सम्मेलिताश्च विद्वास प्राच्याश्च प्रतीच्याश्च, किं बहुना, छुन तैर्यत्करणीय यतिजनस्य । दर्शनीयमनुसरणीय चैतन्मुनीनामन्येषाम् । ईदृशेषु चान्वाचार्येषु साम्प्रतमस्माकमधन्यतया भागधेयविपर्य्यासेनैव वा भारतस्य स्मरणीयतामुपगतेषु, निरन्तरमिदमेव नोद्गमान मनसि समुदेति यत् सर्वथा हता हन्त सुमनता, निःशरण जिनशासन, निरवलम्बा जिनसरस्वती, शुषित चैतद् वराक भारतवर्षम् ।

श्रीविधुशेखर भट्टाचार्य'
शान्तिनिकेतनस्थ ।

९

शास्त्रविशारद–जैनाचार्य श्रीविजयधर्मसूरेर्निधनश्रुतमाकर्ण्य निरतिशयसन्तापसमूहेन पीडितमभव मे मन । आचार्यमहोदया अती-

वोन्नतहृदयाः अनेकशास्त्रज्ञानपारगामिनश्चासन् । तेषां विद्याव्यासङ्गः शिक्षाप्रचार समभियोगः संस्कृतप्राकृतभाषयोर्नैपुण्याधिकारश्च विशालतरः आसीत् । लोकहिताकांक्षया तैः कृतानि नानानुष्ठानानि तेषां हृदयौदार्य्यं प्रकटी कुर्वन्ति । नूनं तेषां श्रद्धास्पदानां तिरोभावेन भारत्या भारतभूमेश्च महती हानिः सञ्जातेति विनिश्चिनोति ।

कार्त्तिक शुक्ला<br>पौर्णमासी<br>वि. सं. १९७९

द्विवेदी महावीरप्रसादः ।

---

૧

જેની ખોટ માટે અત્યારે આપણે વિલાપ કરીએ છીએ તે મહાન જૈનાચાર્યનું જીવનવૃત્તાંત ઇટાલીયન ભાષામાં સૌથી પહેલીવાર લખનાર સંસ્કૃત અભ્યાસી તરીકે મને, તે અસાધારણ વ્યક્તિ, સંત, લેખક અને ધર્મનો ફેલાવો કરનારની યાદ કરવા દો. તેઓના ઘણા ગુણોથી, હિંદુસ્થાનની સમસ્ત જૈન પ્રજાની અંદર સર્વોત્તમ પદવીને માટે તેઓને હકદાર ગણ્યા હતા, એક વિદ્વાન્ તરીકે તેઓ જૈન અને પશ્ચિમના વિચારોના ખરા મધ્યસ્થ તરીકે ગણી શકાય; કારણ કે તેઓ પશ્ચિમની ચોક્કસ પદ્ધતિના પ્રશંસક હતા અને પોતાની સપ્રમાણ શિખામણની કિંમતી સહાયતા અને લેખોની આપ લે વડે તેઓ યૂરોપના જૈનધર્મના અભ્યાસીઓને મદદ કરવાને નિરંતર તત્પર હતા. આપણે ફકત એક પવિત્ર મનુષ્યજ નહિ, પરન્તુ અદ્વિતીય અસરકારક સત્તાધારી તરીકે તે મુનિ તરફ જોવાને ઘણા વખતથી ટેવાયલા જૈનધર્મવેત્તાઓના મધ્યમાંથી એક પ્રસિદ્ધ વિશાળ મગજના વિદ્વાન્ પણ આપણે ખોઇએ છીએ.

પીઝા ( ઇટાલી ) — એલોની ફિલીપ્પી

૧૬–૧૧–૨૨

૨

જે સાધુપુરૂષના સ્મરણમા આ મંદિર બંધાયું છે, તે, મનુષ્યજાતિના ઉપકારક અને સભ્યતા તથા જ્ઞાનના પ્રચારક શ્રીવિજયધર્મસૂરિજીને મારો નમસ્કાર થાઓ.

તેમની નજીકમાં રહેલા લોકોને માટે તેઓ એક તેજસ્વી ચંદ્રમાની માફક હતા, કે જે પોતાના ઉદાર હૃદયી પવિત્ર અને સર્વવ્યાપી દયાભાવથી બધા પ્રાણિઓને શીતલતા અને ઉપદેશ તથા શોધખોલ સંબંધી કાર્યોદ્વારા પ્રકાશ પહોંચાડતા હતા. અને એમનાથી દૂર રહેલા અમે કે

જેઓ કલેશરૂપી સમુદ્રમાં ભ્રમણ કરીએ છીએ, તેઓને એક ધ્રુવતારા સમાન હતા, કે જેને જોવાથી અમારા હૃદયમાં શાન્તિ અને દૃઢતા પ્રવેશ કરતાં હતા, અને અમને દિશાસૂચક થતા હતા.

૩

હું કહી શકું છું કે હું આ અખિલ વિશ્વની અંદર તેમના જેવી બીજી ગંભીર વ્યક્તિને નથી મળ્યો. જ્યારે હું હિંદુસ્થાનમાં આવ્યો, ત્યારે હું તેમના નામ અને કામ સાથે પરિચય પામ્યો હતો. અને જે વખતે હું તેમની માનવતી મુલાકાત લઈ શકયો હતો તે વખતે, જો કે તેઓ મૃત્યુને વશ થઈ પડેલા જણાતા હતા, તો પણ, જે માણસનાં સ્વપ્ના મને આવ્યા કરતા હતા, તે માણસને–તે નમુનેદાર મુનિને હું મારી દૃષ્ટિ સમ્મુખ જોઈ શકયો હતો. શારીરિક વેદનાથી પીડાતા છતાં, તેઓએ મને ગંભીર અને મધુરહાસ્યથી સ્વાગત આપ્યું હતું. તેઓના મુખમાથી નિકળતા ઉમદા શબ્દો અને કોઈ પણ મારા ધર્મના મત અને માન્યતા તરફ સહનશીલતા, માન, અનુકંપા, અને સ્નેહ ધારણ કરવાની ફરજને પ્રદર્શિત કરતા **स्याद्वादो वर्त्तते यस्मिन्...** શ્લોકના પ્રૌઢ ખુલાસાને હું કદિ પણ વિસરી શકવાનો નથી. જો કે તેઓ અભ્યાસ માટે બહુ જુજ સમય બચાવી શકયા હતા તો પણ એક વિદ્વાન્ તરીકે તેઓ સ્પષ્ટ રીતે વિસ્મયકારક હતા, જૈનસમાજમાં કોઈ પણ માણસ તેમનાથી ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરી શકે તેમ નથી.

**હેનોઈ** સીલ્વન લેવી.

મારા લક્ષ્ય માટે તેઓ પ્રસન્ન દૃષ્ટિ રાખતા. અને આ પ્રમાણે તેઓની સર્વોત્તમ વિદ્વત્તા અને વિશાળ જ્ઞાન વડે તેઓ જૈનધર્મના કોઇ પણ અભ્યાસીને કિંમતી સહાય રૂપ થઇ પડતા

તેઓની સહાય માટે આચાર્ય અને તેઓના શિષ્યોની હું બહુ આભારી છું.

૫-૧-૨૩ હેલન, એમ, જ્હોન્સન.

૫

વિજયધર્મસૂરિ, તે એવા માણસ હતા કે પોતે કઠિન અને સતના વિચારોનું આચરણ કરતા હોવા છતા પણ અન્યથી પ્રદર્શિત કરવામાં આવતા જિંદગીના આનંદને તેઓ ધિક્કારતા નહિં. તેઓના વિશાળ જ્ઞાને તેમને તેઓના શિષ્ય સમુદાયનો પ્રશસ્ત નેતા બનાવ્યો હતો. અને તેઓના નિર્મળ અને માયાળુ હૃદયથી તેઓ અમારો ઉચ્ચ અભિપ્રાય મેળવ્યા વિના કદિ પણ રહી શકતા નહિ. તેઓની સર્વવ્યાપી ભલાઇમા તેઓ મિત્ર-શત્રુ અને પૂર્વ પશ્ચિમના દેશોમાં ભેદને અવકાશ આપતા નહિ, ઉલટુ, તેઓ માત્ર એકજ વિશાળ અને ભેદ વિનાનુ જગત્ જાણતા હતા, કે જે જગત્ સાચી મહેરબાનીની તરફની મદદની રાહ જૂએ છે, એક વિદ્વાન્ તરીકે તેમની કીર્તિ અને તેઓનુ ઉમદા વ્યકિતત્વ એટલી ઊંચાઇએ પહોંચેલ છે, કે તેનાં કિરણો સમુદ્રની પેલીપારથી પ્રકાશે છે અને

૬

મર્હુમ જૈનાચાર્યના સહવાસમાં હું પહેલીવાર આવ્યો ત્યારે સત્યના સંશોધન નિમિત્તે તેઓની દીર્ઘ અવલોકન શક્તિ અને હૃદયની સરળતાએ પહેલીજવાર મારા ઉપર અસર કરી હતી. તેઓને ચોક્કસ ખાતરી હતી કે સત્ય એકજ છે અને જાતિ કે દેશની ભિન્નતાની ગણના કર્યા વિના પ્રત્યેક ઉત્સાહી કાર્ય કરનારને તેઓ પોતાની સાથે કામ કરવામાં ઉત્તેજન આપતા. આ પ્રમાણે તેઓ પૂર્વ અને પશ્ચિમને જોડનાર સજીવ સાંકળ રૂપે થયા છે અને તેઓના ચારિત્રની ઉચ્ચતા અને નિર્મળતાને લઈને તથા નજીક તેમજ દૂરના મિત્રો તરફ અર્પવામાં આવતી હાર્દિક સહાનુભૂતિને લઈને આ સંબંધીઓ ઉપર તેઓએ અંગત પરિચયનો ઉમેરો કર્યો હતો અને તે તેઓની જિંદગી બાદ કાયમ રહેશે. સર્વ ઉપરાન્ત પૂજ્ય તીર્થંકરોથી પ્રરૂપવામાં આવેલ શાશ્વત ધર્મના તેઓ હૃદયના અનુયાયી હતા.

યોજનામાં તેઓના નિરંતર શ્રમથી સમાજને નવું બળ આપવામાં આવ્યું હતું. તેઓના સહાધ્યાયીઓને ઉત્સાહરૂપે થઇ પડેલ તેઓનો દાખલો તેમના વારસોને વારસારૂપે પ્રાપ્ત થયેલ છે.

જાન્યુઆરી ૧૯૨૭ — એફ. ડબલ્યુ. થોમસ.

૮

ધર્મવિજયસૂરિ સૌથી મોટા વિદ્વાનોમાંના એક હતા. અને તે ઉપરાન્ત હિંદુસ્થાનના સર્વોત્તમ સાધુઓમાંના એક હતા. પોતાના સ્વધર્મીઓનાજ નહિં, પરન્તુ પૂર્વ અને પશ્ચિમના સંખ્યાબંધ વિદ્વાનોના પણ તેઓ માન્ય અને પૂજ્ય હતા. અને તે વિદ્વાનોનાં કાર્યોમાં ઉત્સાહ આપવા ખુશી થતા; તેમજ જ્યારે જ્યારે તેઓને તેમની મદદની અને શિક્ષાની જરૂર હોય, ત્યારે ત્યારે તેઓ અત્યન્ત ઉમદા અને ઉદાર દિલથી સહાય કરતા. જૈનઇતિહાસ અને જૈનસાહિત્ય ઉપર તેઓના કરતાં વધારે પ્રકાશ બીજા કોઇ વિદ્વાને પાડેલ નથી. માતૃભાષાના પુરાણા મૂળના પણ તેઓ પ્રકાશક હતા. તેઓએ સ્કૂલો સ્થાપી હતી. અને તેઓની અમૂલ્ય જિંદગી, જે બધું સત્ય, ઉચ્ચ અને સારૂં છે, તેની સેવાઓમાં અર્પી હતી. તેમના અવસાનથી વિશ્વના પ્રત્યેક ભાગમાં ઘણા મિત્રોને અસહ્ય દુઃખ થયું છે. આ માનુષી સંસારના તેઓના જીવન દરમીયાન તેઓ કઠિન તપશ્ચર્યામા અને તદ્દન અકિંચનસ્થિતિમાં રહ્યા હતા. એમ છતાં સાંસારિક નાશવંત કાંઇ પણ ધન કરતાં વધારે મૂલ્યવાન્ ધન, જેઓને તેમના પરિચયનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું, તે સર્વને બક્ષવાને તેઓ ટેવાયલા હતા. તેઓ આપણા સર્વને માટે આદર્શરૂપ હતા. તેઓ દેવલોકમાંથી તેમના સમાજને અને તેમના સર્વમિત્રોને આશીર્વાદ આપવાનું ચાલુ રાખે.

લીપ્ઝીગ, જર્મની. — ડૉ. યહોનિસ હર્ટલ,

---



શ્રી વિજયધર્મસૂરિ-સમાધિમંદિર
શિવપુરી

૧

## ગ્વાલીયર સ્ટેટમાં આવેલા શિવપુરીમાં

# શ્રીવિજયધર્મસૂરિનું સ્મારક

## જગત્પ્રસિદ્ધ મહાન્ જૈન વિદ્વાન્

( જયાજી પ્રતાપ )

પરમાત્મા શિવજીનું પ્રિય સ્થાન શિવપુરી, કે જે હમણાં ગ્વાલીયર રાજ્યની ગરમીના દિવસોની રાજ્યધાની અને સેનિટેરીયમ છે, આ શિવપુરીમાં છેલ્લા મહીનામા વિજયધર્મસૂરિ નામના સ્વર્ગવાસી જૈનમહાપુરૂષ અને વિદ્વાનની મૂર્તિની પ્રતિષ્ઠા પ્રસગે એક સુંદર અને કોઇ અપેક્ષાએ અદ્વિતીય ક્રિયા કરવામા આવી હતી. સ્વર્ગવાસી મહાત્મા પ્રત્યે માન બતાવવા હિંદુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રદેશના રહેવાસીઓ પરસ્પર સાથે સ્પર્દ્ધા કરતા હતા, એટલુંજ નહિ, પરન્તુ પાશ્ચાત્ય દેશોના કેટલાક પ્રસિદ્ધ પ્રતિનિધિયો પણ આ ક્રિયામા ભાગ લેવા આવ્યા હતા. પાશ્ચાત્ય અને પૂર્વદેશીય લોકો, જૈનો, હિંદુઓ અને પારસીઓ, કે જેઓ, જો ખરૂં જોઇએ તો એકજ સત્યને જુદા જુદા ઉપાય દ્વારા શોધે છે, તેઓ સધા, આ રમણીય સ્થાનના ભેગા થયા હતા

જે સ્વર્ગવાસી અનગાર જૈન વિદ્વાન્, જે જે દેશોમાં પગે ચાલીને પધાર્યા હતા, ત્યા ત્યા તેઓ લોકોના હૃદયોમા ઘર બાધતા જતા હતા, તેઓ પોતાનું શાશ્વત ઘર બધાવવા માટે અને એ વડે શાશ્વત સબંધ કરવા માટે આ કારણે શિવપુરી આવ્યા હતા તે જાણવું મુશ્કેલી ભર્યું નથી જો કે તેઓ જૈનધર્મના અનુયાયી હતા, છતાં તેઓ ખરેખર, જેટલા સત્ય ધર્મો દુનિયામા છે, તેના ચાહનાર, પ્રરૂપક અને ઉપદેષ્ટા

હતા. જેની સાક્ષી વિવિધ ભાષાઓ, ધર્મો અને સાહિત્યમાં તેઓએ જે અભ્યાસ કર્યો હતો, તેજ પૂરે છે. એમને માટે શિવપુરી કરતાં એક વધારે સુંદર સ્થાન ન મેળવી શકાયુ હોત. જો બધા ધર્મોને ચાહનારનું શરીર જ્યા માત્ર એક અથવા બે ધર્મોનું કેન્દ્રસ્થાન હોય, આવા સ્થાનમા રહે, એ યોગ્ય ન ગણાત

મહારાજા સિંધિયાની ઉદારતા, અથવા જો વધારે ન્યાય-યુક્તતાથી બોલીએ તો એમનો બધા ધર્મોના સંબંધના જે પ્રેમ હતો, તે અત્યન્ત પ્રસિદ્ધ છે. એ સંબધી વધારે કહેવાની જરૂર નથી માત્ર એટલું કહી શકું છું કે જે સમાધિમંદિર તેઓએ શિવપુરીમા પોતાના માતુશ્રી માટે બનાવ્યું છે, તેના કમ્પાઉન્ડમા મુસલમાનોની એક મસજીદ છે, જ્યારે રાજ્યની રાજ્યધાની એવા લશ્કરના પોતાના મહેલની પાસેજ બધાયે ધર્મોના પવિત્રસ્થાનો પાસે પાસે છે. જેમકે ગોપાલમંદિર, અહમદશાહી મસજીદ, થિઓસોફિકલ લૉજ, શીખગુરુદ્વારા અને ક્રિશ્ચીયનોનુ ચર્ચ વિગેરે. આ જૈનમહાત્માના છેલ્લા મુકામ માટે એવુ સ્થાન પસંદ કરવામાં આવ્યું છે કે—જે ખાસ પ્રશંસા કરવા લાયક છે. જે પ્રેમ સ્વર્ગવાસી મહાત્મા દુનિયાના સમસ્ત ધર્મો ઉપર રાખતા હતા, તે પ્રેમને માટે આ ઉપર્યુક્ત બાબત સ્પષ્ટ પ્રમાણભૂત છે

જે રમણીય જગા નામદાર મહારાજા સિંધિયા તરફથી ભેટમાં મળી હતી, તેના ઉપર એક શામયાનો ઉભો કરવામા આવ્યો હતો કે જ્યા સ્વર્ગવાસી મહાત્મા પ્રત્યે અત્યન્ત પૂજ્ય બુદ્ધિ રાખનાર ભક્ત લોકો એગા થયા હતા. પુરૂષો અને સ્ત્રિયો, હિંદુસ્થાની અને યુરોપીયનો, ધના-ઢ્યો અને ગરીબો, મ્હોટા હોદ્દેદારો અને સાધારણ લોકો વિગેરે બધા ત્યાં મૌજૂદ હતા. ઘણા દિવસો સુધી ત્યાં પવિત્ર ક્રિયા ચાલુ રહી હતી.

ક્રિયાના છેલ્લા દિવસે વિદ્વત્તા, વક્તૃત્વકલા, અને ઉંચા વિચારોથી ભરેલાં ભાષણો કરવામા આવ્યા હતાં જેમા ડૉ. વિન્ટરનેજ, મિ. નરી-

માન, મિ. હરિસત્ય ભટ્ટાચાર્ય. ડૉ. મરદાર ક્રાઓ, તેમજ મિ. આર. એસ માથુર, એમણે કરેલાં ભાષણો ખાસ મહત્ત્વયુક્ત હતાં.

અમને કહેવામાં આવ્યું છે કે સ્વર્ગવાસી જૈન મહાત્મા, જૈનેતરોને જૈન બનાવવા માટે નહિં, પરન્તુ સત્યને માટેજ-સત્યનો પ્રેમ જાગ્રત કરવા માટે જૈનધર્મનો ફેલાવો કરતા હતા. તેઓ જર્મન, અમેરિકન, ફ્રેંચ અને ઇગ્લીશ ભારતીય સભ્યતાના અભ્યાસીઓની સાથે અંગત સંબંધ રાખતા હતા. પાશ્ચાત્ય લેકોનો અભિપ્રાય એ હતો કે-તેઓ એક મહાત્મા છે, ઉદાર દૃષ્ટિવાળા છે. સત્યની શોધમાં અત્યન્ત કાર્યદક્ષ છે, અને જેઓ એમના સંબંધમાં આવતા હતા, તેઓને બોધ આપવા માટે હમેશાં ઉત્સાહી રહેતા હતા. સ્વર્ગવાસી આચાર્ય, એમના દરેક લક્ષ્ય અને દરેક કામમાં એક ઋષિ, એક તત્વજ્ઞાની, એક વિદ્વાન, એક સંશોધક અને એક મહાપુરૂષ-આ પદ્માઓના સમિશ્રણ રૂપ હતા.

આ પૂજ્ય શિવપુરી ગામ, કે જે આ સ્વર્ગવાસી મહાત્માએ આ નાશવંત શરીર છોડવા માટે ખાસ પસંદ કર્યું હતું, તેને ( શિવપુરીને ). અમે ધન્યવાદ આપીએ છીએ.

નિમ્નલિખિત ભાષણો પ્રતિષ્ઠા પ્રસંગે કરવામાં આવ્યાં હતાં.



## ડૉ. વિન્ટરનેઝનું ભાષણ.

જે મ્હોટી શાન્તિને માત્ર મહાત્માઓ ચાહે છે, અને પ્રાપ્ત કરે છે, આ શાશ્વત શાંતિમાં ગયેલા મ્હોટા મહાત્મા અને વિદ્વાનની યાદગિરીને માન આપવા હું સમર્થ થાઉં, તેને હું એક અસાધારણ અધિકાર, અને એક મહાન આનંદ ગણું છું.

ઉદાર દૃષ્ટિ હમેશાં જૈન વિદ્વાનોનું લક્ષણ રહ્યું છે. તેનું પ્રમાણ

એ છે કે તેઓ એમના પોતાના ધર્મને માટે સાહિત્યના ક્ષેત્રમાં કામ કરવું, એમાંજ સંતુષ્ટ નહિં રહેતા હતા, પરન્તુ સામાન્ય સંસ્કૃત સાહિત્ય અને જ્ઞાન-વિજ્ઞાનમાં પણ તેઓ હમેશાં ઘણો ભાગ લેતા હતા.

હું માત્ર હેમચંદ્રસૂરિ મહામુનિની યાદ તમારી આગળ કરાવું છું કે જેઓ બારમી શતાબ્દિમાં જીવતા હતા અને સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના લગભગ બધા ભાગો વિભાગોમાં જેઓએ કામ કર્યું હતું આપણા મ્હોટા **આચાર્ય વિજયધર્મસૂરિજી ઉદારતામાં એમનાથી વધારે આગળ વધેલા હતા.** જે પદ્ધતિ પ્રમાણે પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ હિંદુસ્થાનમાં થાય છે, તેમાંજ નહિ, પરન્તુ જે પ્રયત્ન પાશ્ચાત્ય વિદ્વાનો, ભારતીય સાહિત્યના અભ્યાસમાં કરી રહ્યા છે, તેમાં પણ ભાગ લેતા હતા. જે સૂક્ષ્મ ઐતિહાસિક પદ્ધતિઓને અનુસરીને પાશ્ચાત્ય વિદ્વાનો કામ કરે છે તેને તેઓ અનુમોદના આપતા હતા અને આ લોકોના કામમાં શક્તિ પ્રમાણે મદદ કરતા હતા.

## સમાધિ મંદિરની પ્રતિષ્ઠા સમયનાં ભાષણો

આજકાલ ખાનગી લાયબ્રેરીઓ અને મંદિરોમાં પ્રતોને માત્ર સંગ્રહી રાખવી કે જેથી વિદ્વાનો એનો અભ્યાસ ન કરી શકે, તે અયોગ્ય છે. આજકાલ ગ્રંથોને એડિટ કરવા ને છપાવવા જોઈએ. કે જેથી તેનું વાચન અભ્યાસ થઈ શકે, આ વાતને અત્યારના પણ ઓર્થોડોક્સ જૈનો નથી જાણતા, તે વાતને આચાર્ય વિજયધર્મસૂરિ પહેલેથી સમજ્યા હતા.

જૈનધર્મના પવિત્ર ગ્રંથો, હિંદુસ્થાનના ધર્મોના બધા અભ્યાસીઓને માટે, અને બધા ધર્મોની તુલનાત્મક શોધખોળ કરનારાઓને માટે તથા જે જે લોકો જગતના મોટા વિચારો અને મોટા આદર્શોમા સ્વાદ લે છે, તેને માટે સુલભ થાય, તો તેમાં જૈનધર્મના હિતનુ પોષણ થાય છે, એમ તેઓ બરાબર જાણતા હતા એમણે સ્થાપિત કરેલ ' યશોવિજય-ગ્રથમાળા 'માં પ્રકાશિત કરેલ સસ્કૃત અને પ્રાકૃત ગ્રથોના સબધમા અહિં વિસ્તારથી કહેવાની જરૂર છે શુ ? તથા પુસ્તકાલયોને માટે અને જુદા જુદા પાશ્ચાત્ય તેમજ પૂર્વદેશના વિદ્વાનોને પુસ્તકો અને પ્રતો મોકલવામાં તેમણે જે ઉદારતા અને નિ.સ્વાર્થતા બતાવી છે, તેનુ પણ વિવેચન કરવાની જરૂર નથી. કારણ કે એ વાત તમે બધા, ચાહે પૂર્વદેશીય વિદ્વાન્ હો, યા પાશ્ચાત્ય વિદ્વાન્, બરાબર જાણો છો.

વળી તેઓએ કરેલા ઉપકારોને માટે જો હુ હમણા મારી કૃતજ્ઞતા જાહેર કરૂ છું, તો મારી ખાતરી છે કે–મારી પોતાની ભાવનાની સાથે, જે વિવિધ પાશ્ચાત્ય અને ખાસ કરીને જર્મન વિદ્વાનોને એમની મહેરબાનીથી ફાયદો થયો છે તેઓની ભાવનાને પણ જાહેર કરૂ છુ

એમના મોટા સમકાલીન કવિ **રવીન્દ્રનાથ ટાગોર** ( કે જેઓ આ પ્રતિષ્ઠામા ભાગ નહિ લઈ શકયા અને તે માટે જેઓ બહુ દિલગીર છે ) ની માફક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મ-સૂરિને પણ ખાતરી હતી કે–જો જ્ઞાનની ઉન્નતિ થશે તો

તે ઉન્નતિ માત્ર પૂર્વદેશીય અને પાશ્ચાત્ય વિદ્વાનોના સહકારથી જ થઇ શકશે. જે વખતે રવીન્દ્રનાથ ટાગોરની યુનિવર્સિટીમાં, 'વિશ્વભારતી'ના સભાસદો, કે જેમાંનો હું પણ એક હોવાનું અભિમાન રાખું છું, જ્યારે તેમની પરિષદમાં ભેગા થાય છે, ત્યારે તેઓ એમનો આદર્શ આ શબ્દોથી જાહેર કરે કે

" प्राची च प्रतीचेति द्वे धारे विद्यायाः । ताभ्यामेताभ्या-मुपलभ्यमैक्यं सत्यस्याखिललोकाश्रयभूतस्येति नः संकल्प. ॥ "

આ આચાર્ય મહારાજનો પણ આદર્શ હતો અને આ આદર્શ પાશ્ચાત્ય વિદ્વાનોની સાથે એમને જે મિત્રતા હતી, એનું કારણ હતું. અને જ્યારે તેઓ જર્મન તેમ બીજી ઓરિયેંટલ સોસાઇટીઓના ઓનોરરી મેમ્બર કરવામાં આવ્યા હતા, ત્યારે તે, માત્ર જે કામ તેઓએ પાશ્ચાત્ય વિદ્વાનોની સેવામાં કર્યું હતું, તેની કદર જ હતી અને પોતાને આ છેલ્લા ૨૦ વર્ષોથી આચાર્ય મહારાજ સાથે પત્રવ્યવહાર હતો, અને તેઓએ કરેલી મદદ અને પ્રેમને માટે હું એમનો આભારી છું. જે પત્રો એમણે આ છેલ્લા બે વર્ષમાં લખ્યા હતા તેમાંની થોડી લીટીઓ તમારી આગળ વાંચવા દેવાની રજા આપશો

" હિંદુસ્થાનની દેશી ભાષાઓમાં પણ ઘણું જૈન સાહિત્ય છે. અને જ્યારે તમે હિંદુસ્થાનમાં આવશો ત્યારે તે હું તમને બતાવવાની ઇચ્છા રાખું છું. "

અને વધારામાં લખે છે કે:

" જૈનસાહિત્ય સંબંધી તમારા હવે પછીના પુસ્તકમાં જે જે મદદ તમને જોઇએ, તે હું આપવાને માટે તૈયાર છું. "

તા. ૨૧ જુલાઇ ૧૯૨૨ ના દિવસે શિવપુરીથી લખેલા એમના સૌથી છેલ્લા કાગળમાં તેઓ મને લખે છે કે,

" હું બિમાર હતો. પરંતુ મારી તબીયત સુધરી ગઇ છે. અને મને આશા છે કે હું થોડા વખતમા બિલકુલ ઠીક થઇ જઇશ. હું તમારી મુલાકાતની રાહ જોઉં છુ, કે જે શરદ ઋતુમાં લેવાનું તમે મને વચન આપ્યુ હતું. "

હુ પણ આ મુલાકાતની રાહ જોતો હતો. અને મને આશા હતી કે હિદુસ્થાનમાં આવીને, જે જે મહેરબાની મને આચાર્યમહારાજે બતાવી હતી તેનો આભાર તેમની સમક્ષ માનીશ, પરંતુ એ મારા નસીબમાં નહિં હતું.

ही संसारसहावचारियं नेहाणुरायरत्ताविं ।
जे पुव्वण्हे दिट्ठा ते अवरण्हे न दीसन्ति ॥

સંસારનો એવો સ્વભાવ છે કે જે લોકોને આપણે પ્રેમપૂર્વક સ્હવારે જોયા હતા, તે બપોરે આપણે ફરીથી જોતા નથી.

પરન્તુ એક મ્હોટા અને મહેરબાન પુરૂષના અવસરે ચિંતા અને દિલગીરીની ભાવનામા ડૂબી જવુ, એ ઠીક નથી. કારણ કે જે મોટા અને દયાળુ પુરૂષો આ સંસારમાથી ગયા છે, તે આપણા માટે, ખરી રીતે વિચારીએ તો, મરી ગયા નથી. એમના ઉદાહરણથી, એમનાં

સુંદર કાર્યોથી અને જેથી સાધુ પણ ન ડરે, એવાં કર્મોથી તેઓ આગળ જીવે છે, અને તેઓએ હમણા જીવતી જનતાને માટે નહિ, પરન્તુ ભવિષ્યના લોકોને માટે પણ જે મારા કામ કર્યાં છે, તે કામો વડે ભવિષ્યમાં પણ જીવશે

### नहि कर्म क्षीयते ।

મારૂં કામ કોઇવાર નષ્ટ થતુ નથી જે સારૂ કામ મહાન્ જૈનાચાર્ય વિજયધર્મસૂરિએ આખી જનતા માટે કર્યુ છે, તે કર્મ વડે એમની યાદગીરી કાયમ રહેશે અને જે વખતે આ મૂર્ત્તિ, અથવા એમના નાશવત શરીરની કંઇ પણ મૂર્તિની નિશાની પણ નષ્ટ થઇ હશે, ત્યારે પણ તે યાદગીરી કાયમ રહેશે અને જો કે આ સમાધિ મંદિર અત્યન્ત સુંદર છે, છતાં એમના શિષ્યોના હૃદયમા, એમના મિત્રો અને મહાધ્યાયિઓના હૃદયમા, હિંદુસ્થાનમાં નહિ, પરન્તુ આખી દુનિયામાં તેઓએ ઘણાં વધારે સુંદર સમાધિમંદિર બનાવ્યાં છે



૨

માટે પ્રયત્ન નહિં કરતા હતા. ઉલટું તેઓ પોતે હમેશાં નવું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે હમેશાં તૈયાર રહેતા

ગ્લેડસ્ટન માટે એમ કહેવામા આવે છે કે એનામાં એવો પ્રભાવ હતો કે– જો તે ધારે તો એક બિલકુલ નિર્દોષ માણસની અંદર પણ 'હું મહા પાપી છું, અને મેં અમુક કલ્પિત અકૃત્ય કર્યું છે." એવી ભાવના ઉત્પન્ન કરાવી શકે. આ ગ્લેડસ્ટનની સાથે વક્તૃત્વ કલામાં શ્રી વિજયધર્મ-સૂરિની તુલના કરી શકાય તેમ છે અથવા વધારે યોગ્ય રીતે કહીએ તો વિજયધર્મસૂરિની તુલના ઇમામ ઘજાલીની સાથે કરી શકીએ. કે જેના સંબંધમાં એમના સમકાલીન લોકોએ કહ્યુ છે કે–જો તે ધારે તો એમના શ્રોતાઓમા એ ભાવના ઉત્પન્ન કરી શકતા કે મસજીદના જે થાભલાના આધારે તે શ્રોતાઓ બેસતા હતા, તે થાંભલો, ઇંટ અને ચુનાથી નહિં, પરન્તુ સાચા સોનાથી બનાવેલો છે. આચાર્યમહારાજની ઉદારતા જુદી રીતે પરિચિત થાય તેમાં એક રીતિ આ છે કે તેઓ વિદ્વાનોને કિમતી પુસ્તકોજ નહિં, પરન્તુ અમૂલ્ય એવી તાડપત્ર ઉપરની પ્રતો ઘણા કામ માટે આપતા હતા, કે જેવી પ્રતો ઓર્થોડોકસ સાધુઓ એક જૈનને બતાવતા પણ નહિ. તેમની એ ઉદારતાનો તેમને અદ્વિતીય બદલો મળ્યો છે. પાશ્ચાત્ય વિદ્વાનોને માલૂમ પડયુ કે તેઓ વિશાળ વિદ્વત્તાથી વિશિષ્ટ એક નેતા અને અસાધારણ જ્ઞાનના સાધનો પૂરા પાડનાર બુદ્ધિમાન દલાલ છે. ધર્મોની તુલનાત્મક શોધખોળના એક અભ્યાસી હોઇને, મને જુદા જુદા ધર્મોના ઘણા નેતાઓની સાથે સંબંધ કરવાનો પ્રસંગ મળ્યો છે પરન્તુ વિવેક, સભ્યતા, અને ગમે તેવા સરળ પ્રતિવાદીની દૃષ્ટિથી પણ આધ્યાત્મિક વિચારોનુ સમાધાન કરવાની કૃપાળુ ઇચ્છા રાખવામાં શ્રીવિજય-ધર્મસૂરિ કરતા ચઢીયાતા કોઇ પણ ધાર્મિક નેતાને મેં જોયો નથી. માટે, જો કે તેઓ મૂળથી અને વાસ્તવિક રીતે જૈનધર્મ અને જૈનતત્ત્વ-જ્ઞાનના એક વ્યાખ્યાતા ઉપદેશક અને સાધુ હતા, છતાં

ભારતના પુત્રોમાંના જે જે રાષ્ટ્રીયનેતાઓ ભારતના ઐકયનો આદર્શ રજુ કરે છે તેઓના કરતાં વિજયધર્મસૂરિ વધારે ઉચ્ચ આદર્શ સિદ્ધ કરનાર હતા.

સ્વર્ગવાસી આચાર્યના પ્રભાવશાળી ઉદાહરણથી મારા મનમા એ વિચાર ઉત્પન્ન થાય છે કે—આપણા મોટા દેશમા જે ભયકર ધાર્મિક ઝઘડાઓ ચાલી રહ્યા છે, એનુ છેવટ સમાધાન અને શાંતિ સપના જાહેર સદેશવાહકો કે જેઓ આપણા આર્યદેશની ધાર્મિક અને આધ્યાત્મિક શક્તિઓની દરકાર નથી રાખતા, તેમની દ્વારા નહિ, પરન્તુ ઉપાધ્યાય ઇન્દ્રવિજયજી તથા વિદ્યાવિજયજી જેવા ઉદાર, વિદ્વાન્ અને સમર્થ સાધુ પુરૂષોદ્વારા થશે.

ॐ

૩

## મિ હરિસત્યભટ્ટાચાર્યનું ભાષણ.

ગયા છે, તેમને એક મ્હોટી વિચિત્ર વાત છે. હું એમ કહેવા ચાહું છું કે મહાન્ આચાર્યજી હજુ જીવે છે. એટલું જ નહિં, પરન્તુ જે પ્રમાણે આપણે જીવીએ છીએ, એના કરતાં વધારે સાચી રીતે તેઓ જીવે છે, કારણ કે-તેઓ ખરેખર રીતે જીવી જાણતા હતા, અને અતએવ કોઇ પણ વખતે મરી જાઇ શકે તેમ નથી.

હર્બર્ટ સ્પેન્સર કહે છે કે " પોતાના આત્માને ઉપસ્થિત સંયોગો પ્રમાણે સફળતા પૂર્વક તૈયાર કરવો એનું નામ જીવન છે. " આચાર્ય મહારાજનું જીવન આજ સિદ્ધાન્ત પ્રમાણે વ્યતીત થતું હતુ, એ વાત હું એક ઉદાહરણથી તમને બતાવીશ

આ નવીન યુગમા હિંદુસ્થાનને માટે સૌથી મોટો પ્રશ્ન એ ઉપસ્થિત થયો છે કે-જે પાશ્ચાત્ય સભ્યતા હિંદુસ્થાનમાં ધસી આવીને આખા દેશમાં વ્યાપ્ત થઇ છે, એ પાશ્ચાત્ય સભ્યતાના પુરને માટે શું કરવું જોઇએ ?

**થોમસ કાર્લાયલ** કહે છે કે " માત્ર ત્યાગથીજ ખરૂં જીવન શરૂ થાય છે " એજ હિંદુસ્થાનના જીવનનો મોટો આદર્શ ઉભો છે, જ્યારે બીજી તરફ યૂરોપીયન આદર્શ છે. તે એ કે " આપણે આ દુઃખ અને ખામીઓથી ભરેલુ જીવન હિમ્મત અને પ્રસન્નતાપૂર્વક વ્યતીત કરવું. અને સુધારવું જોઇએ. "

આ બે ભિન્ન ભિન્ન આદર્શોનુ સમાધાન કરવું, એ સ્હેલી વાત નથી અને એમ લાગે છે કે-એક વિલાયતી કવિ કહે છે તે પ્રમાણે " પૂર્વદેશ એ પૂર્વદેશ છે, અને પાશ્ચાત્ય તે પાશ્ચાત્ય દેશ છે. આ બન્ને કયારે પણ એક થઈ શકે નહિં " છતાં આપણને કંઇપિણ જાતના સમાધાનની જરૂર છે. કારણ કે-આવા સમાધાનને અવલંબીનેજ આપણા દેશની સ્વતંત્રતાનો આધાર રહેલો છે. આવુ એક સમાધાન કરવા માટે ઘણા પ્રયત્નો કરવામા આવ્યા છે. આમાંનુ એક સમાધાન, તમે બધા જાણો

છે. તે પ્રમાણે એ છે કે આપણે આપણી જાતને, બની શકે તેટલા અંશે અને બની શકે તેટલો સમય, ભૂલી જવી, અને વિચાર વર્ત્તન અને રિવાજોથી બિલકુલ અંગ્રેજી થવું જોઇએ.

બીજું સમાધાન એ છે કે જે યુરોપીયન આ દેશમાં આવ્યા છે ને આવે છે, તેમણે વિચાર વર્ત્તન અને ધર્મમાં બિલકુલ હિંદુસ્થાની બની જવું જોઇએ.

અનુભવ અને વ્યવહારિક બુદ્ધિ બતાવે છે કે આ બન્ને સમાધાનો યુક્ત નથી.

ત્યારે, સભ્યતાના ઉપર્યુક્ત બન્ને ભિન્ન ભિન્ન રૂપોનું સમાધાન કેવી રીતે થઇ શકે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો હિંદુસ્થાનના મનુષ્યો કેવી રીતે યુરોપીયન સભ્યતાની સાથે સહકાર સાધી શકે, તે બનાવવા માટે હું તમને વિજયધર્મસૂરિજીના જીવનચરિત્રનો અભ્યાસ કરવાની સલાહ આપું છું. તેઓ એક બાજુથી તદ્દન દૃઢ શ્રદ્ધાળુ તપસ્વી આચાર્ય તરીકે હતા, કે જે હિંદુસ્થાનના જુના આદર્શને રજુ કરે છે. બીજી બાજુમા ઐતિહાસિક તથા શિલાલેખો, પુરાણી ભાષાઓ, વિગેરે સાધનો મેળવનાર તેમજ તેમાં શોધખોળ કરનાર વિદ્વાનોને મદદ અને ઉત્તેજન આપના સંબંધી આચાર્યમહારાજમાં જે અનંત શક્તિ હતી, તે એ

જે ઉત્તમ વસ્તુઓ દેખાતી, તે તેઓ સ્વીકારતા, અને જે નુકશાનકારક દેખાતી, તે તેઓ દૂર મૂકતા.

એક વાત વધારે મારે કહેવાની છે. અને તે એ છે કે–આચાર્ય મહારાજની મૂર્તિ, ખરેખર રાજાને યોગ્ય હોય, તેવી રીતે સ્થાપન કરવામાં આવી છે. અને હું એમ સમજું છું કે મંદિર અને રંગમંડપ હવે થોડા વખતમા તૈયાર થશે. પરન્તુ જરૂરી એ છે કે–આપણે આપણી જાતને પૂછીએ કે જેટલો વિશાળ અને પવિત્ર આ આરસનો મંડપ છે, તેવું વિશાળ અને પવિત્ર આપણું દિલ છે કે ? અને જેવી રીતે આ મંદિર વિજયધર્મસૂરિજીની મૂર્તિને સ્થાપિત કરવા માટે યોગ્ય છે, તેવી રીતે આપણો આત્મા એમના સ્મરણરૂપ મૂર્ત્તિ સ્થાપવા માટે યોગ્ય છે કે ?

જો આનો ઉત્તર 'હા' માં હોય, તો જે માન આપણે આચાર્ય મહારાજને આપીએ છીએ તે ખરૂં માન છે. અને જો આમ ન હોય તો આ બધું ગાવું, નાચવું, બોલી બોલવી, વિગેરે નકામું નહિ, પરન્તુ નુકસાનકારક છે.

મને આશા છે કે–અહિં જેઓ મૌજૂદ છે, તેઓ બધા આ પ્રશ્ન સંબંધી બરાબર વિચાર કરશે

# ધર્મ-જયન્તી.

## ૧ લી જયન્તી.

| ગામ | સભાપતિ | વક્તાઓ |
|---|---|---|
| શિવપુરી | ઉપાધ્યાય મંગળવિજયજી | પં. રામનાથજી શર્મા<br>શ્રીયુત ભા. રા. ભાલેરાવ |
| મુંબઈ | પં. શ્રી દેવવિજયજી | મી. જી. કે નરીમાન<br>પંડિત હંસરાજજી (પંજાબ)<br>શ્રીયુત હીરાલાલભાઇ<br>શેઠ માવજી ગોવીંદજી<br>મુનિશ્રી ન્યાયવિજયજી<br>શ્રી ટી. વસાણી<br>પંડિત રમાપતિ શાસ્ત્રી |
| આગરા | પૂજા વિગેરે ધાર્મિક ક્રિયાઓ | |
| ભાવનગર | | દરિકાઇના વ્યાખ્યાનો |

વિગેરે.

# કેટલાક વક્તાઓનાં ભાષણોનો સાર

## મી. જી. કે. નરીમાન. મુંબઇ. પ્રસિદ્ધ જર્નાલિસ્ટ.

"તેમનામાં વિનયનો એક ભારે ગુણ હતો, જેથી તેઓ બીજાને પોતાની તરફ ખેંચી લેવામાં ઘણો પ્રભાવ પાડી શકતા. તેઓથી જે કામ મોટા મોટા પોલીટીશીઓ નથી કરતા અથવા નથી કરી શક્યા તે કામ ભારતને એકત્ર કરવાનો આરંભ તેમણે કરેલો છે. આપણે બધા ભાઇઓ છીએ. ગમે તે ધરમના હો પરન્તુ આપણું લક્ષબિન્દુ એકજ છે. તેમના શિષ્યો એક ફારસી ભાષાના તરજુમા માટે મુસલમાન ભાઇઓને ઘેર ઘેર ગયા હતા, તેજ શું દેખાડી આપે છે અને તેમાં જરા પણ સંકોચ વિના તેઓથી તે તરજુમો કરાવી લાવ્યા હતા.

ઘણો સારો પ્રભાવ જૈનકોમમા પાડયો હતો. યુરોપના મહાન્ વિદ્વાન ડૉ૦ જેકોબી જેવાએ જૈનધર્મના સીદ્ધાંત સમજવામાં જે ભૂલો કરી છે તે આચાર્યશ્રીના મહાન્ પ્રયાસથી દુર થઇ છે અને ડૉ૦ જેકોબીએ કબુલ કર્યું હતું કે તેનું કારણ પાશ્ચાત્ય દષ્ટિને આભારી હતું. આચાર્યશ્રી આબુના અત્યાચારો દુર કરવામા વિદ્વાનોની મહાયથી ફ્લીભૂત થયા હતા. જાણીતા પ્રોફેસર ડૉ૦ સીલ્વન લેવી જેવા જાણીતા વિદ્વાન્ પણ જણાવે છે કે આચાર્યશ્રી " He is one of the most personality in the whole world " આવા આવા મહાન આચાર્યો જે ધર્મમાં થઈ ગયા છે, તેના માટે હજી આક્ષેપો થાય તે માટે જાગૃત થવાની. જરૂર છે "



## શેઠ માવજી ગોવિંદજી

" આચાર્યશ્રીએ જૈન કોમ ઉપર નહિં, પરંતુ જગમા જે ઉપકારો કર્યાં છે તે વિસરાય તેવા નથી. મહારાજશ્રી જૈનના ન હતા પરંતુ જગતના હતા તેમણે એક મહાન્ કાર્ય ઉપાડયું હતું કે જૈન અગર જૈનેતર એકજ છે. સર્વ મનુષ્ય જાતિ આપણે બંધુઓ છીએ. આ માટે જે જે મનુષ્યો પ્રયાસ કરી રહ્યા છે તેને ધન્યવાદ ઘટે છે અત્યારે ધર્મ અગર અધર્મ નક્કી કરવું એ કઠીન છે. પરંતુ જૈનધર્મના સાધુઓ જે શાસન પાળે છે તેટલું ( ટીકાની ખાતર નહી ) બીજા કોઇ ધર્મના સાધુઓ પાળતા નથી. જૈનો પાસે ધન અને શકિત છે, પણ વિદ્યા અને બુદ્ધિ વિકાસ પામવાની જરૂર છે. તેમજ શાસ્ત્રજ્ઞાનની જરૂર છે. તેના પ્રયાસો કરનાર આચાર્યશ્રીની જયંતી ઉજવવા આપણે ભેગા થયા છીએ તો જરૂર તેમના ગુણોનું મનન કરવું. "



પ્રકરણ ૧૬ મું

## મુનિશ્રી ન્યાયવિજયજી

"આચાર્ય મહારાજનું એક સૂત્ર હતું કે નિર્ભય અને નીડર થવાની જરૂર છે. સત્યને અંત સુધી છોડવું નહીં." ત્યારથી હું સત્ય પ્રત્યે આકર્ષિત થયો છું. તેઓશ્રીએ જૈનકોમની અને જૈનશાસનની અપૂર્વ સેવા બજાવી છે. આવા મહાન્ આચાર્યોના સ્મરણથી જરૂર આપણા જીવનમાં આપણે કંઈક કરી શકીએ મહાન્ પુરૂષોની જયન્તી ઉજવવાનો હેતુ તેમના સિદ્ધાંતો પૈકી કોઇક જાણી વર્તનમાં મુકી શકાય તેજ છે. તેમની એકજ ભાવના હતી કે દરેક કોમ સાથે સમભાવ રાખો આપણે તેમના ગુણોનું અધ્યયન કરી તેમના જીવનનું અનુકરણ કરીએ તોજ તેમની જયંતી બરાબર ઉજવી મનાય. તેઓશ્રીએ તેમના અંતના વખત સુધી

પાડયો હતો. કહેતાં ખુશી ઉપજે છે કે તેમનો સુઘમંત્ર તેમના પ્રસિદ્ધ શિષ્યો વિદ્વાન પૂન્ય આચાર્ય મહારાજશ્રી ઇંદ્રવિજયજી તથા વિદ્યાવિજયજી આદિ મુનિરાજોએ ઉપાડી લીધો છે અને પૂર્વોક્ત પૂન્ય વગેરેએ સદ્દગત આચાર્યશ્રીનું અંતિમ ધ્યેય પાર પાડવા **શીવપુરીમાં વીરતત્ત્વ પ્રકાશક** મંડળ ખોલી ત્યાં પાઠશાળાનું સ્થાપન કરેલું છે. જેની અંદર અત્યારે આશરે ૫૦ જેટલી સંખ્યામાં વીરબંધુઓ લાભ લઈ રહ્યા છે. તેમજ **જર્મન વિદુષી બાનુ મિસ ક્રૌઝે** ( સુભદ્રાદેવી ) તથા **અમેરિકન વિદુષી જહોન્સન** વિગેરે પણ આ પાઠશાળામાં અધ્યયન કરી રહ્યાં છે. સદ્દગત આચાર્યશ્રીએ આધુનિક સમયને અનુલક્ષી કેટલાંક અમૂલ્ય પુસ્તકો પ્રગટ કર્યાં છે. જેની અંદર જૈન સિદ્ધાંતોનું સ્પષ્ટ રીતે પ્રકાશન કરેલું છે. જેનું વાંચન આધુનિક સુશિક્ષિત વર્ગ કરશે તો તેમાંથી તેમને ઘણો સદ્દબોધ પ્રાપ્ત થશે. "

❀

**પ્રોફેસર હીરાલાલ રસિકલાલ કાપડીઆ. મુંબઇ.**

" તેમણે જૈન ધર્મને વિશ્વવ્યાપી ધર્મ બનાવવા **માટે પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી પ્રયાસ કર્યો હતો.** તેમણે પ્રભુ મહાવીરની **સ્યાદ્વાદ શૈલીનું** અનુકરણ કર્યું હતું. તેથીજ **તેમણે જૈન અને અજૈન વિદ્વાનોના મનને જીતી લીધાં હતાં.** તેમણે **" ધર્મ દેશના "** ને તેવાં બીજા પુસ્તકો બહાર પાડયાં છે, જે પુસ્તકોની ઘણી ઘણી આવૃત્તિઓ થઈ છે. તેજ બતાવે છે કે તે પુસ્તકો કેટલાં બધાં આદરને પાત્ર થયાં છે. તેઓ સમયના જાણ હતા. દેશ-કાલને માન આપી ચાલવાની જરૂરીયાત તેમણે જોઇ હતી અને તે પ્રમાણે ચાલવા જૈન સમાજને ભલામણ કરી હતી.તેમના ઘણા શિષ્યો યુરોપ અમેરિકા જર્મની અને ઇટાલીમાં છે કે જેઓ તેમની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. તેમણે

યુરોપી વિદ્વાનોમાં જૈનધર્મની લગની લગાડી હતી અને યુરોપી વિદ્વાનો સાથે વાદવિવાદ પત્રો દ્વારા થતો. કોઈ કોઈ વિદ્વાને ઈર્ષ્યાના લીધે સૂરીશ્વરજી માટે લેખો લખ્યા હતા પણ જ્યારે તે વિદ્વાન તેમને શંકાઓના સમાધાન માટે પુછાવતો ત્યારે તેના તરફ સમભાવ રાખી તેમને જવાબો આપી શંકાનું સમાધાન કરતા; આથી હલવે હલવે યુરોપી વિદ્વાનો તે મહાત્માના પૂજક બન્યા. તેમણે આજના જમાનાની રીત અંગીકાર કરી હતી. તેમનો શિષ્ય સમુદાય અત્યારે પણ તેમના પથે ચાલી જૈન અને જૈનેતર સમાજને તેમજ યુરોપી વિદ્વાનોને જૈન ધર્મના સત્ય સિદ્ધાંતો સમજાવી રહ્યો છે. તેમણે શ્રાવકોની સ્થિતિ સુધારવા માટે પણ અનેક કાર્યો કર્યાં હતાં. બનારસની પાઠશાલા, શિવપુરી વીરતત્ત્વ પ્રકાશક મંડલ, મહુવા બાલાશ્રમ યશોવિજયજી ગ્રંથમાલા અને આ સભા બોલાવનાર સંસ્થા ( જૈન સ્વયંસેવક મંડળ ) ને પોતાના ઉપદેશથી જન્મ આપ્યો હતો."

છોડીને તેમણે પૂર્વ તરફ પ્રયાણ કર્યું. કાશી ક્ષેત્ર કે જે બ્રાહ્મણોનું ગણાય છે, જ્યાંના બ્રાહ્મણો ઘણા વિદ્વાનો છે તેમની પાસે તેમને જૈનધર્મ સંબંધી જ્ઞાન આપી તેમની ગેર સમજુતીઓ દૂર કરી દરભંગા નરેશ જેવાને પણ તેમણે વશ કર્યા હતા. તેઓએ જે કાર્ય કર્યું છે તે ખરેખર હાલના જમાનાને અનુસરતું કર્યું છે તેથી ‘ સમયજ્ઞસાધુ ’ તરીકે તેમનું નામ પ્રખ્યાત થયું છે તેમણે બનારસમાં યશોવિજયજી પાઠશાળા સ્થાપી, સંસ્કૃત પ્રાકૃત અને માગધી ભાષાના વિદ્વાનો ઉભા કર્યા હતા. તેમનો શિષ્ય સમુદાય પણ હાલમાં તેમના પથે ચાલી સમાજ અને ધર્મની ઉન્નતિના વિવિધ પ્રયાસો કરે છે તેમનો વિચાર જૈનધર્મને વિશ્વવ્યાપી ધર્મ બનાવવાનો હતો અને તેટલા માટે તેમણે ધર્મના સત્ય સિદ્ધાંતો રજુ કરી અજૈનોના હૃદય જીતી લીધાં હતા આ બધો પ્રતાપ ફક્ત તેમની “ ગુરૂસેવા ’ નો હતો. તેમણે ‘ સેવા ’ માટે જ સ્વયંસેવક મંડળની સ્થાપના કરી કે કે જે સંસ્થાના સેક્રેટરીઓ અને સંચાલકો પોતાની યથાશક્તિ સેવા આપી રહ્યા છે ”

જૈનોની સ્થિતિ સુધારવાનો પ્રયાસ કર્યો હતો. તેમણે તે સબંધીના વિચારો આપણી આગલ મુકયા હતા પણ હજુ આપણે તે સબંધી કાંઇ પણ ઉપાયો લીધા નથી ”



## મી. મોહનલાલ ડી ચોકશી મુબઇ

“ તેઓ ‘ સમયજ્ઞ ’ હતા વીસમી સદીમા જૈન સમાજને પ્રથમ શાની આવશ્યકતા છે અને જૈન ધર્મનો ઉદ્યોત કિંવા પ્રભાવના શાથી સારી રીતે થઇ શકશે, એ જોવામાં તેઓશ્રીના મગજે પહેલ કરી છે

જૈનધર્મના તત્ત્વોનો પ્રચાર કરવા માટે તેમણે નથી જોઇ રાત કે નથી જોયો દિવસ. નથી ગણી ગુજરાતની ભૂમિની આહારની સુલભતા કે નથી ધ્યાન આપ્યુ બંગાલને ઉત્તર હિન્દની ભૂમિમાં વેઠવી પડતી કષ્ટતા પર માત્ર વિહાર અને જૈન તત્ત્વોનો પ્રચાર પછી તે ભાષણ દ્વારા કે નાના પ્રતિપાદક શૈલીથી લખાયલા ટ્રેકટો દ્વારા તેઓએ શ્રાવક ક્ષેત્રોને સુધારવા ઉપદેશ દેવામા કચાસ નથી રાખી તેમનુ એ મન્તવ્ય હતુ કે જે ક્ષેત્ર પર બીજા ક્ષેત્રોનો આધાર છે, તે પુષ્ટ ફાલ્યુ હોવુ જોઇએ ”

## સાતમી જયન્તી.

| | |
|---|---|
| ૧ શિવપુરી— શ્રીમાન્ કૈલાશ નારાયણ હકસર. પોલીટીકલ મેમ્બર ગ્વાલીયર ગવર્નમેંટ | મુનિ વિદ્યાવિજયજી<br>રાવસાહેબ મૂલે બી એ.<br>પંડિત રામગોપાલાચાર્યજી |
| ૨ વડોદરા— મુનિરાજ શ્રી ન્યાયવિજયજી | વૈદ્ય વાડીલાલભાઇ<br>ગોકુલદાસ હા. રાયચૂરા<br>રા. કેશવલાલ હિ. કામદાર<br>પં. લાલચંદ ભ૦ ગાંધી<br>શ્રીયુત સુરેન્દ્ર બાબૂ |
| ૩ વીજાપુર— આચાર્યશ્રી અજિતસાગરસૂરિ | મુનિશ્રી હેમેન્દ્રસાગરજી |
| ૪ જામનગર— મુનિશ્રી રામવિજયજી | જુદા જુદા વક્તાઓ |
| ૫ ભાવનગર— હરજીવનદાસ કાળીદાસ મ્હેતા | જમનાદાસ અમરજી<br>ઉત્તમચંદ હરગોવિંદ<br>લક્ષ્મીપ્રસાદ દીનાનાથ ભટ્ટ<br>માધવલાલ છોટાલાલ ભટ્ટ<br>ભવાનીદાસ નરભેરામ<br>નાનચંદ તારાચંદ<br>ભાઇચંદ અમરચંદ<br>પં. જગજીવનદાસ પો૦<br>હરિલાલ દેવચંદ<br>મુનિશ્રી નિપુણવિજયજી<br>રા હેમચંદભાઇ |
| ૬ બોરસદ— | રાયચંદભાઇ અંબાલાલ |

પ્રકરણ ૧૬ મુ

| | | |
|---|---|---|
| ૭ ઉવારસદ— | — | પંડિત દેવચંદભાઈ મેઘજી |
| ૮ મુંબઈ— | આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિ | પ્રો. હીરાલાલ કાપડીઆ<br>બ્યા૦તી૦ પં. અમૃતલાલ મો૦<br>મી. જી. કે. નરીમાન<br>પંડિત લાલન<br>મુનિરાજ કર્પૂરવિજયજી |
| ૯ કલોલ— | પૂજા-પ્રભાવના-અગરચના વિગેરે | |
| ૧૦ મહુવા— | — | સૌભાગ્યચંદભાઈ અને જુદા જુદા વક્તાઓ |
| ૧૧ ખીનાણદી— | — | ઉમેદમલજી<br>ભીખમચંદ<br>જીવરાજ<br>લાધુરામ |
| ૧૨ ઉદયપુર— | પૂજા-પ્રભાવના વિગેરે | |
| ૧૩ દેવાસ— | વરઘોડો-પૂજા-પ્રભાવના વિગેરે | |
| ૧૪ સાયલા— | — | |
| ૧૫ પાલીતાણા— ગુલાબચંદ મૂલચંદ | | |

| | | |
|---|---|---|
| ૧૬ | ,, | ગણાધીશ હરિસાગરજી |

# કેટલાંક ભાષણોનો સાર.

## -શ્રીમાન્ રાવસાહેબ મૂલે બી. એ શિવપુરી

"શ્રીવિજયધર્મસૂરિ મહારાજ, એ ખરેખર અવતારી પુરૂષ હતા સાધુ થવુ, એટલે બધા કાર્યોથી–પરોપકાર અને બીજી ઉપાધિઓથી મુક્ત થવુ એમ નહિ, પરન્તુ સાધુ થવુ એટલે ખરેખર કર્તવ્યનિષ્ઠ થવુ. એ વાતને વિજયધર્મસૂરિ મહારાજ બરાબર સમજ્યા હતા અને એમ સમજીને તેમણે પોતાનુ આખુ જીવન પરોપકારમા ગાળ્યુ હતુ. આ સસ્થા એક સારામા સારી સસ્થા છે આ સસ્થાને અમે (એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ) વાર્ષિક છસો રૂ ની ગ્રાન્ટ આપીએ છીએ પરન્તુ હુ ખાતરી આપુ છુ કે–અમે અમારા બજેટના પ્રમાણમા ગ્રાન્ટમાં વધારો કરતાં જઇશુ"

વાંચ્યાં છે. વિજયધર્મસૂરિજીનું જીવન-ચરિત્ર પણ વાંચ્યું છે. એ જીવન-ચરિત્ર ઉપરથી મારા દિલ ઉપર ખરેખર ગંભીર અસર થઇ છે. અને જો કે મેં વિજયધર્મસૂરિજીના દર્શન ન્હોતાં કર્યાં, છતાં એમના પ્રત્યે મને ઉંચી ભક્તી જાગી છે. એમનું જીવન ખરેખર મહત્વપૂર્ણ છે. ૧૯ વર્ષની ઉમર સુધી નિરક્ષર રહેનારો યુવક અને સટ્ટા-જુગારમાં મસ્ત રહેનારો યુવક સાધુ થાય છે, આચાર્ય થાય છે અને એક મહાત્મા બને છે. વિજયધર્મસૂરિજીના જીવનમાથી એક બીજી વાત તરી આવે છે. અને તે, તેમણે જૈનધર્મને સાચ્ચે સાચ્ચા સ્વરૂપમાં જગતની આગળ રજુ કર્યો તે છે. જૈનધર્મને લોકો એક જુદી દૃષ્ટિથી જોતા હતા, પરંતુ વિજયધર્મસૂરિજીનાં પ્રયત્ન પછી **જૈનધર્મ** એક વાસ્તવિક આકારમાં જગતની આગળ ખડો થયો છે, જૈનધર્મમા એક અતિ મહત્વનુ તત્ત્વ છે અને તે એ કે તેમા પ્રકટ કરેલી **અહિંસા**. યદ્યપિ હિંદુ અને બૌદ્ધ-બધાએ **अहिंसा परमो धर्मः** ની ઉદ્ઘોષણા કરે છે, પરંતુ જૈનધર્મે અહિંસાનું જે સ્વરૂપ બતાવ્યુ છે, એ ખરેખર ઉત્કૃષ્ટ છે, અને મારો તો એ વિશ્વાસ થયેલો છે કે, જો આખા જગતની અંદર-યૂરોપ, અમેરિકા વિગેરેમા પણ જૈનધર્મનો-જૈનધર્મની આ **અહિંસાનો** પ્રચાર થાય તો આખા જગતમાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાય. આજે જગત પોત પોતાની મતલબ સાધવાને માટે હથિઆરો તૈયાર કરે છે, અને સમય આવે એક બીજાનો નાશ કરવાને તૈયાર થાય છે, પરંતુ જો જૈનધર્મની અહિંસાનો સિદ્ધાંત સ્વીકારાય, તો ખરે જગત એક અપૂર્વજ આનંદ અનુભવે. "

## શ્રીયુત ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા ભાવનગર

" મસ્ત્રિદાવિન્તા અને વિજયધર્મસૂરિજીને બનતુ જ ન હતુ. સર્વ ભાવના, વિશાલતા એજ તેઓશ્રીનો આદર્શ હતો. આપણે તે શીખી લઇએ એમાંજ આજની જયંતીની સાર્થકતા છે. "

♣

## હરજીવનદાસ કાલિદાસ મ્હેતા ભાવનગર

" આજે આપણે વિજયધર્મસૂરિની શક્તિની પૂજા કરવા એકત્ર થયા છીએ એક મૂલચંદથી તેઓશ્રી વિજયધર્મસૂરિ કેમ થયા, હુ તેઓશ્રીના જેવો કેમ ન થાઉ ? તેનો ધ્યાન કરવા માટે આ જયન્તી છે આપણી શક્તિ સ્ફુરાવવા સંકલ્પ કરવો એ જ ખરી જયંતી, એજ વીર-પૂજા. ' મારૂ સાથે લઇ જવુ અને પોતામાં પોષવુ ' આટલુ જો આપણે સમજીએ તો આજનો સમય ગુમાવ્યો નહિ કહેવાય. '

'મારૂ તે સારૂ નહિ પરંતુ સારૂ તે મારૂ' એ સૂરિજીનો સિદ્ધાંત હતો અને આટલુ જો બરાબર સમજાય તો આજે સંપ્રદાયો કે ધર્મમા જે મતભેદો—મારામારી ચાલી રહી છે તે બંધ થઇ જાય જગતમા કોઈ વસ્તુ નકામી નથી, પરંતુ તેનો ઉપયોગ કરનાર નથી



## પ્રોફેસર હીરાલાલ કાપડીઆ સુબઇ

'મારી ઉપર સદ્ગત જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી અને તેઓશ્રીના વિદ્વાન્ શિષ્ય—સમુદાયનો ઉપકાર છે મી ચંદુલાલ સારાભાઈની મારફત પ્રથમ મે તેઓશ્રીના શિષ્ય ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિરાજ શ્રીન્યાયવિજયજીની મુલાકાત લીધી હતી. હળવે હળવે તેમના શિષ્ય—સમુદાયની સાથે મારે વધારે પરિચય થયો અને ત્યારબાદ સદ્ગતની સાથે વધારે સબંધ બંધાયો આવા મારા ઉપકારોની જયતીમા મને તેઓશ્રીના ગુણગાન કરવાની જે તક મળી છે તે બદલ હુ મારી જાતને અહોભાગ્ય માનુ છુ જયતી ત્યારે ઉજવી કહેવાય કે જ્યારે તે મહાત્માના વચનો પ્રમાણે આપણે ચાલીએ, તેમના અધુરાં કાર્યો આપણે પૂરા કરીએ આ મહાત્માશ્રીએ અનેક જાતનાં પુસ્તકો રચી આપણા ઉપર અનહદ ઉપકાર કર્યો છે તેઓશ્રીએ પાશ્ચાત્ય વિદ્વાનો સાથે પત્રવ્યવહાર ચાલુ કર્યો હતો ત્યાના વિદ્વાનોને દરેક પ્રકારે મદદ કરી જૈન ધર્મનુ ઉંડુ જ્ઞાન તેઓ લઇ શકે તેવી વ્યવસ્થા કરી આપી હતી કાશી જેવા ક્ષેત્રમા જઇ તેમણે અનેક કષ્ટો ઉઠાવી પાઠશાલા સ્થાપન કરી હતી હાલમા પંડિત હરગોવિંદદાસ જેવા અનેક વિદ્વાનો હયાતી ભોગવે છે, તે તે જ પાઠશાલાનો પ્રતાપ છે આપણા કમભાગ્યે આવી નમુનેદાર સસ્થા પડી ભાંગી છે. જો તે અત્યાર સુધી હોત તો ઘણા વિદ્વાનો જૈનોમા હોત તેમણે કાશી—નરેશને મળી તેમની સાથે શાસ્ત્ર સબધી ચર્ચા કરી અહિંસાનુ

ખરૂં સ્વરૂપ સમજાવ્યું હતું, અને કાશીની 'ચંડી'ને ચઢતાં હજારો બકરાઓને અભયદાન અપાવી તેને માટે પ્રથમ કાશીમાં પાંજરાપોળની સ્થાપના કરી હતી. દુનીઆની મહાન ગણાતી સંસ્થાઓ જેવી કે 'રોયલ એશીયાટીક સોસાઇટી ઓફ બંગાલ' અને જર્મની તેમજ બેંગાલની 'એશીયાટીક સોસાયટી'એ ઓનરરી ફેલોનો માનવંતો ખિતાબ અર્પણ કરી તેઓશ્રીનો સત્કાર કર્યો હતો. તેમનો સ્વર્ગવાસ સંવત્ ૧૯૭૮ ની સાલમાં શિવપુરીમાં થયો હતો. જ્યારે તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો ત્યારે હજારો સંદેશાઓ આવ્યા હતા. તેમાં દુનીઆના સુપ્રસિદ્ધ કવિરત્ન રવિન્દ્રનાથ ટાગોરનો પણ સંદેશો હતો. તેમણે દેવ-દ્રવ્યના વિષય ઉપર ચર્ચા કરી હતી. આ ચર્ચા સામે સમાજનો મોટો ભાગ હોવા છતાં ડગ્યા નહોતા, પણ છૂટથી પોતાના વિચારો દરેકને સમજાવતા હતા. તેમનામાં એવો ગુણ હતો કે તે કદિ પણ ચર્ચા કરનાર અથવા વિરોધી પક્ષનાને તરછોડતા નહિ. પણ તેની સાથે શાંતિથી ચર્ચા કરી સમજાવતા. આથી જૈન અને જૈનેતર અનેક વિદ્વાનો તેમની સાથે ચર્ચા કરવા અને

પુરૂષના દેહ-વિલયથી આપણા સમાજને ઘણીજ ખોટ પડી છે. આશા છે કે તેમના શિષ્યરત્નો તેઓશ્રીનાં અધુરાં કાર્યો સંભાળી લેશે. તેમના પટ્ટધર વિજયેન્દ્રસૂરિ, ઉપાધ્યાયજી શ્રીમંગલવિજયજી અનેક શાસ્ત્રોના જાણકાર છે, મુનિ શ્રીવિદ્યાવિજયજી પ્રખરવક્તા, મહાન્ લેખક અને બંગાળી ભાષાના જ્ઞાતા છે મુનિ શ્રીન્યાયવિજયજી ન્યાયતીર્થ ન્યાય-વિશારદ છે. અને સંસ્કૃત ભાષા ઉપર અદ્ભૂત કાબુ ધરાવે છે. આમ તેમનો શિષ્ય-સમુદાય વિદ્વાન હોવાથી તેઓ હજીપણ સદ્દગતનાં અધુરાં કાર્ય પૂરા કરે અને જૈનધર્મ, સમાજ અને શ્રીસંઘની અપૂર્વ સેવા બજાવે. ”



## પં. અમૃતલાલ મોહનલાલ, મુબઇ

“ ગુરૂદેવના ગુણગાન કરવા તે આપણો ધર્મ છે, કારણ કે તેમણે આખું જીવન ધર્મ અને સમાજની સેવામાં અર્પણ કર્યું હતુ. તેમણે ઘણાં કષ્ટો સહન કર્યા હતાં કેટલાક તરફથી કહેવામાં આવે છે કે સંસ્થા-ઓમાં સાધુઓનો હાથ ન હોવો જોઇએ, આ વાત બીજાને માટે બલે ગમે તેમ હોય પણ જૈન ગૃહસ્થ સમાજમાં તેવા ત્યાગી નરો બહુ થોડા છે, કે જેઓ સંસ્થાઓને અપનાવી પોતાનુ આખું જીવન સંસ્થાઓ માટે અર્પણ કરે વરકાણા પાર્શ્વનાથ વિદ્યાલય માટે પંન્યાસજી મહારા-જશ્રી લલિતવિજયજીએ જો ભોગ આપ્યો ન હોત તો તે આટલું સુંદર કાર્ય આટલા ટુંક સમયમાં નહિ કરી શકત. તેવી જ રીતે શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળમાં મુનિરાજશ્રી વિદ્યાવિજયજી વિગેરે સાધુઓ ન હોય તો સંસ્થાની હાલત કેવી થાય તેનો આપજ વિચાર કરશો ”

મુડીવાદીઓ પોતાની મુડીના બદલે સુધારકોને સતાવે છે, પણ સાચા સુધારકો તેની દરકાર કરતા નથી; આચાર્યશ્રી પણ તેવા સુધારક હતા. તેમણે અનેક ઉપકારો કર્યા છે, જૈન ધર્મ તે સાચો ધર્મ છે એમ માનું છું.

"મન ઉપર કાબુ રાખી તેને વશ કરી તે વડે આત્માના દુર્ગુણોનો નાશ કરવો તે જૈનધર્મનો મુખ્ય સિદ્ધાંત છે તેમ હું માનું છું. આવા મહાન્ તપસ્વીઓ પાસે ગમે તેવા પ્રલોભનો આવે તેના સામે તેઓ જોતા પણ નથી. અનેક વાતના ઉપસર્ગોથી ડગતા પણ નથા. જૈનધર્મ તે આત્મિક ધર્મ છે, જેમા ઇંદ્રિયોને કબજે કરી તે વડે આત્માનુભવ કરવાનો છે, વળી તેઓ એટલા બધા ઉદારવૃત્તિના હતા કે ગમે તેવો અન્યદર્શની તેઓની સાથે ભલી શકતો. અને છૂટથી ચર્ચા કરી શકતો. તેમની અનેક સંસ્થા છે, તેમા 'વીરતત્ત્વ પ્રકાશક મંડળ' મુખ્ય છે, કે જેમાં યુરોપી વિદ્વાનો અભ્યાસ કરવા આવે છે. આવી સસ્થાઓને અપનાવવા હું તમને વિનતિ કરું છું. છેવટે આ મહાત્મા સુધારક, વિચારક અને ન્યાયવૃત્તિવાળા હતા. તે મહાત્માના ગુણોનુ અનુકરણ કરશો તો ખચીતજ તમારૂ કલ્યાણ કરી શકશો."



### પંડિત લાલન. મુંબઇ

"આચાર્યશ્રીએ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીની માફક કાર્ય કર્યું હતું. તેમણે અનેક પુસ્તકો રચ્યા છે. વિવિધ પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. તેઓ અડગ અને નિડર મનના હતા. ગમે તેવા સંજોગો ઉપસ્થિત થવા છતા તે પોતાનું કાર્ય બહુજ શાંતિથી કરતા. આવા મહાત્માઓના ઉત્તમ ગુણો અને ઉત્તમ ભાવનાઓનો પૂરેપૂરો પ્રચાર ન ન થાય ત્યા સુધી તેઓ મોક્ષ પામતા નથી એટલે કે મહાત્મા પુરુષો

નિર્દેહ થતા નથી. પરંતુ અક્ષર દેહે રહેલા છે. આપણે તેમનાં અધુરાં કાર્યો પૂરાં કરવાં જોઈએ. જૈન ધર્મના તત્ત્વોનો બહોળો ફેલાવો થાય તે પ્રમાણે કાર્ય કરવું જોઈએ."

---

## શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજી, મુંબઈ.

" શ્રી વિજયધર્મસૂરિએ દેવદ્રવ્યની નહિ પણ જે બોલી બોલાય છે તેની ચર્ચા કરી હતી. આ ચર્ચા વખતે સામા પક્ષ તરફથી એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હતું અને તેમાં બીજાઓની સહી લેવામાં આવી હતી. પણ ખરી રીતે તો જે હેંડબીલ બહાર પડયું હતું તે હેંડબીલ પાછળથી તૈયાર કરવામાં આવ્યું હતું, તેમ મારું માનવું છે. અસલમાં ને બહાર પડેલ હેંડબીલમાં ઘણો ફેર છે. છતાં હું જ-

જે વખતે ધી અઢી રૂપીએ મણ મળતું હશે તે સમયથી બોલીની પ્રથા નિકળી લાગે છે. આ પૈસા શ્રાવકોને આપવાના હોય છે. એટલે તેનો વહીવટ પણ તેઓ જ કરે છે. **અને તે સમય પ્રમાણે ફેરફાર કરવો તે તેમની મુનસફીની વાત છે,** અને તે પ્રમાણે થયા કરશે, જો કે આ ચર્ચા અત્યારે મૃતપ્રાય થઇ છે, છતાં તે સંબંધમાં તમો યોગ્ય વિચાર કરશો.

" આચાર્યશ્રીએ બનારસમાં પાઠશાળા કાઢી તે જો અત્યાર સુધી ચાલુ રહી હોત તો તેમાંથી ઘણા સારા પંડિતો ઉત્પન્ન થાત, પણ તમોએ તેવી સસ્થા તરફ ધ્યાન નહિ આપ્યું તેથી આવી જરૂરી સંસ્થા બંધ પડી છે. **તેમની તરફથી બીજી પણ સંસ્થા શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળ** સ્થાપવામાં આવેલ છે. અને તે નિભાવવી તે તમારા હાથમા છે આજ કાલ કેટલીક વખત ધ્યેયને જોવાતું નથી પણ ખોટો ઉહાપોહ કરવામાં આવે છે ધ્યેયને જોવાથી તે વસ્તુની ખરી કિંમત થાય. "

**કસ્તુરચંદ હેમચંદ દેસાઇ, પાલીતાણા**

" મહાન્ શાસ્ત્રો તથા સંસ્કૃત ગ્રંથો અને તેની ટીકાઓ જે આપણને પૂર્વના ગણધરો તથા આચાર્યો વારસામાં આપી ગયા છે, તે સઘળા સાહિત્યને બહાર લાવવા માટે સમાજમાં સંસ્કૃત તથા પ્રાકૃત ભાષા–શિક્ષણના ઉંડા મૂળ રોપનાર તે આજની જયન્તીના નાયક પૂજ્ય વિજયધર્મસૂરિ મહારાજ છે, જેમનો લાભ લઇને અનેક જૈન તથા જૈનેતર વ્યક્તિઓએ પોતાના જીવનને દિવ્ય બનાવ્યા છે. તેઓશ્રીએ કલકત્તા યુનિવર્સિટીમાં જૈન ગ્રંથો દાખલ કરાવી, તથા બનારસમાં જૈન સંસ્કૃત પાઠશાળા અને શિવપુરી વીરતત્ત્વ પ્રકાશક મંડળ સ્થાપીને, જૈન ધર્મના સિદ્ધાંતો બહાર લાવી, જૈન ધર્મ મહાન્ વિશ્વધર્મ છે એ જગતનુ સમગ્ર પ્રજાને ભાન કરાવ્યું છે. તેઓશ્રીમાં રહેલી સાહિત્ય–જ્ઞાન પ્રત્યેની ધગશ ભક્તિ અનેક ગુણોને લીધે તેઓશ્રીની ઉજ્જ્વલ કીર્તિ જગતના ઇતિહાસમાં અમર રહેશે ".

## શ્રી ગુલાબચંદ મૂલચંદ શાહ, પાલીતાણા.

" મહાત્માશ્રીએ રૂઢિના બંધનો તોડવામા જે વીરતા દાખવી હતી, તે અજબ હતી. આગમોને પ્રસિદ્ધ કરવામા, વ્યાખ્યાન આપવાની શૈલીમાં, સત્તાધીશોને મળીને જૈન સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરવામાં, સાધારણ ક્ષેત્રની પુષ્ટિમા, પાઠશાળા તથા બોર્ડિંગોની સ્થાપનામાં, અન્ય ધર્મીઓમા તથા પરદેશોમા વીરધર્મનો ફેલાવો કરવામા, જૈનોમા વિશાલ ભાવના દાખલ કરવામાં-એવી એવી અનેક બાબતોમા તેઓશ્રીએ પોતાની વીરતા સિદ્ધ કરી બતાવી હતી, અને તેઓશ્રીનુ જીવન ખરેખર અનુકરણીય હતુ. "



## મુનિવર્ય કવીન્દ્રસાગરજી, પાલીતાણા

' આદર્શ પુરૂષોના પગલે ચાલવુ એ જીવન વિકાસ માટેનુ પ્રથમ કર્તવ્ય છે. જેમણે જગતમાં આત્માની ઉન્નતિ સાથે જગતને ઉન્નતિ-માર્ગ દર્શાવવાની વીરતા બતાવી જય મેલવ્યો હોય એવા આપ્ત પુરૂષોની જયતી ઉજવાય છે

" જ્યારે ચતુર્વિધ સઘમા જ્ઞાનની જ્યોતિનો માત્ર ઓછો પ્રકાશ જણાતો હતો, ત્યારે તે જ્યોતિને દેદીપ્યમાન કરવા આચાર્યશ્રીએ કટીબદ્ધ થઈ વિકટ પ્રદેશમાં વિહાર કરતાં કાશી-બનારસ જેવા વિદ્યાના કેન્દ્ર સ્થાનમા પહોંચી જૈનોમાં સસ્કૃત પ્રાકૃત ભાષાના જ્ઞાન પ્રચારને માટે વિજયસ્તભરૂપ ' શ્રીયશોવિજય જૈન સસ્કૃત પાઠશાળા ' સ્થાપી જ્ઞાન પ્રચારની પહેલ કરી છે, જેના પ્રતાપે આજ સાધુ સાધ્વી વર્ગ ઉપગત શ્રાવક અને શ્રાવિકા વર્ગમા પણ જ્ઞાનનો વિકાસ વિશેષરૂપે જોવાય છે

" આચાર્ય મહારાજશ્રી માત્ર ઉપાસરાની ચાર દિવાલોમાં જ વ્યાખ્યાન આપી ધર્મનું રહસ્ય સમજાવતા એમ નહોતું. પરંતુ મેદાને જંગની માફક જૈનધર્મનું અપૂર્વ રહસ્ય તેઓ જાહેર રસ્તાઓ ઉપર વ્યાખ્યાન આપી ઉભે પગે કલાકના કલાક વીતાવી હજારો લોકોને ઉપદેશ આપતા અને એ ઉપદેશ દ્વારા, હજારોને હિંસામુક્ત કર્યાં છે. જ્યારે તેઓશ્રીએ મેદાનમાં ખડા રહી ઉપદેશ આપવાની પ્રણાલી શરૂ કરી, ત્યારે આપણા સમાજમાં મોટો ખળભળાટ મચ્યો હતો, પરંતુ એ વીર પુરૂષે વીરતા ધારણ કરી પ્રણાલી શરૂ રાખી. આ તેઓની પહેલને આધારે આજ આપણો વ્યાખ્યાતા વર્ગ છુટથી મેદાનમા વ્યાખ્યાન આપવાની છુટ લઈ શકેલ છે "

" જે વખતે આગમો આદિ સિદ્ધાંતના ગ્રન્થો છાપવાની વિરુદ્ધમાં આપણો પૂજ્ય વર્ગ પણ હતો, એ વખતે આચાર્યશ્રીએ સાહિત્ય છપાવી બહાર પાડવાની શરૂઆત કરી, જેને પ્રતાપે વિરૂદ્ધમાં બોલનારા સાધુ પુરૂષો પણ આગમ ગ્રંથો છપાવી બહાર પાડવાની કોશીશમાં મચી રહેલ છે એ રીતે જૈન સાહિત્યના ઉદ્ધારનું માન એ મહાત્માનેજ ઘટે છે, જર્મન, ફ્રાંસ, અમેરિકા અને રશિયાના સાહિત્ય પ્રિય પ્રોફેસરો સાથે સબંધ જોડી આચાર્યશ્રીએ જૈન-સાહિત્યના પ્રચાર માટે જે પ્રયત્ન કર્યો છે, તે પ્રશંસનીય છે.

મૂર્તિની માન્યતા આગમોમાં છે એ વિષય સમજાવી મૂર્તિની માન્યતાના વિષય તરફ દોરી મૂર્તિની જરૂરીયાત ઠસાવી ભારતદેશનું ગૌરવ વધાર્યું એ તેઓશ્રીની વિદ્વત્તાને આભારી છે.

"કાશી–બનારસ નિવાસી મહામહોપાધ્યાય પંડિતજી રામમિશ્ર જેવા ચુસ્ત સનાતનીને આચાર્યમહારાજશ્રીએ સ્યાદ્વાદ શૈલીથી જૈનધર્મની મહત્તા જણાવતાં અને જૈન સાહિત્યની વિશાલતા દર્શાવતાં કાશીમાં ભરાએલા 'સુજન-સંમેલન 'મા એ શબ્દો ઉચ્ચાર્યા હતા કે "હું સનાતન ધર્મનો પ્રવર્તક છું, નિષ્પક્ષપાત રીતે જણાવું છું કે જૈનધર્મની વિશાલતા અને બંધારણ એ પ્રકારનું છે કે જૈનધર્મનાં સિદ્ધાન્તોનું પાલન કરવા ઇચ્છનાર જગતના સર્વ કોઈ મનુષ્યને સમાન હક્ક છે જૈનધર્મ એ અમુક જાતિને માટેજ સરજાએલો કે ઉદ્દભવેલો નથી વેદાન્તધર્મ કરતાં જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ કરી બતાવવા તૈયાર છું." આવા અનુપમ અને નિષ્પક્ષપાત વચનો એક સનાતનધર્મના પ્રવર્તક મહામહોપાધ્યાય રામમિશ્ર જેવા શાસ્ત્રીજીના મુખમાથી બહાર આવે, એ પ્રતાપ કોનો ? એ પ્રતાપ આચાર્યશ્રીનો જ છે. સ્યાદ્વાદ શૈલીથી સમજાવવાની જે યુક્તિ એ આચાર્યશ્રીમા હતી એ યુકિત બીજાઓમાં કવચિત જોવામા આવે છે.

"મગધ અને બંગાલદેશમા વિચરી સ્થાન સ્થાન ઉપર સભાઓ ભરી વ્યાખ્યાનની ધારાઓ વરસાવી ભવતાપથી તપ્ત થએલા અને કર્મ કર્દમમાં લિપ્ત થવા સાથે હિંસાના ભયાનક કુકૃત્યમાં મચી રહેલા માનવોને એ મિથ્યામોહ અને માયાવી જાલમાંથી મુકત કરાવનાર, એ પાપિષ્ઠ અઘોર કુકૃત્યથી અટકાવનાર આચાર્યશ્રીએ જે માર્ગની રચના કરી છે, તે માર્ગને સુસજ્જ રાખવા બીજા જૈનાચાર્યો હજી એ હદ સુધી પહોંચ્યા નથી એ દિલગીરીની વાત છે. તેઓએ અહિંસા ધર્મના પ્રચાર માટે જે

ભગીરથ પ્રયત્ન કર્યો છે, તે પ્રયત્ન તરફ આપણે બહુજ મંદ ગતિ કરી રહ્યા છીએ એ પ્રયત્ન વધારવાની અતિ આવશ્યકતા છે.

“ આ વિદ્વાન્ આચાર્યશ્રીએ પોતાની પાછલ વિદ્વાન શિષ્યવર્ગ તૈયાર કરેલો મૌજુદ છે. તેઓ શાસન-સેવા માટે આચાર્યમહારાજની માફક જીવનની સર્વ શક્તિઓ અર્પી રહ્યા છે. તેમના વિદ્વાન્ શિષ્યો તરફ બહુમાન દષ્ટિથી જોવાને બદલે જે ઈર્ષ્યાભાવ દાખવી રહ્યા છે અને ચીંથરીયા છાપાઓમાં તેઓને ઉતારી પાડવાના ષડયન્ત્રો ગોઠવી જેઓ પોતાની નીચતા-અધમતા દર્શાવી રહ્યા છે, તેઓ ખરેખર પોતાની જ જાતને હલકી બતાવી રહ્યા છે જૈનશાસનની ઉન્નતિ માટે જેઓ દૂર દૂરના દેશ સુધી ઉગ્ર વિહાર કરતા પહોંચેલા છે, તેઓ તરફ વિઘાતક દષ્ટિથી જે મિથ્યા પ્રલાપ કરી રહ્યા છે, તેઓ દુર્ગતિના ભાગી બનવા સાથે જૈન શાસનના વિઘાતક બને છે એમ કહ્યા સિવાય ચાલતુ નથી બોધિબીજના અંકુરાઓ ઈર્ષ્યાનુ હૃદયના મનુષ્યોમાથી નષ્ટ થાય છે. બોધિબીજનું ઉચ્છેદન પુચ્છનારાઓ જ આવી અઘટિત પ્રવૃત્તિ કરી શકે છે તેવા ઈર્ષ્યાળુ બંડખોરોને હું ભલામણ કરું છું કે તેઓએ પોતાનાં નરકગામી બચાવ માટે આવા મહાત્માઓની અઘટિત નિંદાના મિથ્યા પ્રલાપથી વિરમવું જોઈએ. ”

*

મેં જોયા છે. એ વખતે તેઓશ્રીના ભગીરથ પ્રયત્નો તરફ મને માનદષ્ટિ ઉત્પન્ન થઈ હતી.

" તેઓશ્રીનાં અનેક કાર્યોમાંથી ભારેમાં ભારી કામ શાસન-સેવાનું જ હતું. ઉપાશ્રયની ચાર દિવાલોમાં ચાર વણિકોને જૈન ધર્મનું રહસ્ય સમજાવી દેવામાં જ તેઓ પોતાના કર્તવ્યની ઇતિ શ્રી માત્ર માનતા નહોતા, પરંતુ જૈન જૈનેતર રૂપી આમવર્ગ જૈન ધર્મનાં તત્ત્વો તરફ માન દષ્ટિવાળા થાય એ તેઓની વિશાલ માન્યતા હોઇ જાહેર વ્યાખ્યાનો આપવાની પ્રણાલિકા તેઓએ જોર શોરથી જારી રાખી હતી. આવી વિશાલ દૃષ્ટિ અંગીકાર કરી સંકુચિત વૃત્તિને દફનાવી દીધી હતી.

" જૈન મુનિઓ સંકુચિત વૃત્તિના હોય છે, તે જગતને ઉપયોગી નથી. " આવા જૈનેતરો તરફથી થતા આક્ષેપ ભર્યા કલંકને તેઓશ્રીએ વિશાલ દષ્ટિથી કાર્ય-માર્ગનું ઉદ્ઘાટન કરી ધોઇ નાખેલ છે. યુરોપ આદિ દેશોમાં જૈન સાહિત્યનો પ્રચાર જે મ્હોટા પ્રમાણમા થતો જાય છે, તે તેઓશ્રીના અખંડ પ્રયાસને જ આભારી છે.

આરસ ૧૧ મું

## શ્રીહરિસાગરજી મહારાજ, પાલીતાણા.

" આબુ દેલવાડાના જિનાલયોમાં બુટ પહેરીને યુરોપીયનો જતા આવતા, તે બંધ કરાવવાને કેટલીક કોશીશો ચાલતી હતી. પરંતુ આપણા સમાજને ન્યાય અપાયો ન હતો; તે કામ આચાર્યશ્રીએ અજમેરમાં રાજપુતાનાના એજન્ટ ટુ ધી ગવર્નરને મળી ઘડીના છટ્ઠા ભાગમાં સાધી આપ્યું હતું. જેને પ્રતાપે આજ એ જિનાલયોની પરમ પવિત્રતા સચવાઈ રહી છે.

" આચાર્યશ્રીની મુલાકાત મને છુટી છવાઈ ત્રણ વખત થઈ છે. અંગ્રેજોને તેઓ બહુજ શાંતિથી જૈનધર્મનું રહસ્ય સમજાવી શકતા. જુનાગઢ ગિરનારના કેટલાએક ભાગોમાં પ્રાચીન શિલાલેખો અસ્તવ્યસ્ત સ્થિતિમાં જ્યાં ત્યાં પડયા હતાં, તે શિલાલેખોની સંભાલ કરવા જુનાગઢના એડમિનીસ્ટ્રેટર કે જે યુરોપીયન હતા, તેઓને મળી શિલાલેખો માટે સુરક્ષિત સ્થાન થવાની ભલામણ કરતાં અને એ શિલાલેખોની મહત્તા જણાવતાં તેમનું સંગ્રહાલય તૈયાર થએલું આજ આપણે જોઈએ છીએ.

" જૈનશાસનના તેઓ સાચા સ્વયંસેવક હતા. આવો સાચો સ્વયંસેવક અસ્ત થવાથી આજ અનેક તોફાનોનું શમન કરનાર કોઈ નજરે ચઢી આવતું નથી.

" પાલીતાણામાં જૈનગુરુકુલ જેવી મહાન્ સંસ્થા અને શિવપુરામાં જે આશ્રમ ચાલુ છે, એ જૈનસમાજના ઉત્કર્ષ માટેની સંસ્થાઓ એ મહાત્માશ્રીની જ પ્રસાદી છે. તેઓશ્રીના જીવનની રૂપરેખા અને તેઓનાં શાસન-સેવાનાં કાર્યોનું દિગ્દર્શન અગાઉનાં વકતાઓએ કરાવેલું છે જેથી એ પરત્વે હું વધારે સમય રોકતો નથી. આવા સાચા સ્વયંસેવક થવા આપણે સૌ કોઈએ પ્રયત્નશીલ થવું જોઈએ. તેમાંજ આપણો ઉદય છે. "

## મુનિશ્રી અજિતવિજયજી, શિરપુર.

" આ મહાત્માશ્રીએ જૈન અજૈન સૌના ઉપર ઉપકાર કર્યો છે તેમણે પોતાનાં કાર્યોથી પોતાનું નામ અમર કર્યું છે. તેમનું ચરિત્ર આ દેશની જ નહિ, યૂરોપની પણ કેટલીક જુદી જુદી ભાષાઓમાં પ્રકટ થયુ છે. કાશીમા જઇને તેમણે વિદ્યાનો ખૂબ પ્રચાર કર્યો. તેમના શિષ્યો ધુરંધર વિદ્વાનો અને લેખન તથા વકતૃત્વ શકિત ઉત્તમ રીતે ધરાવનારા છે. તેઓ શિવપુરીમાં વિદ્યાપ્રચારનું કામ જોરશોરથી કરી રહ્યા છે "



## માસ્તર હરગોવિંદદાસ શિરપુર.

" વિજયધર્મસૂરિજી એક અપૂર્વ પ્રભાવશાલી પુરૂષ હતા; તેઓશ્રીના સમાગમમાં જેઓ આવ્યા છે, તેઓ કયારે પણ તેમને ભૂલી શકે તેમ નથી. તેમણે સાહિત્ય સબધી સંપૂર્ણ સહાયતા આપી અજૈનોને જૈનધર્મના રાગી અને જૈનધર્મમા રસ લેતા કર્યા છે. તેમની વાણી અને જ્ઞાન એવાં મધુર હતાં, કે આજે તેમની પાછળ જગત મુગ્ધ બની રહ્યુ છે. જૈનોના કટ્ટર દ્વેષીઓના હાથેજ તેમણે કાશીનરેશની અધ્યક્ષતામા ' શાસ્ત્ર વિશારદ 'ની પદવી લીધી હતી આજે આખું જગત્ તેમને માન આપી રહ્યુ છે. આખા સાધુ-સમુદાય તરફ દૃષ્ટિપાત કરતાં કોઇ પણ સાધુએ જો અપૂર્વમાં અપૂર્વ માન મેલવ્યું હોય તો તે એકજ વિજયધર્મસૂરિજી છે આપણા કમભાગ્ય કે તેઓ લાંબો કાલ આ સંસારમાં રહી શકયા નહિ. તેઓશ્રીનાં અધૂરાં કાર્યોને તેમનો વિદ્વાન્ શિષ્યવર્ગ પૂરાં કરે, એવી આશા છે. ગૃહસ્થ વર્ગે, તેમની સ્થાપન કરેલી સંસ્થાઓને મદદ કરી પુષ્ટ કરવાની જરૂર છે. "



## શેઠ નગીનચંદ લીલાચંદ શિરપુર

"સ્વર્ગવાસી મહાત્મા જૈન સમાજમાં 'કોહીનૂર' સમાન હતા તેઓ આજમાનના કેટલાક સાધુઓની જેમ ઉપાશ્રયની ચાર દિવાલોની વચમા બેસીને ગર્જના કરનારા નહિ હતા જૈન કે અજૈન સૌને જાહેર મેદાનોમાં ઉભા રહીને મહાવીરનો સાચો સંદેશ સંભળાવતા હતા. તેઓ જ્યાં જતા ત્યાં જાહેર ભાષણો આપતા જે શંકા કરવા આવતા તેઓને શાંતિપૂર્વક સુંદરને સમાધાન કરતા. તેઓ સ્વદેશીના પૂરા હિમાયતી હતા તેમના વ્યાખ્યાનોમા ન કેવળ હાજીહા કરનારો ભક્ત વર્ગ, બલ્કે કલેક્ટરો મેજીસ્ટ્રેટો અને એવા મ્હોટા વિદ્વાનો આવતા અને આગળ પડતો ભાગ લેતા સજ્જનો મહારાજશ્રીએ રોપેલા વૃક્ષને આપણે તન, મન, ધનથી સિંચન કરવું જોઇએ."

---

## નવમી જયન્તી

| ગામ | પ્રેસિડેંટ | વક્તાઓ |
| --- | --- | --- |
| ૧ શિવપુરી | સમાધિ મંદિરમાં ગુરૂદેવની મૂર્ત્તિની સ્હામે | હરિલાલ નાથાલાલ<br>અમેચંદ ભગવાનદાસ<br>મુનિ શ્રીહિમાંશુ વિજયજી<br>પંડિત રતિલાલ દેસાઇ<br>,, ભીખાલાલ દેસાઇ<br>ડૉ. ક્રોઝે ( સુભદ્રા દેવી )<br>ઉપાધ્યાય શ્રીમંગળવિજયજી<br>મુનિરાજ વિદ્યાવિજયજી<br>નવાબ સાહેબ બહાદુર |

| | | |
|---|---|---|
| ૪ પાલણપુર | મુનિરાજ શ્રીજયન્તવિજયજી | શ્રી વીરચંદ વાલચંદ<br>ચુનીલાલ હેમાજી<br>નાથાલાલ છગનલાલ<br>મણિલાલ ખુશાલચંદ પરીખ<br>મુનિ શ્રીલલિતવિજયજી<br>મુનિ શ્રીવિશાળવિજયજી<br>મુનિરાજ શ્રીજયન્તવિજયજી |
| ૫ કલ્યાણા | અંગ રચના–પૂજા વિગેરે. | |
| ૬ માણસા | પ્ર૦ શ્રીઋદ્ધિસાગરજી | મુનિ શ્રીહેમેન્દ્રસાગરજી અને બીજાઓ |
| ૭ ધંધુકા | મુનિ શ્રીધરણેન્દ્રવિજયજી | લાલભાઈ મહેતા |
| ૮ વડોદરા | પંન્યાસ શ્રીઉદયવિજયજી | પંડિત લાલચંદ ભગવાનદાસ<br>પ્રો. કામદાર<br>પં. શ્રીઉદયવિજયજી |
| ૯ મૈસુર | મુનિ શ્રીભાવવિજયજી | શા કસ્તૂરચંદ હકમાજી<br>મુનિ શ્રીભાવવિજયજી |
| ૧૦ ચાંદરડ | મુનિ શ્રીસુમતિ મુનિજી | શેઠ કેશવલાલ<br>મુનિરાજ સુમતિમુનિજી<br>માસ્તર શાન્તિલાલ |
| ૧૧ જોધપુર | મુનિ શ્રીજ્ઞાનસુંદરજી | જુદા જુદા વક્તાઓ |

# કેટલાંક ભાષણોનો સાર.

## ન્યાયાચાર્ય પંડિત રામગોપાલાચાર્યજી–શિવપુરી

" યદ્યપિ મહાવીરસ્વામીના સમય પછી અનેક જૈનાચાર્યોએ જૈનધર્મની પ્રભાવના કરી છે, અને હજારો બલ્કે લાખો ગ્રંથોની રચના કરી છે. પરન્તુ વિજયધર્મસૂરિના જીવનમાં જે એક વાતની વિશેષતા છે, તે એ છે કે–તેમણે ભગવાન્ મહાવીરદેવની, આપસના વૈર–વિરોધ શાન્ત કરવાની, ભાવનાને ચરિતાર્થ કરી બતાવી છે. આ વૈર–વિરોધોને મટાડવાનો ઉપાય દરેક વસ્તુને સ્યાદ્વાદદષ્ટિથી જોવી, તે છે. સ્યાદ્વાદદષ્ટિથી જોનારો માણસ કદિ કોઈના મતને જૂઠો કિંવા આક્ષેપયુક્ત નજરથી ન જોઇ શકે. વિજયધર્મસૂરિએ આ વસ્તુને વ્યાવહારિકદષ્ટિએ ચરિતાર્થ કરી બતાવી છે તેમણે જૈનો અને બ્રાહ્મણોનો વિરોધ શાન્ત કર્યો વિજયધર્મસૂરિએ જગતને મેળવવાનું કામ કર્યું છે, નહિં કે વૈર વધારવાનું. અને તેટલા માટે તેમણે ભગવાન્ મહાવીરના કાર્યનું સાચું અનુકરણ કર્યું છે તેમણે આ વીસમી સદીમાં ખરી રીતે ધર્મનો વિજય કર્યો છે "



## શ્રીમન્ત સરદાર ખાસે સાહેબ મહારાજ–શિવપુરી.

" મારો અનુભવ છે કે આ સંસ્થા (શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ) એક ઉંચા દરજાની સંસ્થા છે આ સંસ્થાના મુખ્ય સંચાલકો આચાર્ય મહારાજ અને મુનિવિદ્યાવિજયજીનો મારા ઉપર કેટલો પ્રેમ છે, એને હું સારી રીતે જાણું છું આજનો દિવસ એ એક મહાન્ પુરૂષનો ' મેમોરિયલ ડે ' છે અને તેજ આજના દિવસની ખાસ વિશેષતા છે મહારાજા શિવાજી અને મહારાણા પ્રતાપ જેવા પુરૂષોનું સ્મરણ આપણે કરીએ છીએ, જયંતી ઉજવીએ છીએ, પરન્તુ તેમાં અને આજના દિવસમાં ફરક છે તેઓ ઐતિહાસિક વિભૂતિઓ હતા અને તેમની

વિભૂતિઓનું કાર્યક્ષેત્ર આપણાથી દૂર હતું. જ્યારે વિજયધર્મસૂરિ આપણાજ સમયમાં આપણીજ સ્હામે થઇ ગયા છે. ઘણાઓએ તેમના ઉપદેશામૃતનું પાન પણ કર્યું છે. તેઓ ધર્મમૂર્ત્તિ હતા. અને તેમનું એક કાર્ય કે જે તેમના એક પ્રિયપુત્ર સમાન હતું; તે-વીરતત્ત્વ પ્રકાશક મંડળ-અહિંજ મૌજૂદ છે તેમનુ 'મેમોરિયલ ટેમ્પલ' પણ અહિં આપણી સ્હામે છે. બીજી સંસ્થાઓ કરતાં આ સંસ્થાના વિદ્યાર્થીઓને હું વધારે ખુશકિસ્મત સમજું છું કે જેઓ વિજયધર્મસૂરિ જેવા વિખ્યાત મહાત્માની ચરણમાંજ રહે છે.

મહાજનો, શિવપુરી એક ખરેખર પુણ્યભૂમિ-તીર્થ છે. આ ભૂમિમાં અલૌકિક ગુણો છે. શ્રીજીજામહારાણીની છત્રી અહિં મૌજૂદ છે. આ છત્રી કોણે કયા પ્રેમથી બનાવી છે, એ એના દર્શકોએ ધ્યાનમાં લેવા જેવુ છે. જીજા મહારાણીની છત્રી એ માધવરાવ મહારાજ સિંધિયાની માતૃભક્તિનો આદર્શ નમૂનો છે. જે પુત્રે એ માતાની છત્રી બનાવી છે. તેમની પણ છત્રી તેની સ્હામેજ બની રહી છે. માધવરાવ મહારાજ

" આ સંસ્થામાં એક એ પણ વિશેષતા છે કે અહિં યૂરોપીયન વિદ્વાનો આકર્ષાઇને આવે છે. અને સંસ્થાને લાભ આપે છે ને પોતે પણ લે છે. આપણી સામે બેઠેલા બન્ને જર્મન વિદ્વાનો એ એનાં ઉદાહરણો છે. હું ડૉ. ક્રોઝે અને ડૉ. એલ્સડોર્ફને અનુરોધ કરૂં કે તેઓ પોતાના દેશના બીજા વિદ્વાનોને પણ લાવે, અને આ સંસ્થાને લાભ આપે ને લે.

" આ સંસ્થા એ ગ્વાલીયર રાજ્યની શોભા સમાન છે અને તેથી હું મારા તરફથી અને ગ્વાલીયર દરબાર તરફથી આ મુનિરાજોને ધન્યવાદ આપું છું કે-જેઓ અમારા રાજ્યમાં આટલું બધું સુંદર કામ કરી રહ્યા છે. આ સંસ્થાથી રાજ્યની કીર્ત્તિને પણ મોટો ફાયદો છે. અને એ જણાવતાં ખુશી થાય છે કે એજ્યુકેશન ડિપાર્ટમેંટ તરફથી જે છસો રૂપિયા વાર્ષિક ગ્રાંટ આ સંસ્થાને મળતી હતી, તેને આજની તારીખથી બમણી એટલે બારસોની કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

" અંતમાં સ્વ૦ મહાત્મા વિજયધર્મસૂરિજીનો આત્મા અમારા બાળ મહારાજા સાહેબ, બન્ને રાજમાતાઓ અને આખા રાજ્ય કુટુંબ ઉપર આશીર્વાદ વરસાવે. અને તેઓનો પ્રેમ હમેશાં બની રહે એવી અંતિમ પ્રાર્થના કરૂં છું. "



## રાષ્ટ્રપતિ સરદાર વલ્લભભાઇ પટેલ મુંબઈ.

" સૌરાષ્ટ્રરત્નોની ભૂમિ છે. મહાપુરૂષોના ગુણો ગાવા તે આપણો ધર્મ છે. પણ એકલા ગુણ ગાવાથી આપણું કલ્યાણ નથી. ઇમ્પીરીયલ બેંકમાં રૂપિયા હશે, પરન્તુ ત્યાંના કલાર્કોને તો તે ગણીને હાથ કાળા કરવા પડશે. અને જેટલો પગાર હશે, તેટલાજ પૈસા મળશે. મહારાજશ્રી ધર્મવિજયજીનું જીવન આપણી સમક્ષ પડેલું છે. જેનો તેમનું જીવનચ-

ચિત્ર જાણે છે. પણ તેમા તમારી મર્યાદા છે તમારો અધિકાર એ કન્યા કેળવણીના પગાર જેવો છે જેમ તમે તે મર્યાદા વધારશો તેમ તમારો અધિકાર વધશે. અને તમે મહારાજશ્રીના સિદ્ધાન્તો જીવનમા ઉતારી શકશો. એકનો બીજો ચાંદલો કરવાથી જૈન થવાતુ નથી પરન્તુ જૈનમાં ખરા જૈનત્વની ભાવના હોવી જોઈએ. આપણામાં જો લાયકાત ન હોય તો આજેજ આપણે આત્મશુદ્ધિ કરી લેવાનો નિર્ણય કરી લેવો જોઈએ જો તેમ ન કરો ને એક ક્યારે ખુને, તેના ચિંતવનમા રહો તો પછી મારો, મુનિરાજોનો અને તમારો વખત નકામો ગયો છે જૈનધર્મ સર્વોપરિ મનાય છે. ' अहिंसा परमो धर्मः ' એ જૈનધર્મનો સિદ્ધાન્ત છે. આ ધર્મ જો કાયરોનો હોય, તો તેને આપણે છોડી દઈએ અત્યારે ઘણા માણસોમા એવી લાગણી પેદા થઈ છે કે, જૈનકોમની જ્યાં મોટી વસ્તી છે ત્યા અહિંસાના પોકળ પ્રચારથી કાયરતા પેદા થઈ છે પરન્તુ આપણામા એક જૈન પેદા થયો છે, તે આજે અહિંથી પાંચ હજાર માઈલ છેટે બેઠો છે, તેને નગણામા નગણો માણસ કમ ગુનાહિત ખરકાવી દે, તેમ છે પરન્તુ તેનામા જે તેજ ભરેલુ છે, તેનાથી આખી દુનિયાને ડોલાવી રહ્યો છે અને તે રીતે તે મહાપુરુષ જૈનત્વને શોભાવી રહ્યો છે અને તેથી આપણે મહાત્મા ગાંધીની જય પોકારીએ છીએ . જે ધર્મમાં અહિંસા સત્ય અને સદાચારના સિદ્ધાન્ત છે, તે ધર્મના અનુયાયિઓમાં પક્ષાપક્ષી હોય કુસંપ હોય, તો પછી આખા દેશની એકતા કેમ થાય ? તમારામા ઝઘડા સાંભળી મને દુઃખ થાય છે, કલેશ થાય છે તમને આવા ઝઘડા શોભતા નથી. હુ જૈનકોમનો સાચો સિપાઈ થવા ઇચ્છુ છુ તમારામા દયાને પ્રેમનો સાગર હોવો જોઈએ

બ્હેનોને નમ્રપ્રાર્થના કરૂં છું કે–તેઓએ હાથે વણાયેલા સુતર અને હાથે વણાયેલા કાપડને પહેરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. તમે હિંમતથી, સત્યથી અને સદાચરણથી ચાલો અને કંગાળ બનેલા આ દેશને સમૃદ્ધિવાન થવાની તૈયારીઓ કરો.



## શ્રીયુત મણિલાલ કોઠારી. મુંબઇ.

"જે મહાન્ પુરૂષની જયન્તી ઉજવવા આજે આપણે એકત્રિત થયા છીએ, તેમણે જૈનધર્મની, જૈનસંપ્રદાયની, તથા જૈનસાહિત્યની ભારે સેવા બજાવી છે. તેમનામાં રહેલી વિશાળ ભાવના આપણામાં નથી. એ તો આપણે કબૂલ કરવુંજ રહ્યું. પૂર્વે જૈન કોમ ઘણીજ મોટી હતી. પણ હાલમાં તે સ્થિતિ નથી. આપણી સંખ્યામા ઘટાડો થયો છે. આપણે નીચે ઉતરતા જઇએ છીએ. હિંદુસ્થાનમા પૂર્વે જૈનોની જ્હોજલાલી હતી. આજે જૈનોમાં, અગાઉના જૈનોએ બંધાવેલ તીર્થોની રક્ષા કરવાનીયે તાકાત નથી. આપણે મહારાજ શ્રીવિજયધર્મસૂરિજીના જીવનનો અભ્યાસ કરીને તેમનામાંના ગુણો આપણા જીવનમાં ઉતારવા જોઇએ. હું સાધુ મહારાજાઓને પ્રાર્થના કરૂં છું કે તમારૂં સ્થાન રાહેરો અને ઉપાશ્રયોમાં નથી. પરન્તુ રાષ્ટ્રના કલ્યાણમાં છે. તમારૂં સ્થાન અમદાવાદની મીલોનાં ભૂંગળામાંથી ધૂમાડા કાઢી ગરીબોનાં લોહી ચૂસનાર જૈનો વચ્ચે નથી, પરન્તુ ગામડાઓમાં તમારો સંદેશો ઝીલનારી પ્રજા વચ્ચે છે. જેમ ભગવાન મહાવીરે અનાર્યોને અપનાવવા માટે પ્રયાણ કર્યું હતું, તેમ કરો અને રાષ્ટ્ર ધર્મને બરાબર બનાવો. આજે આણંદજી કલ્યાણજીની પેઢી નાણાંથી આપણા તીર્થો નહિં રક્ષી શકે, એકાદ બે માણસની લાગવગથી તીર્થો બચી નહિ શકે. પૂર્વે થયેલા પાપના પ્રાયશ્ચિત્ત ખાતર તમે રાષ્ટ્રયજ્ઞમાં તમારો ફાળો આપો. સાધુઓ અને

આચાર્યોને વિનતી કરૂ છુ કે તમે મહાત્મા ગાધીને ઓળખો અને રાષ્ટ્રમાં ફાળો આપવા તૈયાર થાઓ. ”

*

**શ્રીયુત ચતુર્ભુજ જયચંદ બી એ એલએલ બી ભાવનગર**

“ જૈન ધર્મનો વિદેશમા પ્રચાર કરવા માટે સુરિજીએ સારો પ્રયાસ કર્યો હતો. આપણા માટે આ દિશા તેઓએ લગભગ નવીજ બતાવી છે જૈન સ્કોલરો ઉત્પન્ન કરવા માટે તેઓશ્રીએ જે પ્રયાસ કર્યો છે, ત્યારપછી આપણે કાઇ કરી શકયા નથી. ”

*

**મુનિરાજ શ્રીકપૂરવિજયજી ( સન્મિત્ર ), ભાવનગર**

‘ મારે મહારાજશ્રી સાથે સારો પરિચય હતો. મને ખાસ બનારસ બોલાવવામા આવ્યો હતો. મિશીનરી જેમ પ્રચાર કરવાની ટેવ અને પ્રોફેસર વિગેરેને મળવાની હિમ્મત તેમનામાં અનુકરણીય હતી. ’

*

## ઇનામી નિબંધો.

જુદી જુદી જયન્તીઓ પ્રસંગે શ્રીગુરૂદેવના જીવન સંબંધી ઇનામી નિબંધોની યોજનાઓ કરવામાં આવી હતી. આ યોજનાઓમાં જે ભાઈઓએ લાભ લીધો હતો, તેઓનાં નામો નીચે આપવામાં આવે છે.

| નંબર | લેખકનું નામ | વિષય |
|---|---|---|
| ૧ | શ્રીયુત ટપુભાઈ વસાણી અમરેલી | શ્રીવિજયધર્મસૂરિજીને અર્ધ્ય. |
| ૨ | પ્રદ્યુમ્ન મ્હેતા, ભાવનગર. | સદ્દામાંથી સર્વજ્ઞના સિંહાસન સન્મુખ. |
| ૩ | મણિલાલ ગભરૂચંદ પાટણ. | શ્રીવિજયધર્મસૂરિજીનું જીવન. |
| ૪ | સુરજમલ પૂનમચંદ પાટણ. | શ્રીવિજયધર્મસૂરિજીનું આન્તરિક જીવન. |
| ૫ | શાંતિલાલ ગુલાબચંદ પારેખ. મહુવા. | શ્રીવિજયધર્મસૂરિ. |
| ૬ | ગિરધરલાલ કુંઅરજી શેઠ. સુરત. | નવયુગ પ્રવર્તક શ્રીવિજયધર્મસૂરિ. |
| ૭ | ,, | શ્રીવિજયધર્મસૂરિજીનો જગતને સંદેશ |
| ૮ | ,, | શ્રીવિજયધર્મસૂરિજીની સાહિત્ય સેવા. |
| ૯ | શ્રીયુત પ્રભુદાસ 'બસી' ભાવનગર | નવયુગ પ્રવર્ત્તક તરીકે શ્રીવિજયધર્મસૂરિ. |
| ૧૦ | યશવન્તરાય ગિરિજાશંકર પાઠક ભાવનગર. | નવયુગ પ્રવર્ત્તક તરીકે શ્રીવિજયધર્મસૂરિ. |

॥ श्री ॥

# श्री विजयधर्मसूरि स्तुति ।

( योजक—श्रीयुत भारद्वाजजी. शिवपुरी )

धर्मध्वजा फहरावन हेतहि साधुन को जिन भेप धरो
निज धर्म की गङ्ग तरङ्गन तें यह भारतवर्ष पवित्र करो
घूम मची फिर गूरुप लौं निज धर्म सुधार प्रचार करो
धर्म धुरन्धर धर्मविजय उन सूरि को चित्त में ध्यान धरो

(१) यशुदा यह किसको याद में जादू सा भरा है
बस खुद ब खुद जो दिल यह तेरा सैर हुआ है।

(२) क़िस्मत का तो मसला किसी काहिलने घड़ा है
मेहनत है कोई चीज़ यहा ध्यान हुआ है।

(३) दुनियां में नहीं शै कोई मुमकिन जो नहीं है
तासीर यादे धर्मविजय सूरि हुआ है।

(४) बचपन में किताबों को दरे ताक़ रखा है
फिर शौके क़ुतुबबीनी बलूग़त में हुआ है।

(५) बहरे उलूम संस्कृत उबूर किया है
मशहूर नाम मशरिक़ो मगरिब में हुआ है।

(૬) घर उनकी इल्मियत ने यह मग़रिब में किया है
तालिब यहां इल्म का डाक्टर भी हुआ है।

(૭) मखज़न भी इल्मियत का यह हिन्द बड़ा है
साबित यह यहां चोट से डंके की हुआ है।

(૮) निर्वान प्राप्त आजही मुनीवर को हुआ है
यूं ज़ेरे सदर राव साहिब जलसा हुआ है।

अर्हम्

# श्रीधर्मवियोगमाला

( रचयिता–न्यायतीर्थ–[illegible]लंकार–मुनिश्री हिमांशुविजयजी । )

सदा सुधाजित्वरभावतां गता
गौर्यस्य सत्कैरवमुत्करी स्मृता ।
वियोगिसंयोगिसुखप्रदश्च यो[4]
हाऽस्तं गतो धर्मविधुः स नूतनः ॥ १ ॥

पदार्थसार्थाब्जमलंकरिष्णुः
तमःप्रचारं च निराकरिष्णुः ।
आढ्यंभविष्णुश्च कुवादिघूके
श्रीधर्मसूरी रविजिष्णुरस्तः ॥ २ ॥

लयं प्रयाते गुणरत्नपूर्णे
धर्माऽम्बुधौ श्रीकलिते कलौ हा ( ! ) ।
चंद्रः सदा दुख्यति दग्धचेता
रवौ यथाऽब्जं, वनिता च पत्यौ ॥ ३ ॥

---

१ वाणी, किरणश्च । २ सज्जनकुमुदानन्दकारिणी । ३ महात्मा प्रियाऽऽयुक्तश्च । ४ धर्मविधोर्विशेषणम् । ५ वियोगिनामपि सुखप्रदत्वेन सदा सुधाजित्वरभावत्वेन च नूतनत्वम्–अद्वितीयत्वम् । ६ सूर्यतुल्य–इत्यर्थः । ७ श्रीधर्मसूरिरेवाम्बुधिस्तस्मिन् । ८ ज्ञानादियुक्ते, अम्बुधिपक्षे तु श्रीर्नारायणभार्या तया युक्ते । ९ शीतद्युतिः, ग्रन्थकारश्च । १० रवौ लयं प्रयाते इति योजनीयम्, एवं पत्यावपि ।

अस्मान् विहाय त्रिदिवं गते हहा (!)
श्रीधर्मसूरौ सुगुरौ गिराविव ।
वज्राऽऽहतिः संपतिता नैकल्पिता
हाऽस्मासु दुर्दैवसुरेन्द्रकोपतः ॥ ४ ॥

निरंतर प्रीतिपरम्परां ते
निस्वार्थबन्धोर्मयि बन्धनाशाम् ।
स्मृत्वा जनोऽयं त्वयि मादृशोऽपि
सद्भक्तिचित्तः, न तु मोहतोऽस्ति ॥ ५ ॥

श्रितवति दिव सूरीशे हा (!) जगन्मनुजैस्त्वयि
विबुधमुनिभिर्दीर्घः शोकः कृतो बहु मानसे ।
नरपतिगणैश्चाऽपि प्रोक्तं हहाऽद्य रविर्गतो
गुणिगणनुतः शास्त्रोद्धारी गुरुः प्रविहाय न. ॥६॥

निन्दामि दुर्भाग्यततिं ममाऽहो (!)
मया चिर यत् समुपासितो न ।

---

१ अकल्पिता । २ दुर्दैवमेव सुरेन्द्र तस्य कोपाद् गिरौ यथा, तथाऽस्मासु, इत्यर्थ । ३ कर्मबन्धनाशनीम् । ४ विरापकार -हिमांशुवि० ।

भूरीश्वरार्च्यो हितदानदक्षः
श्रीधर्मसूरीश्वरकल्पवृक्षः ॥ ७ ॥

नासाग्रदत्तस्वपवित्रनेत्रं
पर्यंकबद्धासनकं ननाम्मम् ।
हृदि स्मरन्तं जिनराजदेवं,
धर्मं स्मरामि स्मरणीयसेवम् ॥ ८ ॥

हृदयं दृषदा विनिर्मितं
किमु वा वज्रचितं गुरो ! मम ? ।
अविहाय गते गुरौ त्वयि
स्फुटित यन्न सुदृष्टमानसम् ॥ ९ ॥

जिनपे त्रिशलासुते शिवं
प्रगतेऽह्नो ! किल गौतमो वशी ।

---

१ सूरिभूपपूज्य· । २ श्रीधर्मसूरिरेव कल्पवृक्षः, हितदानदक्षत्वात् । ३ श्रीधर्मसूरिं । ४ स्मरणविषया न तु दर्शनविषया यस्य तम्, स्वर्गगामित्वेन तदप्राप्तेरेवमुक्तम् । ५ पद्येऽस्मिन् वियोगिनीवृत्तं वैतालीयं चास्यापरं नाम, एतल्लक्षणं तु छन्दोमञ्जर्यामेवं प्रदर्शितं षष्ठे स्तबके—

षड् विषमेऽष्टौ समे कलास्ताश्च समे स्युर्नो निरन्तराः ।
न समाऽत्र पराश्रिता कला वैतालीयेऽन्ते रलौ गुरुः ॥

विललाप विभोर्वियोगतो
बहु मादृशजनस्य का कथा ? ॥ १० ॥

इन्द्रेति विद्येत्ययि [1] मंगलेति
न्यायेति भक्तीति जयन्तकेति ।
तथा विशालेति हिमांशुकेत्याऽऽ-
ह्वाताऽधुना कोऽमृतवाग् हि शिष्यान् ? ॥ ११ ॥

शुक्तिर्मुक्तामिव सुकमला मातमान्या प्रसूय,
त्वामुत्पाद्य क्षितिपनिनत रात्रचन्द्रोऽपि धन्यः ।
लोके मुख्यौ खलु सुतवता तावभूतां कृतार्थौ
काठीयावाड इति विषयः ख्यातनामाऽपि जातः ॥१२॥

उत्पन्नो महुवापुरे गुरुवरो यो मूलचंद्राख्यया
यो बाल्ये पणमानसोऽपि सुमतिः श्रीवृद्धिचंद्रान्मुनेः ।
संत्यज्याखिलसमृतिं मुनिपदं प्राप्त हितार्थं, ततो
जातोऽहो! जगतीन्लैकतिलकः श्रीधर्मसूरिः श्रिये ॥१३॥

---

१ महावीरप्रभो । २ श्रीविजयेन्द्रसूरिं । श्रीविद्याविजयमुनिं । श्रीमङ्गलविजयोपाध्याय । श्रीन्यायविजयमुनिं । श्रीभक्तिविजयपन्यासं । श्रीजयन्तविजयमुनिं । श्रीविशालविजयमुनिं । विलापस्तुतिकर्तारं हिमांशुविजय च प्रति हे इन्द्र ! इत्यादिसम्बोधनेनात्र सुधामधुरं कस्त्वदन्य आह्वास्यतीत्यर्थ । ३ पद्येऽत्र मन्दाक्रान्तावृत्तम् ।

येनाऽऽसेव्य गुरुक्रमौ सुमनसा लब्ध्वा ततश्चाऽऽशिषं
भूमौ दिग्विजयः कृतो बहु जवाद् बुद्ध्या स्वया श्रेष्ठया।
निद्रायां पतितान् स्वदेशमनुजानुत्थाप्य योऽधारयद्
राजानः प्रतिबोधितास्तपबलैः शक्त्यक्षिसंख्याः पुनः॥१४॥

काशीनाम्नि पुरे सुपण्डितवरे गत्वा सहित्वा श्रमं
धर्मोद्धारकृते त्वया सुगुरुणा [1]विद्यालयः स्थापितः।
उत्पन्नाश्च ततः प्रचण्डविबुधा [2]वादीभपश्चाननाः
केचिन्न्यायविदश्च [3]लक्षणविदः केचित् कवीशाः पुनः॥१५॥

नृपः [4]काश्याः श्रेष्ठो गुणिगणहितो भक्तिसहितो
गुणैस्तुष्टो भव्यैर्विविधविबुधैरास [5]! सहितः।
मुदा मध्येकाशि प्रबलतरसत्कारसहितं
ददौ ते सूरित्वं गुरुतरमहात् [6]पण्डितपदम् ॥ १६ ॥

---

१ श्रीयशोविजयजैनपाठशालानामा। २ वादिकुञ्जरकेसरिणः। ३ वैयाकरणाः। ४ श्रीप्रभुनारायणसिंहाभिधानः। ५ पं० सतीशचन्द्रविद्याभूषण, पं. कैलासचन्द्र, पं. जीवनाथमिश्र, पं. वागीशभट्टाचार्य, पं. जीवनभट्टाचार्य, पं. जयदेवमिश्र, पं. मधुसूदनमिश्र, पं. तात्याशास्त्री, पं. सुधाकरशास्त्री, पं. सीतारामशास्त्री, पं. राममिश्रशास्त्री, पं. पद्मनाभशास्त्रीत्यादिविबुधैः। ६ 'शास्त्रविशारदजैनाचार्य' इति पदम्।

यूरोपाऽऽदिकदेशपंडितगणा शकाऽभिमानाऽऽकुला,
प्रीत्या मौढसुपद्योत्तरगिरा निस्संशयास्ते कृता ।
ग्रन्था विंशतिसंख्यकाश्च लिखिता येनाऽतिलाभप्रदाः
सूरीशो बुधपकजोग्रकिरण पूज्यः सदा मेऽस्तु स ॥१७॥

सिल्वन्लेविम्रुविद्वान् उपदेशशुश्रूषुस्त्वामुपगत ।
मृत्युशय्यागतस्त्व करुणयोपादिशस्तं माधु ॥ १८ ॥
दर्शनतः स हि ते तुष्टमना अगदीत् ।
नो तत्र तुल्य इहाऽन्योऽस्ति महान् पुरुप. ॥१९॥ युग्मम् ।

ग्रामे शिवादिकपुरे प्रवरे शिवाऽऽकुले
सूर्याद्धि सिद्धिमुनितो नवचद्रसमरे ।
भाद्रे चतुर्दशमयसयुते सुपक्षके
वारे कुंजे स्वरगमद् गुरुधर्मसूरिकः ॥ २० ॥

---

१ धर्मदेशना—ब्रह्मचर्यदिग्दर्शन—द्रव्यपराजयादिग्दर्शन—देवकुलपाटकैतिहासिकरासमग्रह—प्राचीनतीर्थमालाऽहिंसादिग्दर्शनप्रभृतय. । २ एतन्नामा फ्रेंचदेशीय पण्डित । ३ पद्येऽत्र कलिकावृत्तं "भौ गः कलिका" इत्यस्य लक्षणं हैमछन्दोऽनुशासने अ० २–९९ । ४ शिवपुरीनामनि। ५ विक्रमसंवत् १९७८ वर्षे इत्यर्थ । ६ चतुर्दशदिवसयुते, चतुर्दशीयुक्ते इति भाव । ७ शुक्ले पक्षे । ८ मंगले । ९ श्रीधर्मसूरि शिवपुरीनगरे वि सं. १९७८ भाद्रपदशुक्लचतुर्दश्यां मंगलवारे स्वर्गलोकमगच्छदित्यस्य तात्पर्यम् ।

गूर्जरे जन्म यस्याऽऽसीत् काइयां जयो बुधपर्षदि ।
कालस्तु मालवे भौमे चतुर्दश्यां शिवे पुरे ॥ २१ ॥
ध्यायन् वीरं स्वं प्रभुं प्रान्तकाले
चित्ते चिन्त्यं योगिभिश्चाभिवन्द्यम् ।
त्यक्त्वा मोहं शिष्यवृन्देष्वपीह
मातर्ज्ञानी देवलोकं प्रयातः ॥ २२ ॥
विंशतितमशताब्द्यां तु सूरिशतेनापि या नो धर्मस्य ।
सैकेनोन्नतिस्त्वया धर्मगुरुणा कृतेति मन्ये ॥ २३ ॥
येनानेकानि कार्याणि कृतानि शासनस्य सः ।
जैनस्य, धर्मसूरिः सन् नैव्यो नैव्यो कथं नहि ? ॥ २४ ॥
'शुद्धोपदेशनीरं यो वर्षन् जनमनःक्षितौ ।
श्रीधर्मसूरिमेघो हा ! क गतो लोकशोकहृत् ? ॥ २५ ॥
उदयपुर-योधपुरेन्द्र पुर-जामनगर-गोंडल काशीन्द्राः ।
त्वां नेमुर्मुने ! शुद्धोपदेशं शुश्रुवुश्चक्रुर्धर्मम् ॥ २६ ॥

---

१ काठीआवाडस्य गूर्जरान्तर्वर्तित्वात् सामान्येन 'गूर्जरे' इत्युक्तम् । २ श्रीविजयधर्मसूरेः । ३ स्वर्गगमनम् । ४ श्रीमहावीरतीर्थकृतम् । ५ अत्र शालिनीवृत्तम् । ६ अपूर्वः श्रेष्ठो वा । ७ नवितुं-स्तोतुमर्हो नव्यः । ८ अत्र विस्तारभयात् स्तोकान्येव नरपतिनामानि लिखितानि, दरभङ्गादसाहानेन्द्रादिबहवोऽन्येऽपि सूरिणाऽनेनोपदिष्टा इति तु ग्रन्थान्तराद् ज्ञेयं विज्ञैः ।

[1]वैराग्यहस्तिनः पीठे समारोप्य स्वमानसम् ।
विवेकविनयाद्यैर्हि जीयात् क्रोधाद्यरीन् बुधः × ॥ २७ ॥

स्वजीवने दोषगणो महाशय !
समस्ति चेद्, भोः ! तव दोषभाषिणि ।
परोपरि त्वं वहसि क्रुधं कथं ?
न चेत्, तु तेन क्षतिरस्ति काऽपि ते × ? ॥ २८ ॥

रूपं तु धर्मस्य न साधनं हि
मतं शरीर मुनिभिः परन्तु ।
कुरूपभाजो बहवोऽपि लोका
अनुत्तरं सिद्धिपथं प्रजग्मुः × ॥ २९ ॥

वैरात्मनो रक्षणहेतवे भो !
विनैव मूर्छां परमार्थदृष्ट्या ।
निजस्य सर्वस्वविमोचनं वै,
ह्ययं शुभो वीरजिनोपदेशः × ॥ ३० ॥

---

१ अतः प्रभृति ४१ श्लोकपर्यन्तं श्रीविजयधर्मसूरीणामुपदेशविषयप्रणाली प्रणीयते । × इति चिह्नाङ्का उपदेशश्लोका सूरेव वचनादनूदिताः । कतिचित् सूरिवचनानि सगृह्य व्याकरणातृचूडामणिमुनिराज-पूज्यश्री-विद्याविजयैर्महाराजैः "वचनकुसुम" नाम्नि पुस्तके हिन्दीभाषयाऽनूदितानि व. सं. ३२ । २ वचनकुसुमसंख्या ३ । ३ वचन-कुसुमसंख्या ७ । ४ वचनसं० ४६ ।

न दुष्करं दुष्करकार्यसाधनं
न दुष्करं दुष्करकष्टमर्षणम् ।
वह्नौ प्रवेशोऽपि न दुष्करः स्मृतो
ब्रह्मव्रतं दुष्करदुष्करं त्वहो (!) ॥ ३१ ॥

प्रोक्तोऽर्हन् यत्र देवः सकलगुणगणैर्युक्त एनोविमुक्तो
हिंसामिथ्यादिदोषैरपरिगतमनाः पूज्यते सद्गुरुश्च ।
स्याद्वादस्तत्त्वरम्यस्त्रिभुवनगतकं वस्तु सन्निश्चिनोति
प्रोक्त षड्द्रव्यजातं प्रशमदमगुणाविष्टधर्मः स जैनः ॥ ३२ ॥

शैवो वाच्यः स एवान्यशिवकरणधीः सत्प्रयासः सदैव
प्रोक्तः सन्वैष्णवो यः परभयहरणे दत्तचित्तो भवेत् सः ।
वाच्यो जैनः स शुद्धोऽखिलजनमनसां सौख्यदः सद्गुणो य
आर्षे सत्पारसी यो विदधति विधिना नामधारी तदन्यः॥ ३३॥

श्राम्यन्ति संतोऽपि च यत्कृते द्रु,
तपन्ति यस्मै च तपांसि घोरम् ।
नमन्ति नम्याः खलु यद् गरिष्ठं
को नाम सत्यं नहि सेवते तत् ? ॥ ३४ ॥

संशेरते ये मनुजाः सदैव सर्वत्र लोकेषु पदे पदे ते ।
सिद्धिं लभंते न कदापि काले सुनिश्चितस्तु प्रलभेत सिद्धिम्॥३५॥

१ ब्रह्मचर्यम् । २ अत्र स्रग्धरावृत्तम् । ३ पूर्वोक्तगुणविशिष्टान्वितः ।

क्लेशलेशोऽपि यत्र स्यादसूयाव्यभिचारिते ।
तत्र सिद्धिर्न कार्याणां न धर्मो न सुखं पुनः ॥ ३६ ॥

यथा दानं हि सर्वत्र फलत्येव महीस्पृशाम् ।
तथा सेवाऽपि कुत्राऽपि पात्रापेक्ष फलप्रदा ॥ ३७ ॥

रैयादुपदेशे रागभयाऽऽविद्धजनस्यात्रश्यमिह ।
स्वार्थंफला तु स्यात्, न पुनर्वीतभयस्याऽरागयुज× ॥ ३८

य एव मित्र हृदयेन यस्य
पूर्वं, स कालेऽतिरिपु स्फुटं स्यात् ।
तस्येति सप्रेक्ष्य वदामि लाकाः !
रैथास्तुस्वभावे नहि वैरसख्ये ॥ ३९ ॥

विरोधकालेऽपि विपक्षवर्गे
सत गुणांश प्रविदन्ति चार्हैः ।
निष्पक्षतो ये मनुजास्त एव
धन्याः प्रमान्या इति मे मतं भो ! ॥ ४० ॥

जगद्भोगादुदासीन आसीनो ध्यानकुञ्जरे ।
अनासक्तो न लिप्येत कर्मणा ज्ञानमानसः ॥ ४१ ॥

---

१ मणिमध्य एव वृत्तमस्तीह पद्ये । २ रागिजनस्येत्यर्थः । ३ वीतरागस्येत्यर्थः । ४ स्थिरे । ५ शत्रुतामित्रत्वे । ६ शत्रुवर्गे । ७ कथयन्ति

लोकोपकाराय गुरो ! त्वमेवं–
   प्रकारतः सत्कृपयाऽभियुक्तः ।
कल्याणहेतुं च भवाब्धिसेतु–
   मुपादिशो धर्म ! सुधां सुधर्मम् ॥ ४२ ॥
बालानां पुरतस्तु बालवदभूरानन्ददो देहिनां,
   वृद्धो वृद्धगणेऽनुभूतिगुणतो योगीश्वरो योगिनाम् ।
ज्ञानी ज्ञानवताममेयमतितो वादीश्वरो वादिनां
   स्याद्वादस्त्वयि साधितोऽत्र विविधैर्धर्मैस्त्वयेत्थं गुरो ! ॥४३॥
मणिनिधौ गणितुं सफला कथं
   मणिगण गणनाकुशलाऽपि धीः ? ।
अणुबला सबलाऽस्तु तथा कथं
   गुणगणं गदितुं त्वयि मन्मति ? ॥ ४४ ॥
चरितनिर्मलपालनहेतुना
   परजनोपकृतेरुपदेशतः ।
जगति पडितमडितकीर्त्ति–
   स्त्वमसि धर्मगुरो ! कृतकृत्यकः ॥ ४५ ॥

---

१ पूर्वोक्तरीत्या । २ सुधर्म सुधा इति व्यस्तरूपकं । ३ अनुभव-गुणाद्धेतोः । ४ पुरत इति सर्वत्र यथासम्भव सम्बन्धनीयम् । ५ एकत्र-स्वस्मिन् बालत्ववृद्धत्वादीनां विरुद्ध–भिन्नधर्माणा साधनात् स्याद्वादः । ६ समुद्रे । अत्र पद्ये द्रुतविलम्बितं वृत्तम् ।

दशभाषासु—

हा ! भव्याब्जविकासने रविसमः ये आप जो लोकमें
छोडीने अमने घणाज दुखमां सामी कठे यें गया ? ।
हा ! सत्यत्यविगाहणामरगिरी ! हा (!) धम्म! जादो कहिं ?
शूलीशे ! कसटं हुवेय्य नरहं लोके वियोके तुमे ॥४६॥

प्राकृतभाषायाम् —

महापुरिसचिअगुणो महापुरिसोचिअसरीरलायण्णो ।
महापडिहासुजुत्तो जयइ गुरू धम्मसूरिन्दो ॥ ४७ ॥
अंजपज्जन्तं जहा हं रक्खियो सिक्खियो य किवाइ दि ।
तह एव रक्खिअव्वो सिक्खिअव्वो य सया सामी ! ॥४८॥

---

१ हा ! शास्त्रार्थविगाहनाऽमरगिरे ! हा ! धर्म ! यात. कुत्र ! सूरीश ! कष्टं भविष्यति नराणां लोके वियोगे तव ॥ इत्युत्तरार्धस्य संस्कृतच्छाया । पद्येऽस्मिन् क्रमशः 'संस्कृत–हिन्दी–गूर्जर-महाराष्ट्रीय-प्राकृत-शौरसेनी–मागधी–पैशाची–अपभ्रंश–चूलिकापैशाची इत्याख्या दश भाषा निबद्धाः सन्ति, शार्दूलविक्रीडितं वृत्तञ्च ।

२ महापुरुषोचितगुणो महापुरुषोचितशरीरलावण्यः ।
महाप्रतिभासुयुक्तो जयति गुरुर्धर्मसूरीन्द्रः ॥' इति संस्कृतछाया ।

३ अद्यपर्यन्तं यथाऽहं रक्षितः शिक्षितश्च कृपया त्वया ।
तथैव रक्षितव्यः शिक्षितव्यश्च सदा स्वामिन् ! ॥ इति छाया ।

गुरुदेव ! तुभाण णमो अत्थु मम पडिक्खणं सव्वभवेसु ।
सरणं तमेव भयवं ! मम भत्तस्स किवावत्तस्स ॥ ४९ ॥

चरित्तणाणसंजुत्तं धम्मजोययरं गुरुं ।
गुणेहिं गरुअं सिट्ठं धम्मसूरिं नमामि हं ॥ ५० ॥

महाप्पहावजुत्तस्स पतङ्गस्स व सेवणा ।
थोका वि ते पहा जायोदयाय मे कयस्स य ॥ ५१ ॥

विज्जाकमलवियासी पावपंकसोसी जयउपयारी ।
विज्जघरपहाहारी सूरव्वासि धम्मसूरिओ ॥ ५२ ॥

---

१ गुरुदेव ! तुभ्यं नमोऽस्तु मम प्रतिक्षणं सर्वभवेषु ।
शरणं त्वमेव भगवन् ! मम भक्तस्य कृपापात्रस्य ॥ इति छाया ।

२ चरित्रज्ञानसंयुक्तं धर्मोद्योतकरं गुरुम् ।
गुणैर्गुरुं श्रेष्ठं धर्मसूरिं नमाम्यहम् ॥ इति छाया ।

३ महाप्रभावयुक्तस्य पतङ्गस्येव ( सूर्यस्येव ) सेवना ।
स्तोकाऽपि ते प्रभा जातोदयाय मे कजस्य च ॥

४ विद्याकमलविकाशी पापपंकशोषी जगदुपकारी ।
विद्वद्गृहप्रभाहारी सूर इवाऽऽसीद् धर्मसूरिः ॥

शौरसेन्याम्—

जादिप्पबोधकारस्स धम्मतचोवदेसिणो ।
अणेगसत्थवेदिस्स नमोत्थु धम्मसूरिणो ॥ ५३ ॥

मागध्याम्—

आंशि पुञ्ञचलिदाहँ गुलूण आशिशा तुमं या शस्ते ।
अणञ्ञपञ्ञमञ्जुले, ता तुह यशमाचस्कदि ञ्ञशस्ते ॥५४॥

पैशाच्याम्—

कासीअ रञ्ञा थुतो वरियगुनगनरयनहिवहितपकेन ।
जगकुतुम्बो तुं, तथा वन्दितुं सेवितो पञ्ञगनकेन ॥५५॥

चूलिकापैशाचीभाषायाम्—

रॅसटो विसयफोका नानातिगुनतो तु न ।
सिनातो सीलवालीहिं कीतो सि भुवने सिना ॥ ५६ ॥

---

१ जातिप्रबोधकाराय धर्मतत्त्वोपदेशिने ।
अनेकशास्त्रवेदिने नमोऽस्तु धर्मसूरये ॥

२ आसी. पुण्यचरिताना गुरूणामाशिषा त्वं यस्मात् स्वस्थः ।
अनन्यप्राप्तमञ्जुलः तस्मात्तव यश आचष्टे ज्ञमार्थः ॥

३ काश्या राज्ञा स्तुतो वर्यगुणगणरत्नहृन्नहृदयेन ।
जगत्कुटुम्बस्त्वं, तथा वन्दित्वा सेवित प्राज्ञगणेन ॥ इति छाया ।

४ रुष्टो विषयभोगाद् ज्ञानादिगुणतस्तु न ।
स्नातः शीलवारिभिः, गीतोऽसि भुवने स्वग् ॥ इति संस्कृतछाया ।

अपभ्रंशभाषायाम्—

मरणि गुणि वि अरुसिअमणु
करणिहिं अवसिउ, अलुद्धमणु ।
इअ संभाविअनिअमणु
वंदिउं धम्मु मोदिअसुमणुं ॥ ५७ ॥

उपमाविषये न यान्ति ते सुगुणा धैर्यसमत्वनम्रताः ।
वचसां न च गोचरो यमो यशसा व्याप्तचराचराऽचलः ॥५८॥

धर्मं सूरिं वंदे भूरि ज्ञानैर्जुष्टं शीलैः पुष्टम् ।
सद्भिः सेव्यं विद्वन्नव्यं सच्चारित्रं दुष्पापत्रम् ॥ ५९ ॥

---

१ मरणे गुणेऽप्यरुष्टमनसं करणैरवशितं; अलुब्धमनसम् ।
इति संभावितनिजमनसं वंदामि धर्मं मोदितसुमनसम् ॥ इति छाया ।

२ प्राकृतादिषण्णां भाषाणां लक्षणानि नैकभाषाशास्त्रसूत्रधारसूरि-प्रवरश्रीहेमचन्द्रप्रभुविनिर्मितप्राकृतव्याकरणतो वेदितव्यानि, ग्रन्थ-गौरवभयादस्माभिर्नात्र लिखितानि तानि लक्षणानि । ३ अहिंसा-सत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहरूपः संयमः । ४ चराचरं नाम जगत्, अचलशब्दो भूधरवाचकः । वियोगिनीवृत्तमत्र, एतल्लक्षणं तु पूर्वं (नवमे पद्ये) लिखितम् । ५ अत्र विद्युन्मालावृत्ते सर्वाण्यक्षराणि गुरूण्येव भवन्तीह । ६ विद्वत्स्तुत्यम् । ७ सत् चारित्रं यस्य यत्र वेति बहुव्रीहिः। ८ दुष्पापात् त्रायते इति तम् ।

दुःखभ्रसंगे नाऽचल आर्य ! नर्मगुरो ! धैर्याच्छुभकार्ये ! ।
तद् विबुधस्त्वा स्तौति समीरे मेरुमिवाहो ! धीरस्तुगीतम् ॥६०

रूपेण यः परिवृतोऽतिमनोहरेण
मौढैस्तथा गुणगणैरपि भूषितो यः ।
साकं गुणैर्मतिगुणैरपि संश्रितो य–
आसीत् क्षमासुकलितो गुरुधर्मसूरिः ॥ ६१ ॥

पारं पारं खलु वसुमतीं नः स्वपादैः प्रचण्डो
मोदं मोदं जनतजगणं ल्वलोऽस्मर्कोर्चिः ।
हारं हारं बहुतमतमो जृम्भितज्ञानतेजा
आसीर्गण्यो गुणिमुनिगणे सूर्यवत्त्वं गुणाब्धे ! ॥ ६२ ॥

फुल्लं फुल्लं कृतिकुमुदिनीं भासमाणिप्रियत्वं
शामं शामं भविजनमनस्तापपुञ्जं सुखं च ।
दत्त्वाऽऽलोकं विविधसुधिये चन्द्रिकापायिने च
व्यस्तः काराऽहह ! हिमरुचिधर्मसूरीश्वरः सः ॥ ६३ ॥

---

१ नात्र छन्दोभङ्गो विभावनीय, एवंविधमहाकविनयोगाणां बहुश उपलम्भात् । २ धीरेषु प्रसिद्धम् । अत्र चम्पकमालावृत्तम् । ३ पद्येऽस्मिन् वसन्ततिलकावृत्तम् । ४ सूरिपक्षे स्वचरणाभ्यां, सूर्यपक्षे स्वकिरणैः । ५ चन्द्र, धर्मसूरीश्वर इति व्यस्तरूपकम् । ६ अनुभूत, तच्छन्दस्यानुभूत–प्रस्तुत–प्रसिद्धार्थबोधकत्वात् । मन्दाक्रान्तावृत्तम्, उपरितनेऽपि पद्ये इदमेव वृत्तम् ।

मत्या योऽस्ति बृहस्पतिर्गुणततिर्गत्या समै पैञ्चाननो
धृत्या यः किल निश्चलोऽचैलवरः स्मृत्या जगत्पूजितः ।
कीर्त्या यः क्षितिमण्डलेऽखिलजनैर्लोके सदाऽगीयत
कान्त्या मन्मथजित्वरोऽजितमतिः श्रीधर्मसूरीश्वर ॥६४॥

यस्य बोधगभीरशुभ्रजलधौ को हि प्रवेष्टु क्षमो ?
वक्तृत्वस्य कला च यस्य मधुरा भव्यप्रमोदप्रदा ।
शक्तिर्यस्य शुभाऽपि लेखनविधौ स्फूर्जच्चमत्कारिणी
सोऽय वो वितनोतु भद्रपदवीं स्वःस्थोऽपि धर्मप्रभुः॥६५॥

महाव्रत पंचविध विभो ! त्वया
शीलं तथाहो ! नवधा नृपार्चित ! ।
संशीलित शुद्धविधेः सुश्रद्धया
चतुःकषायान् त्यजता बुधेश्वर ! ॥ ६६ ॥

पन्चेन्द्रिये सयमवान् सुधीरभूः—
स्त्रिधा च गुप्त समितश्च पंचधा ।
ज्ञानाऽऽदिपश्चाऽऽचरणे च सक्तधीः,
षट्त्रिंशदित्याऽऽचरता गुणान् गुणिन् ! ॥ ६७ ॥

---

१ मूतकालद्योतक । २ सिंह । ३ मेरु । ४ स्मरणशक्त्या ।
५ 'यस्य लेखनविधौ शक्तिरपि' इत्यन्वयः । ६ देवलोकस्थ. ।
७ ब्रह्मचर्यम् । ८ क्रोधमानमायालोभान् । ९ 'अभू' इति भूधातोर्लुङि
रूपं सर्वत्राऽपीह पद्ये योजनीयम् ।

सत्साधुयोग्यानं, त्वयैका सुदीपित
कीर्त्या पैद सूरिपद जिनोदितम् ।
संस्मारणा—वारणमाग्णिाऽरिणा
संस्तूयमानेन जिनोक्तिधारिणा ॥ ६८ ॥
त्रिभिर्विशेषकम् ।

सत्य—क्षमादीन त्वमनेकसंख्यान्
गुणान् दधासि स्म सदात्मनिष्ठ ।
तथा परेषामपि सद्गुणान् त्वं
ज्ञात्वा गुणज्ञोऽधर आत्ममोदम् ॥ ६९ ॥

सूरे ! गुरो ! भूरितरैर्गुणैर्वर !
धर्मप्रियाणा हृदि शर्मसुत्कर ! ।
अनल्पपापं हि पुनातु मां भवान्
कृपाकटाक्षेण शुभेन नीरग ॥ ७० ।

प्रशस्तिः—

बालेन शिष्याणुतमेन तात !
हिमांशुनेय कृपयोदितेन ।
गुणाम्बुधेस्ते गुणरत्नराजीन्
विचीय दृब्धाऽस्ति वियोगमाला ॥ १ ॥

---

१ गुणविशेषणमेतत । २ "आख्याताव्ययसर्वादेष्टे प्राग् अक।" इति सूत्रादक । ३ स्यानम् । ४ अरिणा सस्तुयमानेनस्यन्वय ।'अरिणा' इति जातावेकवचनम् । ५ स्वर्गगत । ६ 'ते' इति पदेनास्यान्वयो विधेय । ७ वियोगपद्मस्रक् ।

નામોની અનુક્રમણિકા

---

## પેપરો.

### ( પાશ્ચાત્ય. )



---

## હિંદુસ્તાનનાં પત્રો.

અગાઉથી ગ્રાહક થનારાઓનાં નામોનું લિસ્ટ

૧ પારેખ રાજકરણ વીરચંદ ,,
૧ બાપુલાલ ચુનીલાલ ,,
૧ ભણસાળી હરચંદ ભીખાભાઇ ,,
૧ ગાંધી ભૂરાભાઇ બહેચર ,,
૧ મ્હેતા રતનચંદ ચેલાજી ,,
૧ પારેખ છોટાલાલ રાજકરણ ,,
૧ શાહ હીરાલાલ કકલભાઇ ,,
૧ ગાંધી ભૂરાભાઇ ચેલાજી ,,
૧ ગાંધી કેશવનાલ અમુલખ ,,
૧ શ્રી ડોસાજીભાઇ કાણોદરવાળા ,,

૨ નાગરદાસ કસ્તુરચંદ સા
૧ વૃદ્ધિલાલ મગનલાલનાં ધર્મ
બાઇ ચંદનબાઇ રાધનપુર
૧ વૃદ્ધિલાલ મગનલાલ વીરવાડિ
૧ લીલાવતી વૃદ્ધિલાલ વીરવાડિય
૧ મુક્તિલાલ વૃદ્ધિલાલ વીરવાડિ
૧ શાન્તાબેન મુક્તિલાલ
૧ શા. જવાનજી વીરાજી હ
૧૦ કે. જે. નારેચાનીયા ફિરોજા